મગધ ગ્રંથાવલી : : : ગ્રંથ ૨૯ મો

અલબેલી

# જનપદ કલ્યાણી

•

: લેખક :

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

•

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર

પ્રકાશક : વિક્રેતા

| | | |
|---|---|---|
| કાર્યાલય : | : | રહેઠાણ : પત્રવ્યવહાર |
| નવાનાકા રોડ | : | વિદ્યાવિહાર : ૧૬, દીવાનપરા |
| રાજકોટ-૧. | : | રાજકોટ-૧. [ સૌરાષ્ટ્ર ] |



દાદાના આશીર્વાદ સાથે

**ચિ. પૌત્રી રાગિનીને**

# બીજી આવૃત્તિ વખતે

લોકાદરને પ્રાપ્ત થયેલી મારી આ કથાનો ત્રીજો ભાગ બીજી આવૃત્તિ ધારણ કરે છે. આજની મોંઘવારીમા પ્રકાશકો પણ ભારે પરેશાની ભોગવી રહ્યા છે.

અલબેલી માટે મે પ્રથમાવૃત્તિમા જે કહ્યું હતુ તે ફરીથી કહુ છું :

પૂર્વભારતની જાજરમાન નારી દેવી અમ્બપાલીના જીવનને સ્પર્શ કરતી હિન્દી, ગુજરાતી, બંગાળી વગેરે ભાષાઓમાં ઘણી કથાઓ લખાઈ છે. મેં પણ દેવી અમ્બપાલીના ભવ્ય જીવનને ભાષામાં મઢવાનો પ્રયત્ન કર્યો છે અને આ ત્રીજા ખંડમાં તે પૂર્ણ થાય છે.

ઇતિહાસના પડ ઉપર જ્યારે જ્યારે રાજકરણ અથવા સંપ્રદાય અથવા વર્ગવિશેષનો હાથ પડે છે ત્યારે ત્યારે ઇતિહાસનાં મૂળતત્ત્વો અળગાં પડી જાય છે અને રાજકરણ, સંપ્રદાય અથવા વર્ગ વિશેષની પ્રચારલક્ષી દૃષ્ટિ આગળ આવી જાય છે.

અલબેલીના ત્રણ ભાગ થઈ ગયા...કથા પૂરી થઇ પરતુ એમાં મારે વધારે સાવધ રહેવુ પડ્યુ છે. અને તેટલી કાળજી રાખીને ઉપર જણાવેલાં ત્રણ દૃષ્ટિ બિન્દુઓને ચાતરીને મૂળ કથાને પકડવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નમાં હું કેટલે અંશે સફળ થયો છું તે પ્રાચીન ઇતિહાસના અન્વેષકો જ કહી શકે. મને તો જે વધારે ઉચિત લાગ્યું તે જ લખ્યું છે.

દાખલા તરીકે ઘણા ઇતિહાસકારોએ અમ્બપાલીને પ્રથમ પુત્ર થયાની વાત જણાવી છે...ત્યારે બગાળી ઇતિહાસકારોએ પ્રથમ પુત્રી થયાની વાતને મહત્ત્વ આપ્યુ છે અને મને તે યોગ્ય લાગ્યું છે.

કોઈએ દેવી અમ્બપાલીને પચાસ વર્ષની થઈ ત્યારે ભગવાન

બુદ્ધને શરણે ગયેલી કહી છે.. કોઈએ પ્રૌઢાવસ્થામા ગઈ હોવાનું જણાવ્યું છે...પરંતુ સમયની ગણત્રી કરીને મને યૌવનના મધ્યભાગમાં ભગવાન બુદ્ધના શરણે ગયાનુ ઉચિત લાગ્યું છે. એ જ રીતે ઉજ્જયનીની નંદાને થયેલા પુત્ર અભયકુમારને ; કોઈએ દેવી અમ્બપાલીનો પુત્ર ગણી કાઢયો છે અને નંદાને એક કલ્પિત પાત્ર માન્યુ છે...પરંતુ જૈન ઇતિહાસ આથી સાવ જુદો પડે છે...મને જૈન ઇતિહાસની વાત વધારે વજૂદવાળી લાગી છે..કારણ કે અભયકુમારની આસપાસ એક વિરાટ ઇતિહાસ રચાયેલો છે. પરતુ આ કથા દેવી અમ્બપાલી પૂરતી જ મર્યાદિત હોવાથી નંદા, તેનો પુત્ર અભયકુમાર અને તેની આસપાસનું આખુ માળખું ભવિષ્ય માટે સભાળી રાખ્યુ છે.

આ માળખુ હું ક્યારે મઢીશ તે કહી શકતો નથી...કારણ કે અત્યારે તો એક સાથે પાંચ નવલકથાઓ લખી રહ્યો છુ...પાંચેય નવલકથાઓના સેંકડો પાત્રો મારા માનસનો કબજો લઈ રહ્યા છે..એ બધાં મને મુક્ત કરશે ત્યારે બુદ્ધિના નિધાન સમા અભયકુમારને હું એક નવી જ કથામાં ઉતારવાનો પ્રયત્ન કરીશ.

કથા લેખનમાં તો હંમેશ માફક એકધારી કથા આ વખતે પણ લખી શકયો નથી 'ફૂલછાબ' દૈનિકમાં ધારાવાહી રૂપે આ કથા પ્રગટ થતી હતી અને દર સપ્તાહે એક પ્રકરણ લખાતુ હતું. આમ છતાં પુનરુક્તિ દોષ ન થાય અને કથા પ્રસગમાં સ્ખલન ન આવે તેની ચીવટ રાખવાનો પ્રયત્ન તો કર્યો જ છે.

કથા અગે આટલું જ બસ છે.

ધામી નિવાસ કરણપરા,<br>ભાદરવા સુદ ૩ . ૨૦૨૫<br>રાજકોટ-૧

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું : : શીલભદ્રની ઈર્ષ્યા

રાત્રિનો પ્રથમ પ્રહર સમાપ્ત થાય તે પહેલાં જ અષ્ટકુળના ગણશ્રેષ્ઠો અને આગેવાનો ગણપતિ સિંહના ભવન પર આવી ગયા.

સિંહ સેનાપતિએ સર્વનું યથાયોગ્ય સ્વાગત કર્યું અને ભવનના એક વિશાળ ખંડમાં સહુને બેસાર્યા. ગ્રીષ્મ ઋતુનો ઉત્તરકાળ ચાલતો હતો, ઉષ્માભર્યું વાતાવરણ છેક પાછલી રાતે શાંત થયું હતું. પરંતુ ગણનાયકના ખંડમાં મુક્ત વાતાયન દ્વારા સારી રીતે વાયુ આવી રહ્યો હતો. એ સિવાય દોરીપંખા ચાલતા હતા.

સહુથી છેલ્લો કુમાર શીલભદ્ર આવીને ગણનાયકને તેમ જ અષ્ટકુળના ગણશ્રેષ્ઠોને નમસ્કાર કરી પોતાના આસન પર બેસી ગયો.

ગણનાયકે સહુ સામે જોઈને ગાદી પર બેઠાં બેઠાં જ કહ્યું. ' બધા આવી ગયા છીએ ..હવે આપણે મહત્ત્વની ચર્ચા કરી લઈએ.'

કુમાર શીલભદ્રે કહ્યું : ' મહારાજ, આજે સૌથી મહત્ત્વનો પ્રશ્ન મગધના યુવરાજનો છે ..મેં આજ નગરીમાં જોયું છે કે જો આપણે આ પ્રશ્નનો ઉકેલ ત્વરિત ગતિએ નહીં લાવીએ તો લોકોનો ઉકળાટ વધતો જશે, અને સંભવ છે કે લોકો જનપદ કલ્યાણીના ગૌરવની પરવા કર્યા વગર સપ્તભૂમિ પ્રાસાદ પર આક્રમણ પણ કરી વાળે.'

ગણનાયકે શાંત સ્વરે કહ્યું : 'કુમાર, આપની વાત સત્ય છે લોકો સમજપૂર્વક ક્વચિત્ કરતા હોય છે...દોરવાઈને વારંવાર કરતા હોય છે. આપ સર્વ સમક્ષ હું એ જ મહત્ત્વનો પ્રશ્ન રજૂ કરવા માગુ છુ. ગઈ રાતે હું દેવી અમ્બપાલીને અને બિંબિસારને મળ્યો હતો. આજ બપોરે પણ મળ્યો હતો. મે એમની સાથે દરેક દૃષ્ટિએ ચર્ચા કરી જોઈ છે અને મારી રીતે મે યુવરાજને ચકાસી લીધા છે. અને ખાતરી થઈ છે કે બિબિસાર કોઈ પણ પ્રકારના કપટથી પર છે અને આ ષડ્યંત્ર બાબત તેને કઈ ખ્યાલ નથી. બિબિસારનો પ્રમાણિક એકરાર છે કે પોતે કોઈ દિવસ બહાર નીકળ્યો નથી...તેમ, તેને મળવા બહારના કોઈ માણસો કદી આવ્યા નથી. યુવરાજની આ વાતને દેવી અમ્બપાલીનું સમર્થન છે. અને ત્યાં રહેલાં આપણા માણસોનુ પણ આ બાબતમા સમર્થન છે. આમ છતાં, વૈશાલીના રાજપુરુષો પર મોતનું ગુપ્ત ચક્ર ફરી રહ્યું છે. એ ચક્રમાં હવે કોણ સપડાશે એની કોઈ કલ્પના આપણે કરી શકતા નથી, અને યુવરાજ બિંબિસાર આવા કોઈ ષડ્યંત્રમાં છે નહીં એવી મને પણ ખાતરી થઈ છે.'

આવી ચર્ચામાં રસપૂર્વક ભાગ લેવાને ટેવાયેલો અને કોઈની શેહમાં ન આવનારો લિચ્છવી નવજવાનોનો આગેવાન શીલભદ્ર તરત બોલ્યો : 'શ્રીમાન, આપને બિંબિસાર નિર્દોષ હોવાની ખાતરી ક્યા કારણોથી થઈ!'

ગણનાયકે કહ્યું : 'કુમારશ્રી, તે દેવી અમ્બપાલીના ભવનમાંથી બહાર ગયો નથી...અને યુવરાજ બિબિસાર આવા કોઈ ષડ્યત્રમાં છે નહી એવી મને તો વિશ્વાસપૂર્વક ખાતરી થઈ છે.'

'એ ખાત્રીનો માપદંડ?'

ગણનાયકે કહ્યું : 'કુમારશ્રી, અનુભવ એ માનવીને માપવાનો સફળ ગજ છે. ગુનેગારનો ચહેરો પરખાયા વગર રહેતો નથી ગુને-ગાર ગમે તેટલો ચાલાક હોય છતા એની વાતમા તે સપડાઈ જતો

હોય છે ..અને જનપદ કલ્યાણી તો વૈશાલીના મંગલને વરેલી છે. મંગલ પુષ્કરણીમાં સ્નાન કરીને તેણે પ્રતિજ્ઞા લીધી છે. તેણે મને સ્પષ્ટ કહ્યું છે કે મારો પ્રિયતમ નિર્દોષ છે. વૈશાલીના દુશ્મનને હું કદી આશ્રય ન આપી શકું .છતાં તેઓ ષડ્યંત્રમાં સંડોવાયેલા પુરવાર થાય તો સંથાગારના વધસ્તંભ પર હું જાતે એમને લઈને આવીશ. અમ્બપાલીના આ શબ્દો વજનદાર હોવા છતાં મે આવો માર્ગ સ્વીકાર્યો નહોતો બિંબિસારે પણ ખુલ્લા મનથી કહ્યું હતું. 'આપ મને સાચો ગુનેગાર ન પકડાય ત્યાં સુધી—આપના કારાગારમાં આનંદ-પૂર્વક રાખો. પરંતુ એમની માગણી મને નહોતી રુચિ ..'

'કેમ? યુવરાજને કારાગારમાં ધકેલવો જ જોઈએ .. ..' મહાબલાધિકૃતે કહ્યું

તરત સિંહનાયક બોલ્યા . 'ક્યા ગુનાસર! યુવરાજ ષડ્યંત્રમાં સંડોવાયેલો છે કે નહી એ પ્રશ્નનો હજી સુધી આપણે કોઈ ઉકેલ લાવી શકયા નથી. એ મગધનો યુવરાજ હોવા છતાં આપણી જન-પદકલ્યાણીનો પ્રિયતમ છે...એના પર કેવળ શંકાને વશ થઈને ગુનાનો આરોપ મૂકવો એ શું ઉચિત છે? અને યુવરાજને કારાગારમાં ધકેલવાનું પરિણામ શું આવે એની તમે કોઈ કલ્પના કરી છે?'

બધા અવાક્ બનીને સિંહનાયક તરફ જોઈ રહ્યા

મહારાજ નંદીવર્ધને કહ્યું 'ઘણુ જ ખરાબ પરિણામ આવે. એક તો, નિર્દોષને કોઈ પ્રકારની યાતના ન આપવાની આપણી ન્યાયનીતિ દૂષિત બને...અને રાજગૃહીમાં આ સમાચાર જાય એટલે મહારાજ પ્રસેનજિતને યુદ્ધનું બહાનું મળે...! નહી સેનાપતિ, આ રીતે આપણે બિંબિસારને બંદીવાન બનાવી શકીએ નહી.'

સિંહનાયકે પ્રસન્ન સ્વરે કહ્યું. 'મહારાજ, આપ જે કહો છો તે બરાબર છે. મગધેશ્વર અવશ્ય આ બહાને વૈશાલીને તારાજ કરવાનું

પોતાનું સ્વપ્ન પૂરું કરે. વળી, જ્યા સુધી ગુનો પુરવાર ન થાય ત્યાં સુધી આપણે કોઈ પણ પ્રકારનું અપમાનકારક કદમ ઉઠાવી શકતા નથી.'

શીલભદ્ર બોલી ઊઠ્યો: 'શ્રીમાનને મારે એ યાદ આપવાની આવશ્યકતા નથી કે વૈશાલીનુ સૈન્યદળ મગધેશ્વરની મુરાદ પૂરી થવા દે તેવું છે નહિ છતાં હું એવું નથી ઇચ્છતો કે આવી એક વાતમાથી યુદ્ધનું કારણ ઊભું થાય પરંતુ જનતા ઉત્તરોત્તર ઉશ્કેરાતી જાય છે. બિંબિસાર સર્વથા નિર્દોષ હોય તો પણ જનપદકલ્યાણીના પ્રિયતમ તરીકે વૈશાલીનો કોઈ પણ લિચ્છવી જુવાન એને સહી શકે એમ નથી. અને દેવી અમ્બપાલી પોતાના આ પરદેશી પ્રિયતમને સપ્તભૂમિ પ્રાસાદમાં સાચવી રાખશે તો લોકોમાં ભારે રોષ ઊભો થશે. અને લોકો કઈ પળે શું કરી બેસે છે તે કલ્પવુ મુશ્કેલ હોય છે.'

ગણનાયકે કહ્યું: 'કુમારશ્રી, તમારી વાત સમયોચિત છે અને જનપદ કલ્યાણી પણ બુદ્ધિમતી છે. આ આખા પ્રશ્નનો સુખદ ઉકેલ તેણે જ શોધી કાઢ્યો છે.'

કુમાર શીલભદ્રે કહ્યું. 'ઉકેલ કેવો છે?'

'વૈશાલીના કલ્યાણ ખાતર અને સાચો ગુનેગાર શોધી શકાય એ આશાએ દેવી અમ્બપાલી પોતાના પ્રિયતમનો ત્યાગ કરવા તૈયાર છે.' સિંહ સેનાપતિએ ભાર દઈને આ શબ્દો કહ્યા.

સર્વના મન પર એની સરસ અસર થઈ ગઈ. સહુ બોલી ઊઠ્યા. 'જનપદ કલ્યાણી ખરેખર જનપદ કલ્યાણી જ છે...એનો નિર્ણય સર્વોત્તમ છે...'

મહારાજ નદીવર્ધને કહ્યું: 'ઘણો જ ઉત્તમ નિર્ણય છે દેવી અમ્બપાલીની આ ભાવના રાષ્ટ્રભક્તિથી ભરેલી છે...'

'મે દેવી અમ્બપાલીને સંદેશો પણ મોકલ્યો છે કે એકાદ સપ્તાહમા તેઓ યુવરાજને વૈશાલીની સીમા બહાર મોકલવા તૈયાર થઈ જાય.' સિંહ સેનાપતિએ કહ્યું.

સહુએ સિંહ સેનાપતિના નિર્ણયને વધાવી લીધો. શીલભદ્રે પણ કશો વિરોધ કર્યો નહિ, પરંતુ તેના મનમાં ઇર્ષાનો એક તણખો પડ્યો હતો તે ઝબૂકી ઊઠ્યો. તેના હૈયામાં અમ્બપાલીને માણવાની એક આશા જાગી હતી. અને એ આશા મૃગયાના ષડ્યંત્રમાં જ ચોળાઈ ગઇ હતી...ત્યાર પછી તે કંઈ પણ પ્રયત્ન કરે તે પહેલાં જ દેવી અમ્બપાલી આચાર્ય જયકીર્તિના વેશમાં આવેલા બિંબિસારની અંકલક્ષ્મી બની ચૂકી હતી...

શીલભદ્રના પ્રાણને ન સહી શકાય એવી ચોટ લાગી હતી પરંતુ આ અંગે તે કશું કરી શકે તેમ નહોતો. એટલે સમસમીને બેસી રહ્યો હતો.

અને બિંબિસાર ખુલ્લો થયો, એનું નામ ષડ્યંત્રમાં સંકળાયું એટલે શીલભદ્રને દાવ લેવાનુ મેદાન મળી ગયું. તેણે જ પોતાના ખાસ માણસો દ્વારા જનતામાં એક પ્રકારનો રોષ ઊભો કરાવી દીધો હતો.

આ પ્રશ્ન આ રીતે પતી જશે એવી શીલભદ્રને કલ્પના પણ નહોતી. તે તો ઇચ્છતો હતો એક નાનકડું યુદ્ધ, અને બિંબિસારનો વધ! પણ સેનાપતિ સિંહના પ્રયત્નથી આ આખો પ્રશ્ન એમ ને એમ પતી જાય એવો સંયોગ ઊભો થઈ ગયો.

આ પ્રશ્નની આવી સરલ પતાવટથી સિંહનાયકના ભવનમાંથી બધા હર્ષ પામતા પામતા વિદાય થયા. શીલભદ્ર પણ વિદાય થયો.

પરંતુ એના હૈયામાં હર્ષ નહોતો. બિંબિસાર સહેલાઇથી છટકી જાય એ પણ તેની દૃષ્ટિએ યોગ્ય ન હતું. તેમ જ એ જીવતો હોય ત્યાં સુધી અમ્બપાલીને પોતાની બનાવવી એ પણ અશક્ય છે. આથી કોઈ પણ ઉપાયે બિંબિસાર નષ્ટ થવો જોઈએ.

શીલભદ્ર પોતાના ભવન પર ન જતાં એક મિત્રના ઘેર પહોંચ્યો.

આમ, આકસ્મિક રીતે આવેલા કુમારનું મિત્રે આશ્ચર્ય સાથે સ્વાગત કર્યું. મૈરેયનુ પાન કર્યા પછી શીલભદ્રે કહ્યું. 'મિત્ર, ગણનાયક પોતાના કાર્યમા સફળ થયા ..પરતુ આપણું કાર્ય અધૂરુ રહી જશે.'

'શુ બન્યુ ?'

'એકાદ સપ્તાહમાં અમ્બપાલી એના પ્રિયતમને વિદાય આપશે'

'કાયમ માટે ?'

'એવો કોઈ ખુલાસો નથી. પરતુ બેચાર મહિના માટે તો આમ બનશે જ.'

મિત્રે કહ્યુ. 'કુમારશ્રી, બિબિસાર કાયમ માટે દૂર થવો જોઈએ. એ વૈશાલીમા પાછો આવે નહિ એવું જ થવુ જોઈએ.'

'બરાબર છે ..પણ જનતા સિવાય આ કાર્ય કોઈથી થઈ શકે તેમ નથી'

મિત્ર વિચારમા પડ્યો ..બે પળ પછી બોલ્યો. 'હ ...તો આવતી કાલે રાતે...આપણા અખાડે બધાને બોલાવીએ અને આપ પણ આવો ..બિબિસારને લોકો સમજી લેશે.'

શીલભદ્ર વિચારમા પડી ગયો. આવતી કાલે રાતે તો કાદબિનીને મળવા જવાનુ છે...! કઈ નહિ...આ પ્રશ્ન પતાવ્યા પછી જ કાદબિનીને મળવુ એ વધારે ઉત્તમ છે. આમ વિચારી તે બોલ્યો. 'બરાબર છે...હુ આવતી કાલે રાતના પ્રથમ પ્રહર પછી અખાડે આવીશ ..આપણા બધા સાથીઓ આવી જાય તે જવાબદારી તારી.'

'આપ નિશ્ચિત રહો.' મિત્રે હસીને કહ્યું.

અને ફરી એક વાર મૈરેયપાન કરીને શીલભદ્ર પોતાના ભવન તરફ વિદાય થયો.

આખી રાત અજપામાં પસાર થઈ. અલબેલા યૌવનમદથી મદિરા બનેલી કાદબિની એના માનસપટમાથી પળ માટે પણ દૂર

થતી નહોતી. અને બિંબિસારને કઈ રીતે ખતમ કરવો એ યોજના પણ એનાં જ્ઞાનતંતુઓને દળી રહી હતી. આથી શીલભદ્રની આખી રાત અજંપામાં ગઈ. સવારે શય્યામાં બેઠો થયો ત્યારે તેણે બે વિચારો નક્કી કર્યા હતા. આજ મધ્યાહ્ન પછી દેવી કાદંબિનીને મળવા જવું .. કારણ કે ગઈ કાલે કહેવડાવ્યું હતુ. બીજો વિચાર બિંબિસારને નષ્ટ કરવાનો હતો આજ રાતે મળનારી સાથીઓની સભામાં એ રીતે નિર્ણય લેવો કે સપ્તપ્રાસાદ પર આકસ્મિક સશસ્ત્ર હુમલો લઈ જવો અને બિંબિસારને ઠેકાણે પાડી નાખવો.

આમ મનમાં નિર્ણય થતાં વિચારોનો પ્રવાહ શાંત બની ગયો. વિચારોનાં આંદોલનો ત્યારે જ શમે છે જ્યારે એ કંઈક નિર્ણયાત્મક બને છે.

નક્કી કરેલા નિર્ણય મુજબ કુમાર શીલભદ્ર દેવી કાદંબિનીના ભવન પર ગયા લક્ષ્મી દીદીએ તેનુ ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું અને એક ખંડમાં બેસાડી ગ્રીષ્મ પાનકનું પાત્ર આપ્યુ.

થોડી જ વારમાં મીઠા હાસ્યથી વાતાવરણને મુખરિત કરતી અને યૌવનના ઉષ્માપ્રેરક તરંગો વડે વાતાવરણને ઊર્મિલ બનાવતી કાદંબિની ખંડમાં દાખલ થઈ.

શીલભદ્ર કાદંબિનીને જોતાં જ ઊભો થઈ ગયો. તેણે કાદંબિનીને નૃત્યમા જોઈ હતી. અને મનમાં મિલનની લાલસા જાગી હતી. નૃત્ય પછી તેણે કાદંબિનીને મળવાનો સમય માંગી લીધો હતો ..પરંતુ અત્યારે તે એ જોઈ શક્યો કે નૃત્યાંગનાના વેશ કરતાંયે કાદંબિની પોતાના સ્વાભાવિક વેશમાં વધારે સુંદર લાગે છે। તે બોલ્યો: 'દેવીનો જય થાઓ ..'

કાદંબિનીએ મધુર હાસ્ય વેરતાં કહ્યુ 'આયુષ્યમાનનો જય થાઓ ..'

શીલભદ્ર બોલ્યો: 'દેવી, મારો એક સંશય અત્યારે દૂર થયો.'

'સંશય ?'

'હા...આપને પ્રથમ વાર નૃત્યમાં જોયેલાં...પછી થોડી પળો પૂરતી વાત કરેલી...મને લાગતું હતુ કે નારીનુ રૂપ એની સજાવટમાં વધારે ખીલતુ હોય છે...પણ અત્યારે મને સમજાય છે કે રૂપને રંગની કંઇ જરૂર નથી...એનો પ્રકાશ તો સ્વયં હોય છે!'

'ઓહ્, હુ ધન્ય બની...' કહી કાદંબિની પોતાના આસન પર બેસી ગઇ.

શીલભદ્ર પોતાના આસન પર બેસતાં બોલ્યો : 'આજ રાતે આપના મિલનનો...'

વચ્ચે જ કાદંબિની બોલી ઊઠી. 'પ્રિય, આજ તો મારે ક્ષમા જ માગવી પડશે.'

'કેમ...'

'આજ રાતે મારે નૃત્ય કરવાનુ છે.'

'ઉત્તમ...હું પણ આજ રાતે અન્યત્ર રોકાયેલો છું...એ કહેવા માટે જ અત્યારે આવ્યો છું. બે ત્રણ દિવસ પછી આપને જે રાત અનુકૂળ હોય...'

'પ્રિય, આજ સોમ છે...બુધ અથવા શુક્ર ..આપને જે અનુકૂળ ાય તે મને પણ અનુકૂળ જ રહેશે.' કાદંબિનીએ કહ્યું.

એક પરિચારિકા મૈરેયનાં બે પાત્રો લઇને આવી.

એક પરિચારિકાએ શીલભદ્રના હાથમાં મૈરેયનું એક પાત્ર આપ્યુ અને બીજુ ...કાદંબિનીના હાથમાં આપ્યું.

મૈરેયપાન કરતા શીલભદ્રે કહ્યુ : 'દેવી, શુક્રવાર ઉત્તમ છે...હું પણ એક ચિંતામાથી નિવૃત્ત થઈ જઇશ. આપના સત્કાર માટે મારુ ભવન...'

'પ્રિય, સત્કાર નહિ...મિલન કહો, મસ્તી કહો...બે યૌવનની એક કવિતા કહો—સત્કાર ભવનમાં ન શોભે...મિલન તો જ્યા મુક્તિ,

આનંદ અને નીરવતા હોય ત્યાં જ શોભે.' કાદંબિનીએ મૈરેયનો એક જ ઘૂંટ લીધો હતો અને આ શબ્દો કહીને તેણે પાત્ર બાજુની ત્રિપદી પર મૂકી દીધું.

'ઓહ, દેવી...મિલનની સુંદર કલ્પના આપી...આપ કહો ત્યાં આપણે જઈશું.'

'હું તો વૈશાલી પ્રદેશની કોઈ માહિતી ધરાવતી નથી...કમનસીબે વૈશાલીમાં આવ્યા પછી આ ભવનમાંથી બહાર નીકળવાનો પણ સમય નથી મળ્યો...મેં સાંભળ્યું છે કે વૈશાલીને પાદર એક સુંદર નદી છે.'

'હા...ઘણી જ સુંદર નદી...'

'તો આપણે બંને જળવિહાર કરીએ. યૌવન, કામ અને ઉરને જળથી પ્રેરણા મળે છે.'

'ઘણો સુંદર વિચાર ..'

'તો આપ શુક્રવારે રાતના પ્રથમ પ્રહર પછી અહીં આવજો .. માત્ર એકાકી...'

'એકાકી?'

'આપે મુક્ત મસ્તીનો અનુભવ કર્યો લાગતો નથી...' આછા હાસ્ય સહિત કાદંબિની બોલી.

'વાહ! દેવી, આપનું મન ભારે રસભરપૂર છે—પરંતુ...'

'શું? અચકાયા વગર કહો '

'આપણે પાછાં ક્યારે ફરીશું?'

'આપ ઇચ્છશો ત્યારે. પ્રેમીઓની રાત દીર્ઘ નથી હોતી...પણ ગઈ કાલની માફક આપના બદલે આપનો કોઈ સંદેશો મળશે તો ..'

'દેવી, ક્ષમા માગી લઉં છું...ગઈ કાલે એક મહત્ત્વનું કાર્ય આવી પડ્યું હતું ...હવે એવું નહિ બને.. શુક્રવારે રાત્રિના પ્રથમ પ્રહર પછી હું મારા રથ સાથે...'

વચ્ચે જ કાદંબિની બોલી . 'રથ નહિ...'

'ત્યારે ?' શીલભદ્ર આશ્ચર્યભરી નજરે કાદંબિની સામે એક નજરે જોઈ રહ્યો.

'પ્રિય, આપની પ્રતિષ્ઠા અજોડ છે...કોઈ જાણે કે આપના જેવા એક ઉચ્ચ કક્ષાના પુરુષ મારા જેવી એક નર્તકીને લઈને નૈશક-ભ્રમણ કરવા નીકળ્યા છે તો મારે શરમથી મરી જવું પડે...ના...આપ એકલા જ આપના અશ્વ ઉપર આવજો...હું પણ મારા અશ્વ સાથે તૈયાર રહીશ.'

એ પળ વિચારીને શીલભદ્ર બોલ્યો : 'દેવી, આપની દૃષ્ટિ ઘણી જ દીર્ઘ છે...આપ કહો છો એમ જ થશે.'

આ ચર્ચા વધુ લંબાય તે પહેલાં જ લક્ષ્મી દીદી ખંડમાં આવી અને કાદંબિની સામે જોઈને બોલી : 'નૃત્યાચાર્ય આપની રાહ જોતા ક્યારના બેઠા છે.'

'ઓહ્ !' કહીને કાદંબિની પોતાના આસન પરથી ઊભી થઈ ગઈ અને શીલભદ્ર સામે જોઈને બોલી 'પ્રિયતમ, ક્ષમા માગી લઉં છું...આજના નૃત્યની પૂર્વ તૈયારી થઈ નથી એટલે...'

'નહિ દેવી, ક્ષોભની કાંઈ જરૂર નથી.' કહી શીલભદ્ર પણ ઊભો થયો.

કાદંબિનીએ કહ્યું : 'મારો નૃત્યાભિનય જોવા આજ રાતે આપ...'

'આ મીઠું નિમંત્રણ મસ્તીના અભિનય માટે અનામત રાખું છું.' કહી શીલભદ્ર કાદંબિની પાસે આવી ગયો.

કાદંબિની માદક હાસ્ય વેરતા શીલભદ્રના ગાલ પર એક ટાપલી મારતા બોલી . 'આપ રસાવતાર છો !'

અને વળતી જ પળે તે એક કટાક્ષ વેરીને લક્ષ્મી પાછળ ચાલતી થઈ.

## પ્રકરણ ર જું : : ચંદ્રનંદિની

રાત્રિના દ્વિતીય પ્રહરની અંતિમ ઘટિકા શરૂ થઈ ચૂકી હતી.

વસંતગૃહની સામેના ઉદ્યાનમાં આવેલા એક સ્વચ્છ સુંદર લતામંડપમાં દેવી અમ્બપાલીનું નર્તકીવૃંદ અને આઠ દશ પરિચારિકાઓ બેઠી હતી. ત્યાં એક મસૃણ ગાદી પણ બિછાવેલી પડી હતી પરંતુ તેના પર કોઈ બેઠું નહોતું.

મંડપના સામેના ભાગમાં દેવી અમ્બપાલીની વાદ્યકાર મંડળી આવીને બેઠી હતી. ત્યાં પણ એક મસૃણ ગાદી પડી હતી. એ ગાદી સામે મહાબિંબ વીણા મૂકેલી હતી અને ધનંજય એ તરફ બેઠો હતો.

સહુ દેવી અમ્બપાલી અને યુવરાજના આગમનની રાહ જોતાં હતાં

દેવી અમ્બપાલીની ભાવનાને સત્કારના અર્થે આજની મિજલસ ગોઠવાઈ હતી. કારણ કે બધા વાદ્યકારો અને કલાકારો યુવરાજનું વીણાવાદન સાંભળવા ઝંખી રહ્યા હતા.

દેવી અમ્બપાલીએ સહુની ઇચ્છાને સત્કારીને સ્વામીને આ વાત કરી હતી અને બિંબિસારે તરત સ્વીકારી હતી. કારણ કે એક સપ્તાહમાં વૈશાલી, પ્રિયતમા અને આ ભવનનાં સુમધુર સંસ્મરણોથી દૂર દૂર જવાનું હતું.

કઈ તરફ જવું એ અંગેનો નિર્ણય ધનંજય સાથે મળીને

બિંબિસારે કરી લીધો હતો. બન્નેએ નક્કી કર્યું હતુ કે ઉજ્જયિની એક સુંદર, સમૃદ્ધ અને કલાપ્રિય નગરી છે. ત્યાનો રાજા અતિ ઉગ્ર અને પ્રતાપી હોવા છતાં નગરીના લોકો ઘણા જ કલારસિક છે. આવી નગરીમા બે ત્રણ માસ આનંદથી રહી શકાશે, અને નવું નવુ જાણી પણ શકાશે.

આથી બિંબિસારે પૂર્વ ભારતથી દૂર જવાનું જ નક્કી કર્યું હતુ. જો કે આ વાત તેણે હજી સુધી પોતાની પ્રિયતમાને કહી નહોતી. પરંતુ વિદાય વખતે કહેવાનું મનથી વિચારી રાખ્યું હતું. બિંબિસાર સમજતો હતો કે અમ્બપાલી આટલે દૂર જવાની સંમતિ આપશે નહી. વૈશાલીની હદની નજીકમાં આવેલા કોઈ પણ સ્થળે રહેવાનુ તે પસંદ કરશે. આથી તેણે પ્રિયતમાને પોતાનો નિર્ણય વિદાય વખતે જણાવવાનુ નક્કી કર્યું હતું.

ધનંજયે પણ આજ મધ્યાહ્ન પછી, એક માગધ સાથે મહારાજ પ્રસેનજિતને અહીના સમાચાર મોકલી દીધા હતા અને તે નિશ્ચિંત બન્યો હતો.

બીજો પ્રહર પૂરો થયાની ઝાલરી રણકી ઊઠી સાથોસાથ બિંબિસાર, દેવી અમ્બપાલી અને માધ્વિકા લતામંડપમા દાખલ થયાં ત્યાં બેઠેલ બધાંએ ઊભાં થઈ દેવી અમ્બપાલી અને બિંબિસારનો સત્કાર ...ર્યો. દેવી અમ્બપાલી પોતાના આસન પર બેસી ગઈ. માધ્વિકા તેની ...છળ બેઠી.

બિંબિસાર પણ પોતાના આસન પર બેસી ગયો. આચાર્ય ઇલાવર્ધન મૃદંગનો સાથ આપવા બિંબિસારની જમણી બાજુએ બેઠો હતો. બિંબિસારે મનમાં દેવી વીણાપાણિનુ સ્મરણ કરીને વીણા હાથમા લીધી. સ્વરમેળ શરૂ કર્યો થોડી પળોમા જ સ્વરમેળ થઈ ગયો. એટલે આચાર્ય ઇલાવર્ધને મૃદંગનો સ્વરમેળ કરવા માંડ્યો.

અમ્બપાલી સ્થિર નજરે પોતાના પ્રાણાધિક સામે જોઈ રહી હતી. તેના મનમાં થયું હતુ કે એક જ સપ્તાહમાં પ્રિયતમને જવુ

પડશે. પ્રેમ, રંગ, ઊર્મિ, ભાવના, આનંદ પરિહાસ અને જીવનની સૌરભ કરમાઈ જશે!

આવા વિચારો દેવી અમ્બપાલીને સિંહ સેનાપતિનો સંદેશો મળ્યા પછી આવી રહ્યા હતા અને એના વદન પર ચિંતાની વાદળી વસી ગઈ હતી.

અત્યારે પણ તે હંમેશ જેવી પ્રફુલ્લ જણાતી નહોતી...ચિંતારૂપી નિસ્તેજતા તેનાં નયને—વદને સ્પષ્ટ ઊપસી આવી હતી. જોનારને એમ જ લાગતુ કે દેવી અમ્બપાલી કોઈ મંદવાડના કારણે આવાં નિસ્તેજ બની ગયાં છે!

નારી જ્યારે માતૃત્વ પ્રાપ્ત કરવાની હોય ત્યારે તેની કાયામાં એક તેજ ઊભરાતુ હોય છે. નવા જીવનું ઉદરમાં આગમન થયા પછી કાયાનો રંગ વધારે નિખરે છે.

છતાં અત્યારે અમ્બપાલી ચિંતાના કારણે નિસ્તેજ જણાતી હતી.

ચિંતા માનવીના તેજને હણતી હોય છે.

મૃદંગનો સ્વરમેળ થઈ ગયો.

અમ્બપાલીના વીણાવાદક આચાર્ય પદ્મનાભે કહ્યું: 'મહારાજ, કયા રાગને આરાધવો છે?'

બિંબિસારે કહ્યું: 'રાગ નહીં; આચાર્ય, રાગિણી સામે નજર તો કરો ....દેવીનાં નયને, વદને જાણે કોઈ ગંભીર ચિંતાએ વાસ કર્યો છે .....'

બધાએ દેવીના વદન સામે જોયું...ઓહ, શતદળ કમળ જેવા પ્રફુલ્લવદન પર આ શું થઈ ગયું છે?

મૃદંગવાદકે કહ્યું: 'દેવીના ચિત્તને રાગમોહિની અવશ્ય પ્રસન્ન કરશે'

બિંબિસારે કહ્યું: 'હું ચંદનંદિની નામની રાગિણીને આરાધીશ.'

'ચંદ્રનંદિની?' આશ્ચર્યભર્યા સ્વરે આચાર્ય પદ્મનાભે પ્રશ્ન કર્યો.

બિંબિસારે હસીને કહ્યું: 'હા, આચાર્ય, ભગવતી પાર્વતીનો વિષાદ દૂર કરવા ભગવાન શંકરે ચંદ્રનંદિનીનું નિર્માણ કર્યું હતું. ...ચંદ્રનંદિનીના સ્પર્શ વગર ચંદ્રાનનાની ચિંતા પાછી નહીં વળે!' કહી બિંબિસારે પ્રિયતમા સામે જોઈને આછું હાસ્ય વેર્યું. અમ્બપાલી કશું બોલી નહીં. એના મનમાં એવી ભાવના હતી કે હૈયું વલોવી નાખે એવા વિયોગની વેદનાભરી રાગિણી છેડાય તો સારું

બિંબિસારે વીણા પર સ્વરાંદોલન પ્રારંભ કર્યો.

સપ્તભૂમિ પ્રાસાદના વસંતગૃહમાં આ રીતે ચંદ્રનંદિનીનું આરાધન થઈ રહ્યું હતું અને નગરીના પૂર્વ છેડે આવેલા અખાડામાં એક હજાર લિચ્છવી જુવાનો એકત્ર થયા હતા અને પોતાના પ્રિય નેતા શીલભદ્રની પ્રેરક વાણી સાંભળી રહ્યા હતા શીલભદ્રના પ્રવચનથી નવજવાનોના હૈયામાં આગ ટલવાઈ રહી હતી અને મગધના યુવરાજને એ આગમાં બાળી નાખવાની ધગશ ઉભરાઈ રહી હતી. લિચ્છવી જુવાનો વારંવાર અવાજ કરતા હતા. 'બિંબિસારનો વધ કરો, જનપદકલ્યાણીને શત્રુના સકંજામાંથી મુક્ત કરો, વૈશાલીનું કલંક ...ઈ નાખો.'

જેના માટે આ જાતની વાણી વેરાતી હતી તે બિંબિસાર વીણાવાદનમાં મસ્ત બની ગયો હતો. ચંદ્રનંદિની રાગિણી સમગ્ર વાતાવરણમાં નવો ઉલ્લાસ, નવી પ્રેરણા, આશાની સૌરભ અને જીવનની માધુરી બિછાવી રહી હતી.

આચાર્ય ઈલાવર્ધનનો મૃદંગ સાથ પણ ખીલી ઊઠ્યો હતો અને દેવી અમ્બપાલીના અન્ય વાદ્યકારો આવું વીણાવાદન સાંભળીને ધન્ય બની રહ્યા હતા.

દેવી અમ્બપાલીની નૃત્યમંડળીની નૃત્યાંગનાઓ શ્રીરેખા, માલિની, શચિ, કમલિની, કાન્તા, સુલેખા, વગેરેએ આ રાગ કદી સાંભળ્યો નહોતો .. .....અને વીણા પરનું આવું પ્રભુત્વ ક્યાંય જોયું નહોતું આ બધી નૃત્યાંગના ૧૬ થી ૨૧ વર્ષ સુધીની જ હતી અને સહુનાં હૈયાં નૃત્ય માટે થનગની રહ્યાં હતાં.

ચિંતાથી નિસ્તેજ બનેલી દેવી અમ્બપાલી ચંદ્રનંદિનીના સ્વર મંજરીના સ્પર્શથી ધીરેધીરે પ્રસન્ન અને પ્રફુલ્લ બની રહી હતી.

હૈયાને સ્પર્શતો રાગ પોતાનો પ્રભાવ પાડ્યા વગર રહી શકતો નથી. રાગિણી ચંદ્રનંદિનીના સ્પર્શથી એક વાર દેવી પાર્વતીનો વિષાદ દૂર થયો હતો. આજ અમ્બપાલીનો વિષાદ ધોવાઈ રહ્યો હતો. રાગિણી જીવનના પરમ આનંદનું સ્વરૂપ વ્યક્ત કરતી હતી અને એક જ સંદેશો આપતી હતી કે. 'ચિંતા, નિરાશા, શોક અને દર્દ એ તો માનવીના મનથી સર્જાયેલી જ્વાળા છે. પ્રેમ, આનંદ, સમર્પણ અને ઉલ્લાસ એ જ જીવનની પરમ શાંતિ છે.'

રાગના સ્પર્શથી હૈયું પ્રફુલ્લ બની જતું હતું. જેમ બિડાયેલા કમળ પર સૂર્યનાં કિરણોના સ્પર્શથી ઊર્મિનું સ્વરૂપ ખીલવા માંડે છે તેમ ચંદ્રનંદિનીના સ્પર્શથી અમ્બપાલીના અંતરમાં આશાનાં કમળ ખીલવા માંડ્યાં હતાં.

એની અલબેલી દૃષ્ટિ પુનઃ મર્મવેધક અને મદભરપૂર મારકણી બની રહી હતી.

રાગિણી જ્યારે અમ્બપાલીના અંતરમાં આવીને કહેતી હતી. 'અરે, તું તો પૂર્વ ભારતની અલબેલી અપ્સરા છે, અલબેલી નૃત્યાંગના છે, અલબેલી ચિરયૌવના છે. તારી મદભરી ગરની સંસારની એક માધુરી છે. તને કોઈ દર્દ નથી. કોઈ વેદના નથી. તું પોતે જ આશા અને આનંદની પ્રતિમા છે......તારી મસ્તીથી તારા સ્વામીને ધન્ય બનાવ. એના પાથેયમાં દર્દ નહીં, પણ આશાનાં અમૃત આપ.

વિયોગથી શા માટે કંપે છે? વિયોગ એ તો પ્રેમીઓનુ તપ છે... મૂલ્યાંકનનુ માપ છે...'

જેમ જેમ રાગિણી ખીલતી ગઈ તેમ અમ્બપાલીની વદન પરની સ્વાભાવિક શ્રી દિવ્ય બનવા માંડી.

ત્યા બેઠેલા સહુની નજર બિંબિસારના તેજસ્વી ચહેરા પર સ્થિર બની હતી. આચાર્ય ઈલિાવર્ધન પણ રાગના સ્પર્શથી વારંવાર ઊર્મિલ બની જતો હતો અને તાલમાં હળવો આંચકો આવી જતો હતો. એ વખતે બિંબિસાર એના સામુ આછુ હસી લેતો પણ એની નજર અવારનવાર પ્રિયતમાની અલબેલી દૃષ્ટિ સાથે ટકરાઈ જતી.

ચંદ્રનંદિનીની આરાધનામાં એક પ્રહર ચાલ્યો ગયો ચોથા પ્રહરનો પ્રારંભ થયો...રાગિણી ક્યારે પૂરી થશે એ કલ્પના કોઈને આવતી નહોતી ..સહુ ચંદ્રનંદિનીના પ્રેરક અને ઊર્મિલ સ્વરૂપમાં તન્મય બની ગયાં હતાં.

અમ્બપાલીના નર્તકીવૃંદની સુલેપા વારવાર નૃત્ય વડે રાગિણીને સત્કારવાનો ઉમંગ વ્યક્ત કરવા ઊભી થવા જતી...પરંતુ નૃત્ય માટે એવુ સ્થળ નહોતુ ...છતાં તે પોતાની જાતને રોકી શકી નહી અને અહી કોણ બેઠુ છે એનો વિચાર કર્યા વગર તે ઊભી થઈ ગઈ અને વચ્ચેની સાંકડી જગ્યામાં પ્રસન્ન ભાવે નૃત્ય કરવા માડી.

બિંબિસાર માત્ર બે જ ગ્રામની રમત કરતો હતો. તે સમજતો હતો કે ત્રણ ગ્રામ પર રાગિણી રમશે તો દેવી અમ્બપાલી પોતાની સગર્ભાવસ્થાનુ ભાન ભૂલીને નૃત્ય કરવા ઊભી થઈ જશે. આ ભયથી તે માત્ર બે ગ્રામને જ સ્પર્શી રહ્યો હતો.

સુલેપાએ ચંદ્રનંદિનીના સ્વરૂપને અનુરૂપ નૃત્યભાવ રજૂ કરવા માડ્યો.

અહી જીવનની સૌરભ મહેકી રહી હતી અને અખાડામા આગની ચિનગારીઓ ચગી રહી હતી.

શીલભદ્ર અને તેના અન્ય સાથીઓના પ્રવચન પછી બિંબિસારને કેવી રીતે ખતમ કરવો એ અંગેની વિચારણા ચાલી રહી હતી. જુવાનો ઇચ્છતા હતા કે કોઈ પણ બહાને બિંબિસારને ભવન બહાર બોલાવીને એનુ મસ્તક ધડથી જુદું કરી નાખવું.

કોઈ કોઈનો એવો મત હતો કે પાંચેક ચુનંદા જુવાનોએ સપ્ત-ભૂમિ પ્રાસાદમાં જવું અને ત્યાં જ બિંબિસારને ગૂડી નાખવો.

આમ વિવિધ સૂચનો સાંભળ્યા પછી શીલભદ્રે કહ્યું. 'મિત્રો, વૈશાલીના લિચ્છવીઓ સામી છાતીએ ઘા ઝીલનારા ને કરનારા છે.. આવા કપટનો આશ્રય લઈને બિંબિસારને મારવામાં આપણું ગૌરવ ન કહેવાય.'

'કુમારશ્રી, આપ અમારા માર્ગદર્શક છો...આપ જ કોઈ ...ઉપાય બતાવો.' એક નવજુવાને કહ્યું.

શીલભદ્રે કહ્યું. 'આજે સોમવારની રાત છે. આપણે શુક્રવારની વહેલી સવારે બેહજાર માણસોએ સપ્તભૂમિ પ્રાસાદમાં એકાએક ઘૂસી જવુ અને બિંબિસારને પડકારવો.'

સહુએ આ સૂચને વધાવી લીધું.

શીલભદ્રે કહ્યું: 'આ આક્રમણની ભૂમિકા પણ બાંધવી પડશે. આપણે આ નિર્ણયને આપણા મનમાં જ રાખવાનો છે અને ત્રણ દિવસ સુધી સપ્તભૂમિ પ્રાસાદ નજીક કોઈએ જવાનું નથી...કોઈ જતુ હોય તો એને રોકવાનો છે. અને આ રીતે, વાતાવરણ સંપૂર્ણ શાંત છે એવી હવા ઊભી કરવાની છે. કારણ કે ગણતંત્રના ત્રણસો સૈનિકો ત્યાં પહેરો ભરતા હોય છે. આપણે આપણા જ સૈનિકો સાથે અથડામણમાં ઊતરવાનું હોય નહિ. આપણે જો આવી શાંતિ ઊભી કરીશુ તો ગણતંત્રનું સૈન્યદળ પોતાની છાવણીમાં ચાલ્યું જશે અને શુક્રવારે વહેલી સવારે આપણે સફળ આક્રમણ કરીને વૈશાલીના કલંકને ધોઈ શકીશુ.'

શીલભદ્રની આ યોજના સર્વાનુમતે સ્વીકૃત થઈ. ચર્ચાના અંતે નીચે મુજબના ત્રણ મુદ્દા નક્કી થયા.

૧. આવતી કાલથી શુક્રવારની વહેલી સવાર સુધી સપ્તભૂમિ પ્રાસાદ પર કોઈ જાતના દેખાવો ન કરવા, દેખાવો કરવા માગતા લોકોને બધુ પતી ગયુ છે એમ સમજાવીને પાછા વાળવા. લોકોમા એવો પ્રચાર કરવો કે ગણુતત્રની આજ્ઞા દેવી અમ્બપાલીએ સ્વીકારી છે અને બિંબિસારનો ત્યાગ કર્યો છે.

૨. આપણી આ યોજના કોઈએ કોઈ પણ સંયોગમા પ્રગટ કરવી નહિ.

૩. શુક્રવારે વહેલી સવારે બે હજાર નવજવાનોએ પોતાનાં શસ્ત્રો સાથે સપ્તભૂમિ પ્રાસાદમાં ઘૂસી જવુ અને બિંબિસારને પડકારવો. સૂર્યોદય થતા થતામાં તેના રક્તથી સપ્તભૂમિ પ્રાસાદને પવિત્ર બનાવવો. અને આપણી પ્રિય જનપદ કલ્યાણીનુ કલંક હમેશ માટે ધોઈ નાખવુ

આ ત્રણ મુદ્દાઓ નક્કી કરીને સહુ વિખરાયા. એ વખતે રાત્રિનો ચોથો પ્રહર શરૂ થઈ ગયો હતો.

અહી સપ્તભૂમિ પ્રાસાદમા ચંદ્રનંદિની રાગિણી પોતાના પૂર્ણ યૌવન સાથે મહાબિંબ વીણા પર રમી રહી હતી.

અમ્બપાલી ખૂબ જ પ્રસન્નચિત્ત બની ગઈ હતી.

રાગ એ આત્માની પ્રેરણા છે, રાગનો પ્રભાવ મન પર અસર કર્યા વગર રહેતો નથી.

અમ્બપાલી અત્યારે એક અલબેલી રાણી સમી લાગતી હતી. એનાં નયનોમા મસ્તી ઊભરાણી હતી. એના વદન પર ઉલ્લાસના તેજ રમી રહ્યા હતા. પોતાને મહાન પ્રિયતમ મળ્યાનો અત્યારે તે ગર્વ અનુભવી રહી હતી

પરંતુ એને એ કલ્પના પણ નહોતી કે મોહપીડિત કુમાર શીલ-

ભટ બિંબિસાર પ્રત્યેની ઈર્ષાને વશ બની બે હજાર લિચ્છવીઓ સાથે શુક્રવારની વહેલી સવારે આક્રમણ કરવાનો છે એટલું જ નહિ પણ, પ્રિયતમના લોહીથી સપ્તભૂમિ પ્રાસાદને રંગિત બનાવી પોતાના હૈયાની આગ ઠારવાનો છે.

બિંબિસારને પણ આવી કોઈ કલ્પના નહોતી. ચરશ્રેષ્ઠ ધનંજય જો બહાર નીકળ્યો હોત તો અવશ્ય કંઈક ગંધ મેળવી શક્યો હોત. પરંતુ છેલ્લા દિવસોની ધમાલ જોયા પછી બહાર નીકળવું તેણે ઉચિત માન્યું નહોતું.

બિંબિસાર પ્રિયાનાં નયનોની મસ્તી જોઈને વધુ ને વધુ ખીલી રહ્યો હતો.

નયનોની મસ્તી કોને પ્રેરણાના પાન નથી કરાવતી?

આચાર્ય ઈલાવર્ધન મહામહેનતે સાથ આપી રહ્યો હતો. ને વારંવાર રાગની રંગતમાં ખોવાઈ જતા અન્ય વાદ્યકારો પણ પોતાની જાતને ધન્ય માની રહ્યા હતા. અને સૌ રાગના સમુદ્રમાં ડૂબી ચૂક્યાં હતા.

મુલેખા બે ઘટિકા પર્યંત પોતાનો નૃત્ય ભાવ દર્શાવીને બેસી ગઈ હતી. એના મનમાં એમ જ થતું હતું, આવા સ્વરસમ્રાટ સમક્ષ જીવનભર નાચતાં રહેવું જોઈએ.. પરંતુ શું થાય? દેહ પોતાની શક્તિના પ્રમાણમાં જ સાથ આપતો હોય છે. માનવીનું મન થાકતું નથી, દેહ તો થાકે છે

બિંબિસારે ચંદ્રનંદિનીની શ્રુતિઓ વ્યક્ત કરવા માંડી...

અને એ જ સમયે આચાર્ય ઈલાવર્ધને મૃદંગ એક તરફ મૂકી દીધાં અને બિંબિસારના ચરણમાં નમન કરીને કહ્યું. 'મહારાજ, આપને સાથ આપી શકાય એવી સ્થિરતા મનમાં રહી નથી..ચંદ્રનંદિનીનું સ્વરૂપ મારાં મનને પરવશ બનાવી ચૂક્યું છે!'

ચતુર્થ પ્રહરની બેએક ઘટિકાઓ વીતી ગઈ હતી......બિંબિસારે આછા હાસ્ય સહિત પ્રિયતમા સામે જોયું અને રાગિણીને સંકેલવા માંડી. રાગિણી સંકેલાઈ ગઈ.

વીણા પર રમતી આંગળીઓએ વિસામો લીધો......

અમ્બપાલી પોતાના આસન પરથી ઊભી થઈ ગઈ. અને સ્વામીનાં ચરણ પાસે નમી પડતા બોલી. 'સ્વામી, મારો સર્વ વિષાદ અસ્ત થયો છે.. ...'

'પ્રિયે, જ્યાં આનંદ અને જીવન છે, જ્યાં જ્ઞાન અને પ્રેમ છે ત્યાં વિષાદનું શું ગજું ?'

પ્રાતઃકાળનો મૃદુ મધુર સમીર પ્રાણને જીવનતત્ત્વો પાઈ રહ્યો હતો.

ગ્રીષ્મનો ઉત્તરકાળ હોવા છતાં વાતાવરણ સૌમ્ય, સ્નિગ્ધ જણાતું હતુ.

## પ્રકરણ ૩ જું : : આશાનો દીપ [૧]

છેલ્લા બે દિવસથી સપ્તભૂમિ પ્રાસાદની આસપાસ લોકોની કોઈ પ્રકારની જમાવટ થતી નહોતી. તેમ, કોઈ જાતનો કલરવ પણ જણાતો નહોતો.

સપ્તભૂમિ પ્રાસાદની બાજુમાં નીકળતા વિરાટ રાજમાર્ગ પર માત્ર રાહદારીઓની જ આવજા રહેતી હતી.

છેલ્લા બે દિવસમાં ધનંજય ત્રણ વાર ગુપ્તવેશે નગરીમાં ફરવા ગયો હતો, પણ તે કોઈ નૂતન સમાચાર મેળવી શક્યો નહોતો.

સપ્તભૂમિ પ્રાસાદ પર શાંતિના કારણમાં તે એટલું જ જાણી શક્યો હતો કે ગણતંત્રની આજ્ઞા મસ્તકે ચડાવીને દેવી અમ્બપાલીએ પોતાના પ્રિયતમનો ત્યાગ કર્યો છે.

આમ, વાતાવરણ શાંત અને નિરુપદ્રવી જણાતાં ગણતંત્રના ત્રણસો રક્ષકો ગુરુવારે સવારના જ પોતાની છાવણીઓમાં ચાલ્યા ગયા હતા.

દેવી અમ્બપાલી અને બિંબિસારને લોકો એકાએક શાંત થઈ ગયા એ વાતનું આશ્ચર્ય થયું હતું અને સમજ્યું નહોતું. આશ્ચર્યની નિવૃત્તિ માટે બિંબિસારે ધનંજયને બોલાવ્યો.

ધનંજયે ખંડમાં પ્રવેશ કરી દેવી અમ્બપાલી અને બિંબિસારને નમસ્કાર કરી કહ્યું. 'શી આજ્ઞા છે, મહારાજ?'

'ધનંજય, તને આશ્ચર્ય નથી થતું?' અમ્બપાલીએ પ્રશ્ન કર્યો.

'કઈ વાતનું, દેવી?'

'આશ્ચર્યભરી વાત તને કોઈ દેખાઈ નથી?' અમ્બપાલીએ બીજો પ્રશ્ન કર્યો.

ધનંજય વિચારમાં પડી ગયો...કશો ઉત્તર ન આપ્યો. બિંબિસારે હસતાં હસતાં કહ્યું. 'લોકોનો કલરવ એકાએક શાત થઈ ગયો એ તને આશ્ચર્ય નથી લાગતું?'

'મહારાજ, આ અંગે હું કેટલીક વાત સાંભળી શક્યો છું. લોકોમાં એક વાત ચર્ચાય છે કે ગણતંત્રના આગેવાનોએ કરેલા નિર્ણયને માન આપી દેવી અમ્બપાલીએ પોતાના પ્રિયતમનો ત્યાગ કર્યો છે. આથી લોકોનો રોપ શમી ગયો છે.'

બિંબિસાર ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો 'પ્રિયે, લોકહૃદય પળે પળે પલટાતાં હોય છે. તને જે ભય હતો તે આ વાતથી નિર્મૂળ થયો લાગે છે..તારા ત્યાગની પ્રશંસા લોકો કરતા રહેશે.'

અમ્બપાલી કશુ બોલી નહિ. વિચારમાં પડી ગઈ...પ્રિયતમાને વિચારમાં પડેલી જોઈને બિંબિસારે પ્રશ્ન કર્યો. 'કેમ પાલી, વિચાર-મગ્ન કેમ બની ગઈ?'

'લિચ્છવીઓના સ્વભાવને હુ જાણુ છુ.. સપ્તભૂમિ પ્રાસાદ પર આવતાં લોકટોળાંઓમાં મોટા ભાગના લિચ્છવી જુવાનો જ હતા. તેઓ આવી વાતથી એકાએક શાંત બની જાય એ મને જરા વિચિત્ર લાગે છે. હુ આપનો ત્યાગ કરવાની છું એ હકીકત આ રીતે એકદમ પ્રચાર પામે અને લોકો એને સત્ય માની લે તે શુ આપને બરાબર લાગે છે?'

'પ્રિયે, વિરોધીઓનાં મનને સતોષ થાય એટલે એમના ચિત્તનો વિરોધભાવ સ્વય શમી જાય છે. આમ થાય એ કાંઈ અસ્વાભાવિક નથી ..છતા ધનજયં આ બાબત વધારે ચોક્સાઈથી તપાસ કરી આવશે' કહી બિંબિસારે ધનજય તરફ જોઈને કહ્યું 'દેવીનુ ચિત્ત સશયથી વ્યગ્ર છે તુ આજ સધ્યા પછી નગરીમા તપાસ કરવા જજે અને એકાએક વિરોધ શમી જવાનુ કારણ શુ છે તે ઊડી તપાસ કરીને જાણતો આવજે.'

'જી...' કહીને ધનજય ઊભો થયો અને બન્નેને મસ્તક નમાવી ખડ બહાર નીકળી ગયો.

અમ્બપાલીએ કહ્યુ. 'મને એમ થાય છે કે આપણે વસતગૃહનો ત્યાગ કરી પ્રાસાદમા જઈએ.'

'કેમ? હજુ ઉકળાટ ઘણો છે...વર્ષાના પ્રારભને વાર છે. તારા આરોગ્યને..'

વચ્ચે જ અમ્બપાલીએ કહ્યુ. 'હુ કોઈ ભયથી નથી કહેતી પણ થોડા જ દિવસ સાથે રહેશો, એટલે ..'

બિંબિસાર આછુ હસ્યો અને પ્રિયતમાનો એક હાથ પકડતાં

બોલ્યો. 'પાલી, વસંતગૃહનાં પણ સાથે જ છુ...મારા પ્રસ્થાનનો શુભ દિવસ ક્યારે નક્કી કર્યો છે?'

'મે એક જ્યોતિષશાસ્ત્રીને બોલાવ્યા છે. હમણાં જ આવવા જોઈએ. માધ્વિકા કયારની ગઈ છે.' અમ્બપાલીએ કહ્યુ.

'પેલા વૃદ્ધ નિમિત્તક..?'

'ના..આ તો બ્રાહ્મણકુંડ ગ્રામના એક આચાર્ય છે..કોઈ સ્થળે જતા નથી, પણ મારે ત્યાં અવશ્ય આવશે. મારા બાપુ એમના પરમ મિત્ર હતા અને આચાર્ય પણ મને કન્યા માફક જ માને છે.'

બંને વચ્ચે આ વાત ચાલતી હતી ત્યાં માધ્વિકા ખંડમાં આવી અને બોલી 'દેવીનો જય થાઓ...'

'શુ થયુ? આચાર્ય ક્યારે પધારશે?'

'દેવી, આપનો સંદેશો સાભળીને આચાર્ય દેવાનંદ તરત મારી સાથે આવવા તૈયાર થયા હું એમને લઈને જ આવી છું.'

'એમને બહાર ઊભા રાખ્યા છે?'

'ના, અતિથિગૃહમાં એમનુ સ્વાગત કરીને જ હુ આપને સમાચાર આપવા આવી છુ. આપ આજ્ઞા કરો તે રીતે વ્યવસ્થા કરુ.' માધ્વિકાએ કહ્યુ.

'આચાર્યને અહી જ લઈ આવ એક દાસીને કહેજે, સુવર્ણનું આસન મૂકી જાય.'

'જી..' કહીને માધ્વિકા ચાલી ગઈ.

થોડી જ વારમાં એક દાસી સુવર્ણનુ ટેકણવાળુ આસન મૂકી ગઈ...અને માધ્વિકા પણ આચાર્ય દેવાનંદ સાથે ખંડમાં દાખલ થઈ.

બિંબિસાર અને અમ્બપાલીએ ઊભા થઈ નમસ્કાર કર્યાં. આચાર્યે આશીર્વાદ આપ્યા.

આચાર્ય દેવાનંદ સિત્તેર વર્ષના હતા..પરંતુ શરીર ખૂબ જ સ્વસ્થ, સુંદર અને સશક્ત હતુ.

અમ્બપાલીએ ઘણા જ આદર સહિત આચાર્યને આસન પર બેસાડ્યા...આચાર્યે કહ્યુ . 'પુત્રી, સર્વ વાતે કુશળ છે ને?'

'આપના આશીર્વાદથી કુશળ છું.' કહી અમ્બપાલીએ ચરણ-સ્પર્શ કર્યો. બિંબિસારે પણ ચરણસ્પર્શ કર્યો.

બિંબિસાર તરફ સ્થિર નજરે જોઈને આચાર્યે કહ્યું : 'ભાગ્ય-શાળીનો પરિચય?'

'મારા સ્વામી છે...મગધના યુવરાજ સેણિય બિંબિસાર.' અમ્બપાલીએ વિનમ્ર સ્વરે કહ્યું.

ત્યા એક પરિચારિકા પુષ્પની માળાઓનો થાળ લઈને આવી ગઈ.

અમ્બપાલી અને બિંબિસારે આચાર્યની પુષ્પ વડે પૂજા કરી... બંનેએ માળા પણ પહેરાવી.

આચાર્યે પ્રસન્ન સ્વરે એક શ્લોક બોલીને કહ્યું : 'કહે, પુત્રી, આ વૃદ્ધને કેમ યાદ કર્યો હતો?'

'મારા સ્વામીને બહારગામ જવુ પડે તેમ છે...પ્રસ્થાનનુ શુભ મુહૂર્ત આપ કાઢી આપો.'

'બસ, આટલું જ કામ છે? તારે કોઈ પ્રશ્ન નથી પૂછવો?' દેવાનંદાચાર્યે કહ્યું.

બિંબિસારે કહ્યું : 'મહાત્મન, મારી પ્રિયતમા સગર્ભા છે એક વૃદ્ધ નિમિત્તક કઈક સંશયભર્યું કહી ગયા હતા.. પરંતુ વૃદ્ધ દાયણ સાવ જુદુ જ કહે છે. જો આપ એના પર પ્રકાશ પાડી આપો તો એનુ ચિત્ત સ્વસ્થ બને.'

દેવાનંદાચાર્ય બંને સામે જોઈને આછું હસ્યા અને બોલ્યા : 'પુત્રી, ઘણા ઉત્તમ સમાચાર મળ્યા ..ભગવાન નટેશ્વર તારી બધી મનોકામના પૂર્ણ કરે.'

ત્યાર પછી દેવાનંદાચાર્યે પ્રશ્ન લઈ, ગણિત કરી, કુંડલી તૈયાર કરી અને ત્યાર પછી યુવરાજના મુહૂર્ત અંગે પણ વિચારી લીધુ.

ભાવફળમાં કોઈ પણ પ્રકારનું સ્ખલન ન થાય એટલા ખાતર પ્રશ્ન–ગણિત ફરી વાર તપાસી લીધુ.

લગભગ એકાદ ઘટિકા પર્યંત ગણિત વગેરેનો નિશ્ચય કર્યો. પછી આચાર્ય દેવાનંદાચાર્યે કહ્યું: 'પુત્રી, આજ ગુરુવાર છે...આવતા સોમવારે ઉત્તમ તિથિ છે...જેઠ સુદિ દસમ. સવારના પ્રથમ પ્રહરની બીજી ઘટિકાને એકવીસ પળે ભવનમાંથી બહાર નીકળવું અને પશ્ચિમ દિશા તરફ જવું. આ મુહૂર્ત સર્વોત્તમ, કાર્યસિદ્ધિ આપનારું અને કામના પૂર્ણ કરનારું છે.'

'પશ્ચિમ દિશા તરફ પ્રસ્થાન કરીને વૈશાલીની હદ બહાર કોઈ ગ્રામ વિસ્તારમાં રહી શકાય ને?'

'જરૂર...આપના પ્રશ્નનો યોગ એવો છે કે યુવરાજને દૂર જવુ પડશે.'

'દેવીના પ્રશ્નનું ફળ દર્શાવો. હુ તો ગમે ત્યાં જઈશ તો પણ હરકત નથી.' બિંબિસારે વચ્ચે કહ્યું.

આચાર્ય પ્રશ્નકુંડલી સામે થોડી પળો જોઈ રહ્યા.. ત્યાર પછી અમ્બપાલી સામે જોઈ ગંભીર સ્વરે કહ્યુ 'પુત્રી, કન્યારત્નનો જન્મ થશે એ નિશ્ચિત વાત છે અને એ કન્યા અતિ રૂપવતી, સંસ્કારી અને સ્વસ્થ હશે ..પરંતુ માતૃવિયોગનો યોગ પડ્યો છે...જન્મ પછી પંચોતેરમા દિવસે તુ તારી કન્યાનુ મુખ જોઈશ તો તારુ મૃત્યુ થશે અથવા તારે કોઈ પણ રોગમાં સપડાવુ પડશે. કન્યાના જન્મ પછી બે મહિના વીતે ત્યારે તારે કન્યાનો ત્યાગ કરવો પડશે ..અને કન્યા સોળ વર્ષની થાય ત્યાં સુધી તુ એને જોઈ ન શકે એવી વ્યવસ્થા પણ કરવી પડશે'

'ઓહ!' કહીને અમ્બપાલી ભારે નિરાશ થઈ ગઈ.

દેવાનદાચાર્યે કહ્યું : 'પુત્રી, ગણિતમાં કેવળ એક જ અંશનો ફરક પડતો હોત તો તારી કુક્ષીએ કોઈ મહારાજ્યના સિંહાસન પર બેસનારો પુત્ર ઉત્પન્ન થાત. મને લાગે છે કે વૃદ્ધ નિમિત્તક આ એક જ અંશના સંશયના લીધે તને કશું સ્પષ્ટ કહી શક્યા નથી.'

'આચાર્ય દેવ, આપે ગણિત બરાબર તપાસ્યું છે ને ?' બિંબિસારે કહ્યું

'હા મહારાજ, ત્રણ વાર તપાસી ગયો છું. મેં જે કંઈ ભાવફળ કહ્યું છે એમાં કોઈ સંશય નથી. છતાં, આ પ્રશ્નગણિતની ખાતરી માટે હું તાલપત્ર પર ભાવફળ લખી આપીશ અને કન્યા કેવી હશે તે પણ જણાવીશ એ તાલપત્ર કન્યાના જન્મ પછી જ વાંચવું પડશે .....'

'કેમ, મહારાજ... ..?'

'તો જ તમને મારા કથનની ખાતરી થશે.'

આવું વિચિત્ર ભાવિ સાંભળ્યા પછી અન્ય કોઈ પ્રશ્ન પૂછવાનો અમ્બપાલીના પ્રાણમાં ઉમંગ રહ્યો નહોતો તે ભારે નિરાશ બની ગઈ હતી.

'પિતાને તો કન્યાના મુખદર્શનનો કોઈ દોષ નથી લાગતો ને ?'

'ના મહારાજ.. પરંતુ...આપ જ્યારે દેવીને ફરી વાર મળશો ત્યારે આપની કન્યા અહીં હશે જ નહિં. અને આપ આપની કન્યાને પૂર્ણ યૌવના થયા પછી જ જોઈ શકશો' દેવાનદે સ્પષ્ટ સ્વરે કહ્યું.

ત્યાર પછી કેટલીક સુવર્ણ મુદ્રાઓની ભેટ આપીને દેવાનદને ભાવભરી વિદાય આપી

દેવાનદના ગયા પછી બિંબિસારે પત્નીને કહ્યું. 'પાલી, એવી બધી ભવિષ્યવાણીની ચિંતા મનમાં પણ ન રાખવી જોઈએ.'

'મહારાજ, આચાર્ય દેવાનંદ જ્યોતિષશાસ્ત્રમાં સમર્થ ગણાય છે. એમનો બોલ કદી ખોટો પડ્યો હોય એમ બન્યું નથી.' અમ્બપાલીએ નિરાશ મનથી કહ્યું.

બિંબિસારે પ્રિયતમાના મનની નિરાશા દૂર કરવા અર્થે બીજી જ વાત કાઢી.

સાયંભોજનથી નિવૃત્ત થયા પછી બિંબિસાર અને અમ્બપાલી વાદ્યકારોએ યોજેલા એક સંગીત સમારંભમાં ગયાં. સંગીત સમારંભ સપ્તભૂમિ પ્રાસાદના જ એક ખંડમાં રાખવામાં આવ્યો હતો અને અમ્બપાલીના નર્તકીવૃંદે એક નૃત્ય રજૂ કરવાનું પણ નક્કી કર્યું હતું.

નગરીમાં તપાસ કરવા અર્થે ધનંજય સંધ્યા પછી તરત બહાર નીકળી ગયો હતો. તેણે ગ્રામવાસી લિચ્છવી જુવાનનો વેશ ધારણ કર્યો હતો.

વાદ્યકારોએ ઊજવેલા સંગીત સમારંભના ઉત્કૃષ્ટ કાર્યક્રમથી દેવી અમ્બપાલીનું જ્યોતિષના કથનથી નિરાશ થયેલું ચિત્ત કંઈક આનંદિત બની ગયું..અને નર્તકીઓએ કરેલા ગ્રીષ્મદર્શન નામના નૃત્યથી સહુને ખૂબ જ આનંદ પ્રાપ્ત થયો.

રાત્રિનો બીજો પ્રહર પૂરો થયા પછી સમારંભ સમાપ્ત થયો. દેવી અમ્બપાલી બિંબિસાર સાથે વસંતગૃહમાં આવી. એ સમયે ધનંજય આવીને બેઠો હતો. બંનેને જોતાં જ તે ઊભો થઈ ગયો. બિંબિસારે પૂછ્યું: 'ક્યારે આવ્યો?'

'થોડી વાર પહેલાં જ આવ્યો'

'તપાસમાં કંઈ મળ્યું?'

'હા મહારાજ, હું વધારે કંઈ જાણી શકયો નથી. પરંતુ એકાએક શમી ગયેલા આંદોલન પાછળ કંઈક રમત હોય એવો સંશય મને થયો છે.'

'રમત?'

'હા મહારાજ, લિચ્છવી જુવાનો અંદરોઅંદર કંઈક ગુફતેગો કરતા હોય છે. એક ટોળાએ મને ગ્રામવાસી લિચ્છવી ધારીને કહ્યું પણ ખરું..'

'શું ?' અમ્બપાલીએ ચિંતિત સ્વરે પ્રશ્ન કર્યો.

'ટોળાના આગેવાને કહ્યું : 'તું તારી ટોળી સાથે આવ્યો લાગે છે...બધા તૈયાર છો ને ?' મેં હકારાત્મક રીતે માથું હલાવ્યું હતું.'

બિંબિસારે કહ્યું. 'આ વાત સાથે આપણા પ્રશ્નને કશો સંબંધ હોય એવો સંશય રાખવાનું કોઈ કારણ નથી. સંભવ છે કે અન્ય કોઈ કાર્ય માટે બધા ગુફતેગો કરતા હોય.'

વાત આ રીતે શમાવીને બિંબિસાર અને અમ્બપાલી શયનગૃહમાં ચાલ્યાં ગયાં.

પરંતુ અમ્બપાલીના હૃદયને મનમાં ચેન નહોતું પડતું. શયનગૃહમાં આવ્યા પછી તેણે કહ્યું. 'મહારાજ, મારી ઇચ્છા છે કે આપણે પ્રાસાદમાં જ જઈએ.'

'શું તને એમ લાગે છે કે લિચ્છવીઓ તારા ત્યાગની ભર્ત્સના કરશે ?'

'હા મહારાજ...આજે વૈશાલીમાં બીજો કોઈ એવો પ્રશ્ન નથી કે જેને માટે લિચ્છવી જુવાનો આ રીતે એકત્ર થાય અને ગુફતેગો કરે...અને કશું ન બને તો પણ આપણે ચેતીને રહેવામાં કંઈ દોષ છે ?'

'ના...તારા મનની સ્વસ્થતા ખાતર આપણે પ્રાસાદમાં જ જઈએ.' બિંબિસારે કહ્યું.

તરત માધ્વિકાને બોલાવીને અમ્બપાલીએ સૂચના આપી દીધી અને થોડી વારે બન્ને સપ્તભૂમિ પ્રાસાદની છઠ્ઠી ભૂમિ પર ગયાં.

નિર્ભય સ્થળે આવ્યા પછી અમ્બપાલીનું મન કંઈક સ્વસ્થ થયું, બન્ને આરામથી સૂઈ ગયાં.

બે એક ઘટિકા પછી અમ્બપાલી સફાળી જાગી ગઈ. પ્રાસાદમાં ભારે કલરવ થઈ રહ્યો હતો. બિંબિસાર પણ જાગી ગયો ..ત્યાં તો

ધનંજય બિંબિસારનાં ધનુષ્યબાણ લઈને ઉપર આવી પહોંચ્યો. અને બોલ્યો 'મહારાજ, લિચ્છવી જુવાનોએ શસ્ત્રસહિત પ્રાસાદ પર આક્રમણ કર્યું છે...દેવીના રક્ષકો આક્રમણ ખાળવાનો પ્રયત્ન કરી રહ્યા છે. બે હજારથી વધારે લિચ્છવી જુવાનો છે...થોડી જ વારમાં તેઓ પ્રાસાદમાં દાખલ થશે.'

'મને આવો જ સંશય જાગ્યો હતો...' કહી અમ્બપાલીએ બિંબિસારનો હાથ પકડી લીધો અને કહ્યું : 'મહારાજ, આપ અને ધનંજય સહીસલામત બહાર નીકળી જાઓ. સપ્તભૂમિ પ્રાસાદમાં એક ભૂગર્ભ-ગુપ્ત માર્ગ છે. તે આપને નગરની બહાર મૂકી દેશે... અષ્ટકુળના આગેવાનો અને મારા સિવાય કોઈને આ માર્ગની ખબર નથી'

બિંબિસાર ઉત્તર આપે તે પહેલાં જ ચારપાંચ દાસીઓ દોડતી આવી. એમાં માધ્વિકા પણ હતી. તે બોલી : 'દેવી, લોકો મહારાજનો વધ કરવા માટે આક્રમણ કરી રહ્યા છે...આપણા સૈનિકોનો અથાગ પ્રયત્ન હોવા છતાં કેટલાક લિચ્છવી જુવાનો અંદર આવી ગયા છે. અને આપ વસંતગૃહમાં રહો છો એમ માની એ તરફ ગયા છે.'

'માધ્વિકા, ભવનના પાછલા ભાગમાં કોઈ નહિ આવ્યું હોય, કેમ?'

'હા દેવી...પણ થોડી વારમાં આખુ ભવન ઘેરાઈ જવાનો સંભવ છે'

અમ્બપાલી સ્વસ્થ સ્વરે બોલી : 'કંઈ હરકત નહિ...પાછળની સોપાનશ્રેણીનુ દ્વાર ખુલ્લુ કર ..હું મહારાજને લઈ હમણાં જ આવુ છુ. કોઈ પણ ઉપાયે બે અશ્વો લઈને રાઘવ પશ્ચિમ દરવાજાની બહાર પહોંચી જાય.'

'જી...' કહીને માધ્વિકા ચાલી ગઈ.

વિચાર કરવાનો કોઈ અવકાશ ન હતો. અમ્બપાલીએ પોતાના ખંડની પેટિકા ખોલીને તેમાથી લાંબી ચાવી કાઢી અને જરાય વિલંબ કર્યા વગર તે બિંબિસાર અને ધનંજયની સાથે પાછળની સીડીનાં દ્વાર તરફ ચાલી ગઈ.

નીચે ભયાનક ગોકીરો થતો હતો...બિંબિસારને પકડો, મારો, વૈશાલીના શત્રુનો નાશ કરો...એવા અવાજો આવી રહ્યા હતા

અને અમ્બપાલી પાછલી સોપાનશ્રેણી પરથી સદાય બંધ રહેતા છેક નીચેના ખંડમાં આવી. તે ખંડ તેણે પોતાની પાસેની ચાવી વડે ઉઘાડ્યો અને અંદર ગયા પછી ખંડનુ દ્વાર બંધ કરી દીધુ. આ ખંડમાં દીપમાલિકા પણ નહોતી, છતાં અમ્બપાલીએ એક દીવાલ પાસે પહોંચીને કહ્યું 'સ્વામી, હવે આપ નિર્ભય છો'..અહી જ ગુપ્તમાર્ગ છે.. મશાલ કે દીપક નથી એટલે અંધકારમા જ આપણે ચાલવુ પડશે'

'પ્રિયે, આમ કરવા કરતાં મને લડી લેવા દેને ..!'

'મહારાજ, અત્યારે આપે મારી વિનંતિ સ્વીકારવાની છે. આપની પાસે અત્યારે ગણ્યાંગાંઠ્યાં બાણ છે ..વધુ શસ્ત્રો જે ખંડમાંથી મળી શકે તેમ છે તે ખંડમાં જઈ શકાય તેમ નથી ..આપ...'

'તારી ઇચ્છાને આધીન છુ.' બિંબિસારે કહ્યું.

અને અમ્બપાલીએ અંધકાર વચ્ચે પણ દીવાલની ગુપ્ત કળ શોધી કાઢી અને થોડી જ પળો પછી એ દીવાલ એક તરફ ખમી ગઈ.

અમ્બપાલીએ કહ્યુ · 'પ્રાણેશ, મારો ખભો પકડીને ચાલજો આપણે સોએક પગથિયા ઊતરવાં પડશે.'

બિંબિસારે પ્રિયતમાના ખભા ઉપર હાથ મૂક્યો ..ધનંજયે બિંબિસારના ખભા ઉપર હાથ મૂક્યો.

અમ્બપાલી ગુપ્ત માર્ગમાં દાખલ થઈ

અંધકાર ભયંકર હતો...છતાં, આશાનો દીપ નયનોમાં તેજ પૂરી રહ્યો હતો.

## પ્રકરણું ૪ થું : : આશાનો દીપ [૨]

સપ્તભૂમિ પ્રાસાદમાંથી નીકળતો ભૂગર્ભ માર્ગ સ્વચ્છ અને સરસ હોવા છતાં અત્યારે અંધકારથી ભરેલો હતો. કારણ કે ઉતાવળના કારણે મશાલ કે કોઈ દીપિકા લેવામા આવી નહોતી એ સિવાય પ્રવાસનાં અન્ય કોઈ સાધનો પણ લેવામાં આવ્યા નહોતાં બિંબિસાર અને ધનંજય માત્ર પહેર્યે કપડે જ હતા. બિંબિસારની મહાબિંબ વીણા પણ ભવનમાં જ રહી ગઈ હતી. અને રત્નાભરણની પેટિકા પણ શયનગૃહમા પડી હતી ..માત્ર ધનુષ્યબાણ બન્ને પાસે હતા એ સિવાય બીજું કોઈ શસ્ત્ર પણ નહોતુ

જ્યારે, સપ્તભૂમિ પ્રાસાદમા લિચ્છવી નવજુવાનો મોટી સંખ્યામા ઘૂસી ગયા હતા. માધ્વિકા જ્યારે રાઘવને બે અશ્વો પશ્ચિમ દરવાજે લઈને જવાની સૂચના આપીને પાછી ભવનમાં આવી ત્યારે લિચ્છવી જુવાનોનાં ટોળેટોળાં અંદર ઘૂસી ગયા હતા. અને બિંબિસાર ક્યા છે એમ પૂછી રહ્યા હતાં

માધ્વિકાને ચાર-છ જુવાનો ઓળખતા હતા .એટલે માધ્વિકાને જોતા જ એને ઘેરી વળ્યા અને એક જુવાને પ્રશ્ન કર્યો 'વૈશાલીનો શત્રુ બિંબિસાર ક્યાં છે?'

માધ્વિકાએ કહ્યું. 'યુવરાજ બિંબિસાર અને દેવી અમ્બપાલી નગરીની દક્ષિણે નૈશભ્રમણ કરવા ગયા છે'

'નૈશભ્રમણ કરવા? ઓહ્, તેઓ ક્યારે ગયાં હતાં?'

'રાત્રિના પ્રથમ પ્રહરે જ ગયાં હતાં.' માધ્વિકાએ સ્વસ્થતાપૂર્વક ઉત્તર આપ્યો.

'પાછાં ક્યારે ફરશે?'

'એ હુ કેમ કહી શકું? બન્ને જળવિહાર કરશે, મૃગયા રમશે...સભવ છે કે દિવસના પ્રથમ પ્રહર પછી આવી પહોંચે.'

ત્રીજાએ પ્રશ્ન કર્યો. 'ભવનમાં નથી એમ તું સત્ય કહે છે?'

'મારે શા માટે અસત્ય બોલવું જોઈએ? છતાં આપ શાંતિથી સમગ્ર ભવનની તપાસ કરી શકો છો..પરતુ આપે એટલો ખ્યાલ રાખવો જોઈતો હતો કે આ ભવન કોઈનુ નથી...જનપદ કલ્યાણીનું છે. જનપદ કલ્યાણીના ગૌરવ પર આ રીતે ધાડ પાડવી તે શોભાસ્પદ ન ગણાય.'

'તું બહુ ડાહી ન થા. વૈશાલીના શત્રુ માટે અમે આવ્યા છીએ. .. દેવીનુ અપમાન કરવા માટે નથી આવ્યા. દેવીનું ગૌરવ બચાવવા અને દેવીને વૈશાલીના શત્રુના પંજામાંથી છોડાવવા આવ્યા છીએ.'

ચર્ચા આગળ ચાલે તે પહેલાં જ ભવનના પ્રાંગણમાં હા હો વધી પડી. સહુનુ ધ્યાન એ તરફ ખેંચાયું. લોકો બોલતા હતા: 'સિહ સેનાપતિનો જય! ગણુનાયકનો જય!'

ગણુનાયક સિહ સેનાપતિને આ આક્રમણના સમાચાર તરત જ મળી ગયા હતા. દેવી અમ્બપાલીનો એક રક્ષક તાબડતોબ ત્યા પહોંચી ગયો હતો. અને સેનાપતિ સિહનાયક વળતી જ પળે પોતાના શસ્ત્રધારી સૈનિકો સાથે નીકળી ગયા હતા.

પ્રભાત થઈ ગયું હતુ.

સિહનાયકે ભવનના ઉદ્યાનમાં દાખલ થઈને ત્યાં ઊભેલા લિચ્છવી જુવાનો સામે જોઈને સિહ ગર્જના કરી: 'એક ઘટિકાનો સમય આપું

છુ...સત્વર બહાર નીકળી જાઓ... નહિ તો મારે તમારા જ લોહી વડે આ ધરતીને કલકિત કરવી પડશે.'

લિચ્છવી જુવાનોએ સિંહ સેનાપતિનો જયનાદ ગજાવ્યો.

સિહ સેનાપતિની આજ્ઞાને ઉથાપવાની કોઈ હિમત કરી શકતું નહોતુ. ચારે તરફથી લિચ્છવી જુવાનો એમના રથ ફરતા આવીને એકત્ર થવા માંડયા ગણુનાયકના સૈનિકો ચારે તરફ ઘૂમવા માંડયા..

આ તરફ ભૂગર્ભ માર્ગમાં દેવી અમ્બપાલી બન્નેને લઈને ધીરે ધીરે ચાલતી હતી અંધકાર હતો, પરંતુ આંખો ટેવાઈ ગઈ હોય એમ લાગતુ હતું.

ચાલતા ચાલતા અમ્બપાલીએ કહ્યું: 'સ્વામી, આ ભૂગર્ભ માર્ગ લગભગ એક કોસ જેટલો લાબો છે. નગરીની બહાર પશ્ચિમ દ્વારની સામે એક ઉપવન છે..એ ઉપવન પણુ સપ્તભૂમિ પ્રાસાદનુ છે..ઉપવ-નમા એક યક્ષ મદિર છે.. આ માર્ગ યક્ષ મદિરના અદરના ગર્ભ-સ્થાનમા જ નીકળશે..'

ધનજયે પ્રશ્ન કર્યો: 'દેવી, એ ઉપવન સૂનુ હોય છે?'

'હા...માત્ર ચાર માળીનો પરિવાર ત્યાં વસે છે એ જ ઉપવનનાં ફૂલો મારે ત્યાં નિયમિત આવતાં હોય છે.' ત્યાર પછી બિબિસારને ઉદ્દેશીને કહ્યુ. 'પશ્ચિમના દરવાજે મારો માણુસ બે ઘોડા લઈને ઊભો હશે...તમે એની પાસેથી બન્ને અશ્વ લઈ લેજો. પરતુ ઉતાવળમાં એક મહત્ત્વનુ કાર્ય તો રહી જ ગયુ.'

'કયુ કાર્ય, પ્રિયે?'

'આપના અલકારોની પેટિકા...આપનું પાથેય...માર્ગમા આપને હરકત ન આવે એટલુ ધન..'

'પ્રાણાધિકા...એની કોઈ જરૂર નથી.. પેટિકા તો તારે જ મારા સુખદ સ્મરણુરૂપે રાખવાની છે. એમાં મારા પિતાશ્રીએ આપેલો એક

રત્નહાર છે. એ રત્નહાર તું સાચવી રાખજે. પાથેય તો અમે ગમે ત્યાંથી પ્રાપ્ત કરી લઈશું.'

'ના. .આપ યક્ષના મંદિરમાં જ રોકાજો...બધું લઈને માધ્વિકા ત્યાં આવી જશે...'

'પણુ...'

'નહિ, મારી આટલી પ્રાર્થના તો સ્વીકારવી જ પડશે.' કંઈક ધીમા સ્વરે અમ્બપાલી બોલી

બિંબિસારે એનો ખભો દબાવતાં કહ્યું. 'તારી વાતની હું ઉપેક્ષા નહિ કરું.'

'હું ધન્ય બની...પરંતુ...'

'શું?'

'આપ કયે સ્થળે સ્થિર થશો?' અમ્બપાલીએ પૂછ્યું

'પ્રિયે, એવું કોઈ નિશ્ચિત સ્થાન તો નક્કી કર્યું નથી. પરંતુ મારો વિચાર ઉજ્જયની જવાનો છે.'

'ઉજ્જયની? એટલે દૂર...? ના ના..આપ વૈશાલી પ્રદેશની બહારના જ કોઈ નાના નગરમાં રહેજો. ઉજ્જયનીની કલ્પનાથી હું ધ્રૂજી ઊઠું છું...એટલે દૂર તમે જાઓ પછી...' કહેતાં અમ્બપાલી ઊભી રહી ગઈ.

બિંબિસારે પ્રસન્ન સ્વરે કહ્યું: 'પ્રિયે, તું એમ માને છે કે જરા દૂર રહીશ એટલે તારા હૃદયથી પણ દૂર ચાલ્યો જઈશ? તું કોઈ પ્રકારનો સંશય રાખીશ નહિ. મારું મન તારી પાસે જ રહેશે.'

'અહીં ષડ્યંત્રકારી પકડાઈ જાય તો આપ તરત આવી શકો. એટલે દૂરથી આપ વહેલા કેવી રીતે આવી શકો?'

'પાલી. અહીંના સમાચાર મને નિયમિત મળતા રહે એવી હું વ્યવસ્થા કરી લઈશ. ઉજ્જયની પહોંચ્યા પછી દર સપ્તાહે માગે સંદેશો

તને મળ્યા કરશે અને તુ પણ એ જ માણસ સાથે સ દેશા મોકલજે. સાવ નાના નગરમાં મને ગમશે નહિ, મારી એક પળ પણ જશે નહિ .. ઉજ્જયની એવુ મોટુ નગર છે કે બેચાર મહિના સુખરૂપ ચાલ્યા જશે '

અમ્બપાલી કશુ બોલી નહિ...ભૂગર્ભ માર્ગમાં આગળ ચાલવા માંડી. હવે ત્રણેયની આંખો અ ધકારથી ટેવાઈ ગઈ હતી એટલે ગતિ પણ ઝડપી બની હતી.

ચાલતાં ચાલતાં બિ બિસારે કહ્યુ . ' પાલી, તારા હૃદયને દુ:ખ ન થાય એટલી સ ભાળ અવશ્ય રાખજે. ચિ તા અને શોકની અસર ભાવિ સ તતિ પર પડે છે ..એટલે ખૂબ જ પ્રસન્ન રહેજે.'

અમ્બપાલીએ કશો ઉત્તર ન આપ્યો ..કેવળ તેણે ચાલતાં ચાલતાં ઉત્તરીયના છેડા વડે પોતાના નયનો લૂછ્યાં.

બિ બિસારે કહ્યુ 'પ્રિયે તે મારી પેટિકા મોકલવાનુ કહ્યું, પર તુ મારી એક ઇચ્છા પ્રત્યે તારુ લક્ષ નથી ગયુ '

' આપની ઇચ્છા હુ સમજી ગઈ છુ. પેટિકામાં પડેલો આપનો રત્નહાર હુ લઈ લઈશ.'

ઉત્તરમાં બિ બિસારે ઘણા જ ઉત્સાહ સહિત પ્રિયતમાનો ખભો દબાવ્યો . ...

વિરહની વેદના વચ્ચે પણ અમ્બપાલીનુ મન પળ માટે પ્રફુલ્લ બની ગયુ .

ત્રણેય ઉતાવળે ચાલતાં હતાં.

ધન જયે કહ્યુ : ' મહારાજ, આ ભૂગર્ભ માર્ગ ઘણો જ સ્વચ્છ છે.'

' હા, આપણને એમ જ લાગે કે આ માર્ગ હ મેશાં સ્વચ્છ થતો હશે.' બિ બિસારે કહ્યુ .

અમ્બપાલી બોલી : ' આ માર્ગની કલ્પના કોઈ ને ન આવે એટલા ખાતર એની વ્યવસ્થા જરા વિચિત્ર કરવી પડી છે.'

'વિચિત્ર વ્યવસ્થા?'

'હા, બે અંધ દાસીઓ ખાસ આ માર્ગ માટે જ રોકવામા આવી છે. મહિનામા એક વાર બન્નેને અંદર મોકલવામા આવે છે.' અમ્બપાલીએ કહ્યું.

બીજી એક ઘટિકા વીતી ગઈ.

અમ્બપાલીએ મૌનનો ભંગ કરતા કહ્યું. 'મહારાજ, હવે આપણે યક્ષ મંદિર પાસે આવી ગયા છીએ...આપ એકાદ પ્રહર પર્યંત યક્ષ મંદિરમા જ બેસી રહેજો...હુ માધ્વિકાને ઉપવનમા મોકલીશ'

'ઉપવનની બહાર......'

'ભયસ્થાન જેવું કશુ નહિ હોય..છતા માધ્વિકા આપને મળે ત્યારે જ મંદિર બહાર નીકળજો ભવનમા લિચ્છવીઓ શુ કરતા હશે એ કલ્પના પણ કરી શકાતી નથી.'

બહાર નીકળવાનું ગુપ્ત દ્વાર આવી ગયુ હતુ. અમ્બપાલીએ પોતાની સાથેની ચાવી વડે એ દ્વાર ખોલ્યુ. ચાવીનો સ્પર્શ થતાં એક નાનો એવો ગોખલો ખુલ્લો થયો એ ગોખલામાં લોઢાનું એક નાનુ ચક્કર હતુ...અમ્બપાલીએ એ ચક્કર દસબાર વાર ફેરવ્યું અને સહુના આશ્ચર્ય વચ્ચે એક માનવી સરલતાથી નીકળી શકે એ રીતે દીવાલનો પથ્થર સરકી ગયો.

ધનંજય સૌથી પ્રથમ બહાર નીકળ્યો. તેણે જોયુ, યક્ષ મંદિર સૂનુ હતુ......

વિદાય આપતી વખતે અમ્બપાલી બિંબિસારને વળગી પડી... કંઈક કહેવાની મનની ભાવના હતી પણ રુદનનો વેગ વાણીને રોકી રહ્યો હતો

બિંબિસારે પ્રિયતમાને દૃઢ આલિંગનથી બદ્ધ કરી, એક દીર્ઘ ચુંબન લઈ કહ્યુ. 'પ્રિયે, તુ હવે સત્વર ભવનમાં જા મારી ચિંતા કરીશ નહિ..અમે માધ્વિકાની રાહ જોતા મંદિરમાં જ બેસી રહીશું.'

'આપનાં દર્શન...' અમ્બપાલીના શબ્દો વેરાઈ ગયા.

બિંબિસારે પુન. આલિંગન દઈને કહ્યું: 'પાલી, મિલનનું મૂલ્ય વિરહથી જ આંકી શકાય છે...આ વિરહ આપણા માટે એવું તપ બની જશે કે ત્યાર પછીનું મિલન કાયમનું બની જશે આ વખતે તો હું...'

અમ્બપાલીએ સજળ નયને અને પ્રશ્નભરી નજરે પ્રિયતમ સામે જોયું.

બિંબિસારે કહ્યું. 'પાલી, બંધન એ નર્કાગાર સમાન હોય છે. આ વખતે હું આવીને તને આ બંધનમાંથી છોડાવીશ ..મારી સાથે લઈ જઈશ.'

અમ્બપાલી કશું બોલી નહિ. નીચે નમીને તેણે બન્ને હાથ વડે સ્વામીનાં ચરણનો સ્પર્શ કર્યો.

એ વખતે બિંબિસારનાં બન્ને ચરણકમળ પર અમ્બપાલીનાં બે અશ્રુબિન્દુ અભિષેકરૂપે ખરી પડ્યાં.

બિંબિસાર અત્યાર સુધી હૈયું મજબૂત રાખી રહ્યો હતો... અત્યારે એનું હૃદય પણ કમજોર બની ગયું ..તેનાં નયનો પણ સજળ બની ગયાં...અમ્બપાલીને ઊભી કરી તેણે ઘણા જ વહાલથી એક ચુંબન લીધું અને તે કશું બોલ્યા વિના તરત ગુપ્ત દ્વાર વાટેથી મંદિરના ગર્ભગૃહમાં ચાલ્યો ગયો.

બે પળ અમ્બપાલી સ્થિર બનીને ઊભી રહી...એના ચહેરા પરથી એમ જ લાગતું હતું કે પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠેલા માનવી જેવું કારુણ્ય તેના ચહેરા પર છલકી રહ્યું છે।

ઉત્તરીયના છેડા વડે નયનો લૂછી એક નિશ્વાસ નાખી તેણે ગુપ્ત દ્વાર બંધ કર્યું અને કૂંચી સાથે લઈ તે ભવન તરફ પાછી વળી.

યક્ષ મંદિરમાં બિંબિસાર અને ધનંજય ગર્ભગૃહમાંથી બહારના

મંડપમાં આવ્યા. મંડપની દીવાલોમાં જાળીઓ પથ્થરની કોતરેલી ગોઠવી હતી અને દ્વાર પણ લાકડાના કોતરકામવાળું હતું ..બહાર સાંકળ જેવું કશું જ હતું નહિ

સૂર્યોદય થઈ ગયો હતો. વિવિધ વૃક્ષો પર બેઠેલાં પંખીઓ કલરવ કરી રહ્યાં હતાં...ઉપવન ઘણું વિશાળ હતું...

બન્ને એક જાળી વાટેથી બહારના ઉપવનની શોભા જોવા લાગ્યા

ધનંજયે કહ્યું 'મહારાજ, આપણાં ધનુષ્યબાણ એક ખૂણામાં મૂકી દઈએ.'

'હા ..અને એક પ્રહર પર્યંત નીચે બેસીએ.'

ધનંજયે બન્ને ધનુષ્યબાણ એક ખૂણામાં મૂકી દીધાં અને કહ્યું 'મહારાજ, જો આજ્ઞા આપો તો હું જરા બહાર તપાસ કરી આવું'

'કઈ વાતની તપાસ કરવા જવું છે?'

'ઉપવનની બહાર કંઈ છે કે નહિ? લોકોમાં કંઈ ચર્ચા જાગી છે કે નહિ ..'

વચ્ચે જ બિંબિસારે કહ્યું 'નહિ ધનંજય, કશી તપાસ કરવાની જરૂર નથી માધ્વિકા આવશે ત્યારે આપણને બધા સમાચાર મળી જશે દેવીએ કહ્યું હતું તે ભૂલી ગયો?'

'બરાબર છે.' કહી ધનંજય એક ખૂણામાં બેસી ગયો બિંબિસાર પણ બેસી ગયો.

પિયુને વિદાય આપીને પાછી વળેલી અમ્બપાલી લગભગ બે ઘટિકા પછી પોતાના ભવનમાં ગઈ.

ગુપ્ત માર્ગવાળો ખંડ ખોલીને તે જ્યારે બહાર આવી ત્યારે જોઈ શકી કે ભવનમાં કોઈ પ્રકારનો કલરવ હતો નહિ બધા લોકો વિખરાઈ ગયા લાગે છે. એકાએક આમ કેમ બન્યું હશે?

આવા પ્રશ્ન સાથે તે પાછળની સોપાનશ્રેણી ચડવા માંડી...ત્યાં રાહ જોઈ રહેલી માધ્વિકા સામી આવી અને નમન કરતાં બોલી: 'દેવી, શુ થયુ ?'

'મારુ કાર્ય પતી ગયુ છે ..તારુ કાર્ય બાકી છે.. રાઘવ અશ્વો લઈને તો ગયો જ હશે?'

'હા...'

'બધા લિચ્છવીઓ ચાલ્યા ગયા છે ?'

'હા દેવી . શ્રીમાન ગણુનાયક પધાર્યા હતા અને તેઓએ જ બધા લિચ્છવીઓને વિખરાઈ જવાની આજ્ઞા કરી હતી ..મે પણ એક અસત્ય વાત પ્રચારિત કરી હતી'

'અસત્ય વાત ?'

'હા દેવી, આપ અને મહારાજ નૈશભ્રમણ અર્થે દક્ષિણ તરફના વનમાં ગયા છો, ત્યાં મૃગયા રમશો, જળવિહાર કરશો અને દિવસના પ્રથમ પ્રહર પછી પાછાં ફરશો. આ રીતે મે લોકોને કહ્યુ હતુ.'

'ઉત્તમ ગણુનાયકને તુ મળી હતી ?'

'હા, એમને પણ મારે આ પ્રમાણે જ કહેવુ પડ્યુ.' માધ્વિકાએ કહ્યું.

'હ ..ભવનમાં કોઈ લિચ્છવી છે ?'

'ના ..પરતુ ભવનની બહાર થોડા નવજવાનો ચોકી કરી રહ્યા છે'

'સારુ ..હુ તને સમજાવુ એ રીતની સામગ્રી લઈને તારે પાછળના રસ્તેથી યક્ષ મદિરે જવાનુ છે. ત્યાં મહારાજ રોકાયા છે. પશ્ચિમ દરવાજે ઊભેલા રાઘવને પણ કહેજે કે તે ઉદ્યાનમાં જાય ત્યાંથી બારોબાર મહારાજ ચાલ્યા જશે.'

'જી…' કહીને માધ્વિકા દેવી સાથે છઠ્ઠી ભૂમિના એક ખ ડમા ગઈ.

અમ્બપાલીએ સૌ પ્રથમ એક રથ તૈયાર કરવાની આજ્ઞા કરી, ત્યાર પછી બિ બિસારની પેટિકામાંથી દિવ્ય રત્નહાર કાઢીને ધારણ કર્યો અને તેમાં એક હજારથી વધારે સુવર્ણ મુદ્રાઓ અને પોતાની સ્મૃતિ રૂપ એક મુક્તા નીલમ બહાર મૂક્યાં.

માર્ગમાં પાથેય માટે મધુગોલકનો એક ડબરો તૈયાર કરાવ્યો. માર્ગમાં રાત્રિ નિર્ગમન વખતે કશી મુસ્કેલી ન પડે એટલા ખાતર કૌશેયની બે જાડી ચાદરો પણ કઢાવી. આમ, જરૂર પૂરતી બધી સામગ્રી તૈયાર કરાવીને માધ્વિકાને ઉદ્યાન તરફ રવાના કરી.

ચાલીસ પચાસ જેટલા લિચ્છવી જુવાનો ભવનની બહાર છૂટાછવાયા પહેરો દઈ રહ્યા હતા. ભવનના પાછળના ભાગમા માત્ર ચાર જ 'જુવાનો હતા. અને જેવો માધ્વિકાનો રથ બહાર નીકળ્યો કે તરત કંઈક સ શય ધારીને તે લોકો રથની પાછળ પડયા

રથમાં બેઠેલી માધ્વિકા જોઈ શકી કે ચાર જુવાનો પાછળ ચાલ્યા આવે છે. પર તુ સારા નસીબે ચારેય જુવાનો પાસે કશુ વાહન નહોતુ. એટલે માધ્વિકાએ રથિકને તીવ્ર ગતિએ ઉદ્યાનમાં જવાની આજ્ઞા કરી.

શત્રુ સપડાયો ન હોવાથી સોએક નવજવાનોની ટોળી દક્ષિણ તરફ નગરી બહાર જવા રવાના થઈ ગઈ હતી.

એક ભવનમા બેસીને પળેપળના સમાચાર મેળવતો શીલભદ્ર ભારે અકળાઈ ચૂકયો હતો. તેણે તો બિ બિસારના મૃત્યુના સમાચાર મળશે એવી જ આશા રાખી હતી પર તુ બિ બિસાર અને અમ્બપાલી નૈશભ્રમણ માટે દક્ષિણ તરફના વનપ્રદેશમા ગયા છે એ જાણીને શીલભદ્રની આશા કરમાયેલાં ફૂલ સમી બની ગઈ હતી તેણે જ સો જેટલા નવજવાનોને દક્ષિણ દિશાએ રવાના કર્યાં હતા.

હવે તે એવા સમાચારની રાહ જોઈ રહ્યો હતો કે દક્ષિણ દિશામાં

મોજ માણવા ગયેલો બિંબિસાર પોતાના સાથીઓનાં શસ્ત્રથી ખતમ થઈ ગયો હોય.

માધ્વિકા પશ્ચિમ દરવાજેથી યક્ષ મંદિર પાસે પહોંચી ત્યારે બહાર રાઘવ ત્યાં બે અશ્વો લઈને થોડે દૂર ઊભો હતો. માધ્વિકાએ ઈશારાથી તેને ઉદ્યાનમાં આવવાનું જણાવી દીધું અને તે પોતાનો રથ લઈને ઉદ્યાનમાં દાખલ થઈ.

રથની પાછળ પડેલા ચાર લિચ્છવીઓ ઘણા જ દૂર રહી ગયા હતા.

તેઓ જ્યારે પશ્ચિમ દરવાજામાંથી બહાર નીકળ્યા ત્યારે માધ્વિકા રથ સાથે પાછી ફરી રહી હતી. રથમાં રાઘવ પણ બેઠો હતો.

બિંબિસાર અને ધનંજય જરાયે વિલંબ કર્યા સિવાય ઉજ્જયિનીના માર્ગે રવાના થઈ ચૂક્યા હતા.

## પ્રકરણ ૫ મું : : અભિશાપનો બોજ !

મધ્ય રાત્રિ જામી હતી.

બે અશ્વારોહીઓ વૈશાલીની દક્ષિણે આવેલા વનપથ પર જઈ રહ્યા હતા.

બંને અશ્વારોહી પુરુષવેશથી શોભતા હતા. એકનું મસ્તક ખુલ્લું હતું, એના ઓડિયા વાળ વાયુના હિલોળા સાથે જાણે ગેલ કરી રહ્યા હતા.

બીજા અશ્વારોહીએ મસ્તક પર પાઘ મૂકી હતી...એનો ચહેરો અતિ આકર્ષક અને સુંદર લાગતો હતો એણે ઓડિયા વાળ રાખ્યા હતા

કે શુ હતુ તે જોઈ શકાતુ નહોતુ. કારણ કે ઘેરા ગુલાબી રંગની પાઘ લગભગ કાનને પણ ઢાંકી ચૂકી હતી.

બને અશ્વારોહીઓ નગરીથી ત્રણેક કોસ દૂર આવી ચૂક્યા હતા. વનપથ જનશૂન્ય હતો, નીરવ હતો, અધકારઘેરો પણ હતો...ગ્રીષ્મની વિદાયકાળ હોવાથી આકાશમાં વાદળદળો રૂના પોલની જેમ દોડતા હતાં. સહુનુ અનુમાન એવુ હતુ કે વર્ષાનો પ્રારભ થતાં હજી પદરેક દિવસો વ્યતીત થઈ જશે

વનપથ સકીર્ણ હોવાથી બને અશ્વો એકબીજાની પાછળ પાછળ ચાલતા હતા

પાછળના અશ્વરોહીએ કહ્યુ . 'પ્રિયતમ, આજ આપ ખૂબ જ વિચારમાં પડી ગયા હો એમ લાગે છે ' બોલનારનો અવાજ કોમળ, મધુર અને રૂપાની ઘટડી સમો હતો.

આગલા અશ્વારોહીએ કહ્યું . 'પ્રિય, આવુ અનુમાન તે કેવી રીતે કર્યુ ?'

'આપના મૌનથી.'

'તારી કલ્પના સાચી છે આજ મારી એક યોજના નિષ્ફળ નીવડી હતી.. મારો નહી, પણ સમગ્ર વૈશાલીનો એક શત્રુ અમને થાપ આપીને છટકી ગયો ?'

'વૈશાલીનો શત્રુ ? મહારાજ, એવો દુષ્ટ કોણ હતો ?' નારીકઠે પ્રશ્ન કર્યો

'મહારાજ પ્રસેનજિતનો યુવરાજ બિબિસાર.' પુરુષકઠે કહ્યુ.

'પ્રિયતમ, એ અહી ક્યાથી હોય ? મે રાજગૃહીમાં સાંભળ્યુ હતુ કે બિબિસારને હદપાર કરવામા આવ્યો છે.' નારીકઠે આશ્ચર્ય વ્યક્ત કર્યુ.

આ બને અન્ય કોઈ નહી, પણ કુમાર શીલભદ્ર અને દેવી

કાદમ્બિની હતાં નૈશભ્રમણ, જલવિહાર અને યૌવનની મસ્તી માણવાનો આજનો વાયદો શીલભદ્ર ચૂકયો નહોતો. એક તો, બિમ્બિસારને મારી કે પકડી શકયો નહોતો, મધ્યાહ્ન સુધી ભારે દોડાદોડી કરવી પડી હતી. પછી ખબર પડી હતી કે બિમ્બિસાર પોતાના સાથી સાથે છટકી ગયો છે. આથી શીલભદ્ર ખૂબ જ નિરાશ થયો હતો...સર્વશ્રેષ્ઠ સુદરી અમ્બપાલીને રમાડવાની આશા ફરી એક વાર આ રીતે નષ્ટ થઈ હતી. આમ, ઊંડી નિરાશાનો ચાબુક લાગેલો હોવા છતાં તે પોતાનો વાયદો ભૂલી શકયો નહોતો અને યોજના મુજબ તે દેવી કાદમ્બિનીને લઈને દક્ષિણ તરફના વનપ્રદેશમાં નીકળ્યો હતો. તે બોલ્યો. 'પ્રિયે, મગધેશ્વરે પોતાના પુત્રને દેશવટો નહોતો આપ્યો, પણ એક પ્રપચ ખેલ્યો હતો. વૈશાલીના અગ્રપુરુષોના નાશના ષડ્યત્રનો નાયક બનાવીને અહી મોકલ્યો હતો '

'ષડ્યત્ર ?'

'હા. ભયકર ષડ્યત્ર, અમારા ત્રણ સ્તભ તો ખેડવી નાખ્યા ..પણ વૈશાલીનો ચર વિભાગ ભારે ચપળ છે .ષડ્યત્ર પકડાઈ ગયુ. અને એ નાલાયક છટકી ગયો '

કાદમ્બિની મનમાં હસી.. તે બોલી . 'મહારાજ, એ દુષ્ટ શું અહી ગુપ્તવેશે રહેતો હતો ?'

'હા .એ દુષ્ટે તો અમારા ગૌરવને પણ ખડિત કર્યું હતુ. અમારી જનપદ કલ્યાણીનો પ્રિયતમ બનીને નાલાયક એની સાથે જ રહેતો હતો' શીલભદ્રે કહ્યુ .

'મે તો સાંભળ્યું છે કે દેવી અમ્બપાલી ભારે ચતુર છે'

'ચતુર અને બુદ્ધિમતી પણ છે, પરતુ મોહ આંધળો હોય છે.'

'ખરી વાત છે, પ્રિયતમ, મોહ માનવીને અધ બનાવી દે છે... પણ મહારાજ, આમ ને આમ આપણે કયાં સુધી ચાલ્યા કરશું ?' કાદમ્બિનીએ ચતુરાઈપૂર્વક પ્રસગ બદલી નાખ્યો.

'પ્રિયે, હવે બહુ દૂર જવાનું નથી, નદી કિનારે એક સુંદર ઉપવન છે. પ્રથમ ત્યાં જઈશું, પછી જલવિહાર..' શીલભદ્રે કાદંબિની તરફ મોઢું ફેરવીને કહ્યું.

'તો આપણે જરા ઉતાવળ કરીએ.'

'કેમ?'

'મીઠી મધરાત ને મીઠી મસ્તી.'

'ઓહ...' કહી શીલભદ્રે પોતાના અશ્વને એડી મારી.

લગભગ અર્ધ ઘટિકામાં બંને નદી કિનારા પાસેના એક સઘન ઉપવનમાં આવી પહોંચ્યાં. આ ઉપવન પ્રાકૃતિક હતું આમાં કોઈ ફૂલછોડ કે એવું કશું નહોતું. પરંતુ નાના એવા સપાટ પ્રદેશમાં કેટલાક વૃક્ષો ઘટા બિછાવીને શોભતાં હતાં કોઈ કોઈ સ્થળે વેલીઓએ પ્રાકૃતિક કુંજોની રચના કરી હતી આ સ્થળે કોઈ માળી કે રક્ષક રહેતો નહોતો, છતાં વૈશાલીના સહેલાણીઓ વાર પરબે આ સ્થળે સહેલગાહે આવતા અને મોજ લૂંટતા. આથી આ ઉપવનમાં હિંસક પ્રાણીઓનો અભાવ હતો. હા, વિવિધ હરણ કે કાળિયારો જોવામાં આવતાં હતાં.

શીલભદ્ર પોતાના અશ્વને દસબાર વૃક્ષોથી ઘેરાયેલા એક નાનકડા ચોક પાસે લઈ ગયો. વાદળાં વિખરાયાં હતા અને ખંડચંદ્રનો સ્નિગ્ધ પ્રકાશ નયનરંજક જણાતો હતો.

આ વૃક્ષઝૂંડ પાસે બંને ઊતરી ગયાં. શીલભદ્રે કહ્યું 'પ્રિયે, તારી કલ્પના શક્તિને હું દાદ આપું છું યૌવનના મિલન માટે આવી રાત્રિ, આવું એકાંત, આવી નિરવતા અને..'

વચ્ચે જ કાદંબિની છટાથી બોલી ઊઠી ' આપના જેવા યૌવન સાથી...'

'નહીં.. તારા જેવી મદભરી મદિરાક્ષી..' કહી શીલભદ્રે

પોતાનો અશ્વ એક વૃક્ષ પાસે બાંધ્યો. કાદબિનીએ પણ પોતાના બુબુદ્ધિને એક વૃક્ષની ડાળી સાથે બાંધ્યો.

કાદબિનીએ કહ્યું : 'મદિરાપાનની વ્યવસ્થા નથી ?'

'પ્રિયે, ક્ષમા કરજે.. ઉતાવળમાં ભૂલી ગયો છુ...' કહી શીલભદ્રે કાદબિનીનો હાથ પકડ્યો.

કાદબિનીએ કહ્યું : 'પળ પછી. હું જરા ..'

'ઓહ્ !'...પછી 'હ' કહીને શીલભદ્ર કાદબિનીને પોતાની પાઘ ઉતારતી જોઈ રહ્યો

કાદબિનીએ પાઘ ઉતારીને પોતાના અશ્વની પીઠ પર મૂકી. ત્યાર પછી કૌશેયનો ઝભ્ભો પણ. શીલભદ્ર જોઈ શક્યો, એક મદભરી સુદર નારી ! કાદબિનીએ શ્વેત રંગનો કૌશેય કચુકીબંધ બાધ્યો હતો અને આછી ચાદનીમાં એ ભારે આકર્ષક લાગતો હતો.

આછા પીળા રંગનો કમ્મરપટ્ટક પણ ,અપૂર્વ જણાતો હતો.

વજ્રના અલકારો ચદ્ર કિરણોને ઝુલાવી રહ્યા હતા. શીલભદ્ર મુગ્ધ નેત્રે જોઈ રહ્યો. કાદબિનીએ કહ્યું. 'શુ જુઓ છો ?'

'રૂપ ! યૌવન !'

'રૂપ તો વાદળ આડે છુપાયેલુ છે.' કહી કાદબિની ઝૂડના વચ્ચેના ચોકમાં જવા અગ્રસર થઈ.

શીલભદ્ર બોલ્યો : 'પ્રિયે, મારી એક પ્રાર્થના સ્વીકારીશ ?'

'પ્રાર્થના શા માટે ? આજ્ઞા કરો'

'હુ તને નિરાભરણ ..'

તરત કાદબિની બોલી ઊઠી 'તો તો ધૈર્ય ચાલ્યુ જશે.'

'ધૈર્ય તો અત્યારથી ચાલ્યુ ગયુ છે' કહી શીલભદ્રે આગળ જતી કાદબિનીના ઉત્તરીયનો છેડો પકડી લીધો.

કાદબિની સમજી ગઈ હતી કે, શીલભદ્ર હવે ધૈર્ય રાખી શકે એમ નથી. તે બોલી 'પ્રિય, અહી, કશુ ભયજનક તો નથી ને ?'

'છે!!'

'આપ તો કહેતા હતા ને કે આ ઉપવનમાં હિંસક પ્રાણી તો છે જ નહીં.'

'હિંસક પ્રાણીઓ નથી...તું પોતે જ ભયજનક છે...હું એક પગલું પણ ધૈર્ય રાખવા અસમર્થ બની ગયો છું.' કહી શીલભદ્રે કાદંબિનીના કટિપ્રદેશ પર પોતાનો એક હાથ વીંટયો.

કાદંબિની બોલી ઊઠી: 'ભયજનક પર આટલો પ્રેમ શા માટે?'

'ભયથી બચવા.'

કહી શીલભદ્રે કાદંબિનીને પોતા તરફ ખેંચી. કાદંબિની એના અંકમાં સમાઈ ગઈ

ચંદ્રનો મધુર પ્રકાશ જાણે મીઠું હાસ્ય બિછાવી રહ્યો હતો.

શીલભદ્રે યૌવનમદથી ઉભરાતી કાદંબિનીનું મુખ સહજ ઊંચું કર્યું અને ભુજબંધનમાં કસીને એક દીર્ઘ ચુંબન લીધું. કાદંબિનીએ એ દીર્ઘ ચુંબનને વધારે ઊર્મિલ બનાવ્યું.

પરંતુ..

વળતી જ પળે શીલભદ્રનો ભુજ સાવ ઢીલો થઈ ગયો. તેની આંખો વિકારગ્રસ્ત બની ગઈ..તેની કાયા કંપવા લાગી..

માત્ર થોડી પળોની અકથનીય ખેંચ ભોગવીને શીલભદ્ર શિથિલ બની ગયો. ત્યાં ને ત્યાં ઢગલો બનીને ઢળી પડ્યો..

વાસના વિલય પામી!

આશા નષ્ટ બની ગઈ!

યૌવનના ઉત્તાલ તરંગો અલોપ થઈ ગયા!

કાદંબિની બે પળ સુધી નિષ્પ્રાણ બનેલા શીલભદ્રને જોઈ રહી.

શીલભદ્રના મોઢામાંથી ફીણ નીકળી રહ્યાં હતાં...આંખો બિહામણી બની ગઈ હતી. કાયાની ઉષ્મા નિર્જીવ બની ચૂકી હતી.

કાદમ્બિનીએ ચારે તરફ નજર ફરી...કોઈ હતુ નહિ. થોડે દૂર બે અશ્વો શાંતિથી ઊભા હતા.

ગગનમાં ચંદ્ર જોઈ રહ્યો હતો, નિર્વિકાર નજરે

કાદમ્બિનીએ એક વાર ચંદ્ર સામે જોયુ..ત્યાર પછી પુન. શીલભદ્ર સામે નજર કરી...શીલભદ્રના ગળામાં પડેલો રત્નહાર ચંદ્રકિરણો સાથે જાણે રમી રહ્યો હતો.

કાદમ્બિની તરત પાછી ફરી..તેના મનમા વિચાર આવ્યો કે, શીલભદ્રને ઉઠાવીને એના અશ્વ પર મૂકવો જોઈએ...પરંતુ એટલી શક્તિ એનામાં હતી નહિ તેણે પોતાના અશ્વ પાસે આવી માથા પર પાઘ મૂકી નીચે પડેલા કૌશેયનો ઝભ્ભો ધારણ કર્યો અને જાણે કશું બન્યું નથી એવા સ્વસ્થ મન સાથે તે અશ્વ પર બેસી ગઈ.

ચતુર સુબુદ્ધિ તરત પાછો ફર્યો..

શીલભદ્રનો અશ્વ હણહણી ઊઠયો...

પણ, એને કોણ બંધન મુક્ત કરે ?

કાદમ્બિનીએ નગરીમા જવા માટેની વ્યવસ્થા ઘણી જ ઉત્તમ કરી હતી

નગરીના મુખ્ય દરવાજેથી જ જવાનું તેણે નક્કી કર્યું હતુ. પરંતુ તે છેક સૂર્યોદય પછી અને પોતાની દાસીઓ સાથે.

નગરીની બહાર આવેલા યક્ષ મંદિરમા વહેલી પરોઢે કાદમ્બિનીની દાસીઓ આવી જવાની હતી.

કાદમ્બિની જ્યારે યક્ષ મંદિરમા પહોંચી ત્યારે તેની દાસીઓ એક રથ સાથે આવી ગઈ હતી.

કાદમ્બિનીએ યક્ષના મંદિરમાં જઈ પોતાની પાઘ વગેરે દૂર કર્યાં અને તે યક્ષની પૂજા માટે જ આવી હોય તેવા ભાવ સાથે ત્યા બેસી ગઈ.

લક્ષ્મીદીદીએ નૈવેદ્યનો થાળ લાવીને યક્ષની સામે મૂક્યો.

યક્ષનો પૂજારી નગરીમા રહેતો હતો તે આવી ગયો અને યક્ષના દર્શનાર્થે આવેલી કાદમ્બિનીને આશીર્વાદ આપ્યા. કાદંબિનીએ દસ સુવર્ણ મુદ્રાઓ યક્ષના ઉંબરા પર મૂકી.

સૂર્યોદય થયો ત્યારે તે રથમા બેસીને નગરમાં દાખલ થઈ.

દ્વારપાળ જોઈ શક્યો કે વહેલી સવારે જે લોકો યક્ષની માનતા ચડાવવા ગયા હતા તે લોકો જ પાછા વળ્યા છે.

કાદમ્બિની કોઈની આખમાં સશયનું અજન ન અજાય એટલી કાળજી સહિત ભવનમા પહોચી ગઈ.

ભવનમા પહોંચ્યા પછી તે અન્યત્ર ક્યાંય ન જતા સીધી સ્નાન-ગૃહમાં ગઈ.

તે જ્યારે સ્નાનગૃહમા જતી ત્યારે તેની પાસે એકેય પરિચારિકા રહી શકતી નહોતી.

તૈલ મર્દન, ઉબટન, સ્નાન, અંગલૂછણ, વગેરે તમામ ક્રિયાઓ તે જાતે જ કરતી. પહેરેલા વસ્ત્રો પણ પોતે જ પાણીમા પલાળતી. બધા અલકારો કાઢીને જળભરેલા એક પાત્રમા રાખતી.

આટલી સાવચેતી રાખવી તેના માટે ખૂબ જ આવશ્યક હતી. કારણ કે પોતે વિષકન્યા છે એ વાત ભવનમાં કોઈ દાસદાસી પણ ન જાણી જાય એવી કાળજી રાખવાની મહામત્રીએ ભારપૂર્વક સૂચના આપી હતી.

સ્નાનગૃહમા ગયા પછી તેણે બધા અલકારો જળપાત્રમાં મૂક્યા, બધા વસ્ત્રો પલાળ્યા.

અને... .....

સ્નાનગૃહમાં રાખેલા એક વિશાળ દર્પણ સામે તેની દૃષ્ટિ ગઈ.

સહુ પોતાને અન્ય કરતા સુદર માનતા જ હોય છે. કાદમ્બિની પૂર્ણ યૌવના બની ગઈ હતી. અને ઉન્નત ઉરોજ પ્રિયતમાના વક્ષઃ

સ્થળને ભીસવા માટે તલસાટ અનુભવી રહ્યા હતા...એના પ્રાણમાં રમતી નારી કોઈનાં ચરણકમળમાં યૌવન બિછાવવા ઝંખતી હતી.

પરંતુ ..

આચાર્ય અગ્નિપુત્તનો પ્રયોગ એના માટે અભિશાપ બની ગયો હતો. આશા, ભાવના અને ઊર્મિઓ હોવા છતાં તે વિષવેલડી બની ગઈ હતી.

અરે, તે કોઈને ચુંબનદાન પણ આપી શકતી નહોતી. આ અભિશાપનો અંત ક્યારે આવશે ?

ગઈ મધરાત પછી નવજવાન શીલભદ્રનું વેગભર્યું ચુંબન કેટલું મધુર અને આકર્ષક થઈ પડ્યું હતું ?

પરંતુ કાયામાં છુપાયેલો અગ્નિ વળતી જ પળે મધુરતાને બાળી નાખતો હતો.

દર્પણમાં પોતાની નિરાભરણ કાયા નિહાળીને કાદંબિની સ્નાન કાર્ય ભૂલી ગઈ. અભિશાપનો આ વિરાટ બોજો ક્યાં સુધી વહન કરવો પડશે ?

સુંદર પુરુષની વાત બાજુ પર રહી !...પરંતુ કોઈ સુંદર બાળકને પણ તે ઊચકીને હૈયા સરસું લઈ શકે તેમ નહોતી.

તેના મનમા થયું, પોતે કોઈ ભયંકર પાપ કર્યું લાગે છે... નહી તો, આ રીતે ઊર્મિઓને અંતરમાં સળગતી જોવાનો સમય ક્યાંથી આવે ?

ઊર્મિઓને સળગતી જોવી એ વેદના અકથ્ય હોય છે.

લગભગ અર્ધઘટિકા પર્યંત વિચારમાં ડૂબેલી કાદંબિની છેવટે રડી પડી અને તેના મનમાં એક વિચાર આવ્યો...આ કરતાં આત્મહત્યા કરવી એ વધારે શ્રેષ્ઠ છે

પણ આત્મહત્યા કરવાથી યે શું વળવાનું હતું ? એથી કાયાના અણુએ અણુમાં વ્યાપક બનેલું વિષ થોડું વિલય પામવાનું હતું ?

આમ, વિચારમાં ને વિચારમાં તેણે તેલમર્દન શરૂ કર્યું પ્રત્યેક અંગ તેને ભારે પીડી રહ્યું હતું...

પણ કોઈ ઉપાય નહોતો.

લગભગ બે ઘટિકા પછી સ્નાનાદિથી નિવૃત્ત થઈ તે પોતાના ખંડમાં ગઈ.. એક દાસી દૂધનું પાત્ર મૂકી ગઈ...બીજી દાસી મુખવાસનો થાળ મૂકી ગઈ...

અને ત્યાં વૃદ્ધ પ્રબંધકે અંદર આવવાની આજ્ઞા માગી. કાદંબિનીએ નયનના ઇશારાથી હા પાડી.

વૃદ્ધ પ્રબંધકે અંદર આવી કહ્યું : 'દેવી, એક સાવધ રહેવા જેવા સમાચાર મળ્યા છે!'

કાદંબિની પ્રશ્નભરી નજરે વૃદ્ધ પ્રબંધક સામે જોઈ રહી.

વૃદ્ધ પ્રબંધકે કહ્યું : 'ચંપાનગરીના વિષવૈદ્ય ગોપાલસ્વામી ગઈ રાતે આવી ગયા છે.'

'આપને કોણે કહ્યું?'

'આપણા ચરપુરુષે.'

'એ ક્યા ઊતર્યા છે?'

'અત્યારે તો ગણતંત્રના અતિથિગૃહમાં ઊતર્યા છે...પરંતુ તેઓ મોટે ભાગે નગરની બહાર જ રહે છે, એટલે સંભવ છે બેએક દિવસમા તેઓ નગરીની બહારના કોઈ ઉપવનમા રહેવા જાય.'

'કોઈ હરકત નહિ' કાદંબિનીએ સ્વસ્થતાપૂર્વક કહ્યું.

'આપના નૈશભ્રમણનું પરિણામ?'

'જે આવવું જોઈએ તે આવી ગયુ છે.' કાદંબિનીએ કહ્યુ અને દૂધનું પાત્ર હાથમાં લીધુ.

વૃદ્ધ પ્રબંધકે જવાની આજ્ઞા માગી.

કાદંબિનીએ કહ્યુ : 'ચિંતાનું કોઈ કારણ નથી!...આપ કશું નથી બન્યુ એ ભાવે જોયા જ કરજો.'

વૃદ્ધ પ્રબંધક ચાલ્યો ગયો.

દૂધ પીતાં પીતાં કાદંબિનીના મનમાં એક વિચાર જાગ્યો. વિષ-વૈદ્ય ગોપાલસ્વામીને મળવુ અને આ અભિશાપ દૂર થઈ શકે તેમ છે કે નહી તે જાણવુ.

## પ્રકરણ ૬ : : વસ્તુ પકડાઈ ગઈ છે!

મધ્યાહ્ન વીતી ગયો હતો.

ગઈ કાલે પ્રિયતમને વિદાય આપતી વખતે અમ્બપાલી કાંઈક ઉત્સાહમાં હતી..પરંતુ અત્યારે તે સાવ ભાંગી પડી હોય તેમ લાગતુ હતુ.

ગઈ કાલે તે કશુ જમી શકી નહોતી. આજ પણ ખોરાકની રુચિ નહોતી.

પ્રિય માનવીનો વિયોગ હૈયા પર જબ્બર અસર કરી જતો હોય છે.

પ્રિયતમનુ જીવન બચાવવા ખાતર ગઈ કાલે તે ખૂબ જ ઉત્સાહમા હતી...પરંતુ બિંબિસારના ગયા પછી અને માધ્વિકાએ સહીસલામત વિદાય થયાના સમાચાર આપ્યા પછી તેના દિલ પર કળી ન શકાય એવી વેદના વસી ગઈ.

આજે સવારે સંરક્ષિકાએ સગર્ભાવસ્થામાં આ રીતે ચિંતા કે લંઘન હિતકારક નથી એમ સમજાવ્યું ત્યારે તેણે માત્ર. થોડુ ક દૂધ લીધું હતું અને એક આમ્રફળ ખાધુ હતુ.

આમ છતાં અંતરમાં જાગેલો વિષાદ દૂર થયો નહોતો.

ગઈ કાલે મધ્યાહ્ન પછી સેનાપતિ સિંહનાયક મળવા આવ્યા હતા. તે વખતે અમ્બપાલીએ કૃત્રિમ પ્રસન્નતા સહિત વાતો કરી હતી. તેણે જણાવ્યું હતું કે. 'ભવન પર આક્રમણ થયુ ત્યારે માધ્વિકાએ એક રક્ષકને સમાચાર આપવા મોકલ્યો હતો...એ સમાચાર મળતાં મારા સ્વામી પોતાના અનુચર સાથે ત્યાંથી જ વિદાય થયા હતા'

સિંહનાયકને આ ખુલાસો બરાબર લાગ્યો. છતાં તેણે પ્રશ્ન કર્યો: 'પુત્રી, મે સાભળ્યુ હતુ કે આજે દિવસના પ્રથમ પ્રહરે માધ્વિકા યક્ષ મંદિરમાં ગઈ હતી ..'

'હા, એ સત્ય છે. મારા સ્વામી સુખરૂપ છટકી શક્યા એ બદલ યક્ષને ભોગ ધરવા ગઈ હતી.'

આ ખુલાસાથી સિંહનાયકને કોઈ સંશય ન રહ્યો. તેઓ બોલ્યા. 'પુત્રી, ઘણું ઉત્તમ થયુ. મગધના યુવરાજને કંઈ આચ આવી હોત તો સંઘર્ષ અનિવાર્ય બની જાત.'

આનો જવાબ દેવા માટે અમ્બપાલીના હૃદયમાં અનેક વિચારો આવી ગયા હતા...છતા તે મનને કાબૂમા રાખીને એટલુ જ બોલી: 'મહારાજ, લિચ્છવી જુવાનોના આવા દુષ્ટ વર્તાવથી મારા હૃદય પર ગંભીર ઇજા થઈ છે. મારા સ્વામી બે દિવસ પછી તો જવાના જ હતા ..મેં આપને વચન પણ આપ્યું હતુ. આમ છતા આવું ભયંકર આક્રમણ કેવી રીતે થયુ ? જનપદ કલ્યાણીના પદગૌરવની શુ આવી જ મર્યાદા હશે ?'

સિંહ સેનાપતિએ અમ્બપાલી સમક્ષ દુઃખ વ્યક્ત કર્યું અને આ રીતે આક્રમણ કરવા પાછળ કોનો હાથ છે તે શોધી આપવાનુ વચન આપ્યુ.

અમ્બપાલીના હૈયામાં એક તો પ્રિયતમના વિયોગનું મૌન દર્દ હતું અને આ રીતના અપમાનનો ભડકો હતો. તેના ચિત્તમા ઘણુ ઘણુ કહેવાનુ મન થયુ હતુ પરંતુ ગર્ભ ઉપર કોઈ અસર ન થાય

એટલા ખાતર તે શાંત રહી હતી અને તેણે ગણનાયકને કશું વિશેષ કહ્યા વગર વિદાય આપી હતી.

પ્રિયતમ વગરની એક જ રાત્રિ વીત્યા પછી તે સમજી શકી હતી કે, વિયોગ એ ન સહી શકાય એવી વેદના છે. એને જમવામાં રસ નહોતો આનંદ—પ્રમોદમાં ચિત્ત વળગતુ નહોતું. જાણે એક જ વ્યક્તિના ગયા પછી સેંકડો દાસદાસીઓથી શોભતો અને ઈન્દ્રપુરીના એક ભાગ સમો જણાતો સપ્તભૂમિ પ્રાસાદ કોઈ ભેંકાર ખંડિયેર જેવો લાગતો હતો.

ભવનના વાદ્યકારોએ દેવીના ચિત્તને પ્રસન્ન રાખવા ખાતર પ્રાત: સમયે સુમધુર રાગિણી છેડી હતી.

પરંતુ અમ્બપાલીનુ મન ઉજ્જયનીના પંથે જ દોડતુ હતુ. તેઓએ રાત્રિ ક્યાં વીતાવી હશે? માર્ગમાં કોઈ સંકટ તો નહિ આવ્યુ હોય ને? લિચ્છવીઓનાં ધાડા પાછળ તો નહિ પડ્યાં હોય ને? એમની પાસે પાંચ બાણ સિવાય અન્ય કોઈ શસ્ત્રો નથી. ધનંજય સિવાય બીજુ કોઈ રક્ષણ નથી. વળી, વૈશાલીથી ઉજ્જયની જતો માર્ગ ઘણો જ ભયંકર છે...કહેવાય છે કે માર્ગમાં સિંહપલ્લી નામનુ એક ગામ આવે છે. એ ગામ કેવળ લૂંટારાઓનુ જ છે. અને એ માર્ગેથી પસાર થતા ખજાના પણ લૂટાયા વગર રહેતા નથી. એમને એવી કોઈ વિપત્તિ આવશે તો? આવા અનેક વિચારો ને મનનાં વમળો મનોવેદનાની વૃદ્ધિ કરી રહ્યાં હતાં.

પ્રિય વસ્તુનો વિયોગકાળ અતિ વસમો હોય છે.

અમ્બપાલીને તો હવે બિંબિસારના સંદેશાની જ રાહ જોવાની હતી. એ સંદેશ ક્યારે આવે? કોની સાથે આવે? ઉજ્જયની પહોંચતાં પણ પંદરેક દિવસ તો થઈ જાય અને કદાચ માર્ગમાં વર્ષાનો આરંભ થાય તો એમનુ શું થાય?

આવા અનેકવિધ પ્રશ્નો અમ્બપાલીના હૈયામાં ઊભરાતા અને સમાધાન વગર એમ ને એમ નવા પ્રશ્નો નીચે દટાઈ જતા.

મધ્યાહ્ન વીતી ગયો હતો.

અમ્બપાલી માલતી પુષ્પોના ઢગલા માફક પોતાના શયનખ ડમાં જ શય્યા પર પડી હતી. એના માનસમાં પ્રિયતમ સાથે કરેલી રમતોનાં અનેક ચિત્રો તરવરી રહ્યાં હતાં.

યૌવનની મસ્તી, વીણાની સૂરબહાર, મદભરી વાતો, આનદ કલ્લોલ અને......

માધ્વિકા ખ ડમાં દાખલ થઈ. તેણે જોયુ તો દેવી નયનો બ ધ કરીને શય્યા પર પડયા હતાં. તે બોલી : 'દેવી......'

કશો યે ઉત્સાહ બતાવ્યાં વગર અમ્બપાલીએ એની એ સ્થિતિમાં કહ્યું. 'કેમ?'

'દેવી, ઘણા જ ક પાવનારા સમાચાર પ્રાપ્ત થયા છે.'

અમ્બપાલી એકદમ શય્યામાં બેઠી થઈ. 'શુ સ્વામીને લિચ્છવીઓએ આંતર્યા હશે? પકડયા હશે? કે...' તે બોલી.

'મહારાજનો કઈ સ દેશ આવ્યો છે?'

'ના દેવી. . નગરીની દક્ષિણે આવેલા નદી કિનારાવાળા ઉપવનમાં એક ભારે....'

'શુ બન્યુ છે?'

'કુમાર શીલભદ્રનુ ભેદી રીતે મૃત્યુ થયુ છે.'

'ભેદી રીતે?'

'હા...મને હમણાં જ સમાચાર મળ્યા હતા .. આજે સવારે કોઈ કઠિયારો એ ઉપવન તરફ ગયેલો... ત્યાં એક અશ્વ હણહણતો હતો એટલે તે કુતૂહલવશ નજીક ગયો...વૃક્ષના ઝૂ ડ વચ્ચેના મેદાનમા એક માનવી નિર્જીવ બનીને પડયો હતો ..કઠિયારો એ જોઈને હેબતાઈ ગયો અને ત્યાં બાંધેલ અશ્વ પર સ્વાર થઈને નગરીમાં આવ્યો..

એની વાત સાંભળીને ચરનાયક તેમજ કેટલાક સૈનિકો તપાસ કરવા ગયા કઠિયારાએ નિષ્પ્રાણ દેહ બતાવ્યો...એ અન્ય કોઈ નહિ, પણ કુમાર શીલભદ્રનો દેહ હતો.'

'ઓહ્ ! સમજાતું નથી કે આ રીતનું મૃત્યુ ક્યાંથી આવે છે? આવું ભયંકર ષડ્યંત્ર કોણ ચલાવી રહ્યું છે? એટલું સારું થયું કે, મહારાજ ગઈ કાલે સવારે જ ચાલ્યા ગયા...નહિ તો...' કહેતાં કહેતાં અમ્બપાલી એ પળ વિચારમાં પડી ગઈ ત્યાર પછી બોલી : 'તને આ સમાચાર કોણે કહ્યા?'

'ઋષભદાસ કાકાએ નગરીમાં હડતાલ પડી ચૂકી છે...કાકાએ તો એવા પણ સમાચાર આપ્યા છે કે, ચંપાનગરીથી આવેલા કોઈ વિષવૈદ્યને લઈને મહાબલાધિકૃત, સિંહ સેનાપતિ અને અન્ય આગેવાનો નદી કિનારે ગયા છે.' માધ્વિકાએ કહ્યું.

'કુમાર શીલભદ્ર!...' આટલું બોલીને અમ્બપાલી પુનઃ આડે પડખે થઈ.

'આપને ત્યાં નહિ જવું પડે?' માધ્વિકાએ પ્રશ્ન કર્યો.

'નહિ માધ્વિકા, જનપદ કલ્યાણીને જીવનમાં રસ હોય છે.. મૃત્યુમાં નહિ. અને મારો તો જીવન અંગેનો રસ પણ ખોવાઈ ગયો છે.' દર્દભર્યા સ્વરે અમ્પાલી બોલી.

માધ્વિકાએ કહ્યું: 'દેવી, ક્ષમા કરો તો એક પ્રાર્થના કરું.'

'કહે.તારા પ્રત્યે મારા મનમાં કદી પણ અસદ્‌ભાવ છે નહિ'

'આપ અત્યારથી આટલાં શોકમગ્ન બની જશો તો.'

વચ્ચે અમ્બપાલીએ કહ્યું 'હું બધું સમજું છું, માધ્વિકા... પરંતુ મારું મન સમજતું નથી. મહારાજનું ધન મારા ઉદરમાં છે... એને જાળવવું જોઈએ એ મારો ધર્મ જ છે. પરંતુ.....'

'આપ તો ખૂબ જ મક્કમ મનવાળાં છો...આપના ઉદરમાં રહેલા બાળકના હિત ખાતર આપે આપના મનને પણ સમજાવવું જોઈએ. મહારાજને એકાએક જવું પડ્યું છે એ બરાબર છે..છતાં તેઓ બે દિવસ પછી તો જવાના જ હતા! એટલે આ કંઈ અણધાર્યું બન્યું છે એમ શા માટે માનવું જોઈએ?' માધ્વિકાએ લાગણીભર્યા સ્વરે કહ્યું.

અમ્બપાલીએ માધ્વિકા સામે નજર કરી...પછી કહ્યુ: 'તારી વાત સાચી છે......લિચ્છવીઓને હૈયુ હોત તો મહારાજને ક્યાંય ન જવુ પડત! પણ હું મારા મનને વાળી લઈશ. મહારાજની અમાનતને મારે સંભાળવી જ જોઈએ!'

'તો પછી આપ ખૂબ જ પ્રસન્ન રહો...સંગીતનો આનંદ ઝીલો......આપની ઇચ્છા હોય તો આપણે નગરીની બહાર પર્યટન માટે પણ જઈએ......' માધ્વિકાએ કહ્યુ.

'નહિ સખી, વાહનમાં બેસીને ફરવું મારા માટે ઉચિત નથી. તું જા...મારા માટે પાનક લઈ આવ.' કહી અમ્બપાલી બેઠી થઈ.

માધ્વિકા ખૂબ જ હર્ષભર્યા હૃદયે ગ્રીષ્મ પાનક લેવા રવાના થઈ.

નગરીની દક્ષિણે નદી કિનારા પાસેના ઉપવનમા તો જાણે મેળો ભરાયો હતો.

જેમ જેમ લોકોને સમાચાર મળતા ગયા તેમ તેમ કુમાર શીલભદ્રના નવજુવાન સાથીઓ બધા કામ છોડીને પોતાના પ્રિય નેતાના દર્શને આવવા માડ્યા.

સેંકડો લિચ્છવી જુવાનો ઉપવનની વૃક્ષઘટાની બહાર ઊભા ઊભા અંદર શું બને છે એ જાણવા આતુર બન્યા હતા.

ચંપાના વિષવૈદ્ય ગોપાલસ્વામીએ કુમાર શીલભદ્રના શબની સંપૂર્ણ તપાસ કરી લીધી હતી અને એક સુવર્ણ પાત્રમાં શીલભદ્રના મોઢામાંથી નીકળેલાં ફીણ લઈ લીધાં હતાં..

તપાસ પૂરી કર્યાં પછી ગોપાલસ્વામી ઊભા થયા અને બોલ્યા. 'હવે કુમારશ્રીના શબને અગ્નિ સંસ્કાર માટે લઈ જવા દો.'

સિંહસેનાપતિએ ગોપાલસ્વામી તરફ જોઈને કહ્યું : 'આપને શું લાગે છે?'

'મને ઘણું દેખાયું છે...પણ એ ચર્ચા ભવન પર કરીશું. એ પહેલાં હું જરા મરનારના મોઢામાથી નીકળેલા રસની રાસાયણિક તપાસ કરી લેવા માગું છું. આપ કુમારશ્રીના શબની વ્યવસ્થામાં રોકાઓ. હું મારા ઉતારે જઈશ.' કહી ભારતવર્ષના શ્રેષ્ઠ વિષ નિષ્ણાત ગોપાલસ્વામી પોતાના રથ તરફ જવા વિદાય થયા.

શીલભદ્રના પિતાશ્રી, ભાઈઓ, વગેરે આવ્યા હતા. તેઓએ અહીંથી જ શ્મશાન ભૂમિ પર જવાનું નક્કી કર્યું.

તપાસ થઈ ગઈ, હોવાથી લિચ્છવી જુવાનો પોતાના નેતાના દર્શન માટે અંદર આવવા માંડ્યા.

સહુના મનમાં એક જ પ્રશ્ન ઘૂમતો હતો...આવા સમર્થ પુરુષનું મૃત્યુ થયું કેવી રીતે?

ચરનાયકે અત્યાર સુધીમાં જે કંઈ માહિતી મેળવી હતી તે એવી હતી કે જેમાંથી મુખ્ય મુદ્દો હાથ આવી શકયો નહોતો. તેમ, મૃત્યુનું કારણ સમજાયું નહોતું...એક માત્ર સંશય જાગતો હતો.

શબની ચોકસાઈપૂર્વક કરેલી તપાસમાં કોઈ પણ સ્થળે ડંખ કે એવું કશું નિશાન મળી શક્યું નહોતું. ગળાના અંદરના ભાગમાં પણ વિષ પીધાનાં કોઈ લક્ષણ દેખાયાં નહોતાં. તેમ, આત્મહત્યાનું કોઈ કારણ જણાતું નહોતું. કારણ કે શીલભદ્ર લિચ્છવી જુવાનોનો પ્રિય આગેવાન હતો, ગણસભામાં સ્પષ્ટ વક્તા તરીકે મશહૂર હતો અને હકીકત રજૂ કરવામાં નિર્ભિક પણ હતો.

ચરનાયકની તપાસમાં એક વાત પ્રાપ્ત થઈ હતી. સપ્તભૂમિ

પ્રાસાદ પર આક્રમણ કરીને બિંબિસારને જીવતો પકડવો અથવા મારી નાખવો એવી યોજના કુમાર શીલભદ્રે કરી હતી અને અમલમાં પણ મૂકી હતી. કુમાર શીલભદ્ર આ યોજનાનો ઘડવૈયો હતો અને તેણે વૈશાલીની આબરૂ ખાતર બિંબિસારને ખતમ કરવાનો નિર્ણય કર્યો હતો. બિંબિસાર તથા અમ્બપાલી નગરીમાંથી નૈશભ્રમણ અર્થે આ તરફ આવ્યાં છે, એવું જાણીને તેણે શતાધિક જુવાનોને પણ મોકલ્યા હતા. પરંતુ બિંબિસાર કે અમ્બપાલી કોઈ દેખાયા નહોતાં. મધ્યાહ્ન સમયે તો એવા સમાચાર મળી ગયા હતા કે, બિંબિસાર પોતાના સાથી સાથે છટકી ગયો છે...આથી તે ભારે નિરાશ થયો હતો. સંધ્યા સુધી તે ઘેર હતો...ત્યાર પછી ફરવા જવાનું કહીને તે પોતાના અશ્વ સાથે નીકળી ગયો હતો.

ચરનાયકની તપાસમાં એ પણ જાણવા મળ્યું કે સંધ્યા પછી કુમાર શીલભદ્ર પોતાના કોઈ પણ મિત્રના ભવન પર ગયો નહોતો. માત્ર એટલા સમાચાર મળ્યા હતા કે કુમાર શીલભદ્ર રાત્રિના પ્રથમ પ્રહર પછી કોઈ નવજવાન સાથી સાથે નગરીના દક્ષિણ દ્વારેથી બહાર નીકળ્યો હતો. બન્ને અશ્વારોહી હતા. બંનેને દ્વારરક્ષકે જોયા હતા. પણ તે કુમાર શીલભદ્રના સાથીને ઓળખી શક્યો નહોતો.

એ નવજવાન સાથી કોણ હશે? ચરનાયકે નવજવાન સાથીનો અશ્વ કેવો હતો એ જાણવા માટે પણ ઘણા પ્રશ્નો કરેલા. પરંતુ દ્વાર-રક્ષક એ બરાબર જોઈ શક્યો નહોતો.

આ સિવાય વિશેષ કોઈ પ્રકારની માહિતી પ્રાપ્ત થઈ શકી નહોતી.

ચરનાયક સુનંદ ભારે મૂંઝવણમાં સુકાઈ ગયો હતો. નવજવાન સાથી કોણ હશે? રાત્રિના પ્રથમ પ્રહર પછી નગરી બહાર બન્ને શા માટે ગયા હશે? શું આ ઘટના પાછળ બિંબિસારનો હાથ નહીં હોય ને? બિંબિસારને ગમે તે રીતે જાણવા મળ્યું હોય કે કુમાર શીલભદ્રે

સપ્તભૂમિ પ્રાસાદ પર આક્રમણ કરાવ્યું હતું...એનો બદલો લેવા બિંબિસાર દૂર ક્યાંય ન જતાં આટલામાં જ છૂપાયો હોય...એનો સાથી ગુપ્તવેશે કુમારને મળ્યો હોય અને ગમે તે રીતે સમજાવી વનરાજી તરફ ખેંચી લાવ્યો હોય.!

આવા અનેક વિચારો વચ્ચે ચરનાયક ગુંગળાઈ રહ્યો હતો.

હજારો માણસો એકત્ર થઈ ગયા હતા અને સૂર્યાસ્ત થાય તે પહેલાં જ શ્મશાનયાત્રા નીકળી ચૂકી હતી.

સિંહ સેનાપતિના હૃદયમાં પણ આ મૃત્યુથી ભારે ચિંતા થઈ રહી હતી. તેમના મનમા થતુ હતુ કે કોઈ પણ પ્રકારના નિશાન વગરતું આ મૃત્યુ કેવી રીતે બનતુ હશે? નથી વિષાક્ત પ્રાણીનો દંશ, કે નથી કોઈએ ખોરાક દ્વારા કે અન્ય રીતે ખવરાવેલુ ઝેર!

ત્યારે આવું મોત બને કેવી રીતે? ચાર મૃત્યુ એકસરખાં જ થાય, મારનાર કોણ છે એની ગંધ સરખીયે ન મળે...જો આ કોઈ ષડ્યંત્ર હોય તો ઘણું જ ભયંકર ગણાય અને આ ષડ્યંત્ર ન પકડાય તો વૈશાલીની તાકાત તૂટી પડે...વૈશાલીની કરોડરજ્જુ ભાંગી જાય... વૈશાલીની સ્વાધીનતા કોઈ પણ પળે ઝૂંટવાઈ જાય!

વિષવિદ્યા વિશારદ ગોપાલ સ્વામીએ પોતાના ઉતારે આવ્યા પછી પોતાના શિષ્યને કેટલીક વસ્તુઓ લાવવાની આજ્ઞા કરી

ત્યાર પછી સ્નાનાદિથી નિવૃત્ત થઈ ગોપાલસ્વામી તપાસના કામમાં તદાકાર બની ગયા.

લગભગ રાત્રિનો બીજો પ્રહર પૂરો થાય તે પહેલાં ગોપાલસ્વામી ખંડમાંથી બહાર નીકળ્યા. તેમનો ચહેરો ઘણો જ પ્રસન્ન બની ગયો હતો. તેઓ નિશ્ચય સહિત બહાર આવ્યા હતા.

બહાર બેઠેલા શિષ્ય સામે જોઈને કહ્યું: 'કોઈ આવ્યુ હતું?'

'થોડી વાર પહેલાં જ ગણનાયક પધાર્યાં હતા.'

'કંઈ કહી ગયા છે?'

'હા......તેઓ આપનો નિર્ણય જાણવા ખૂબ જ આતુર છે'

'એમને સંદેશો કહેવડાવ કે વસ્તુ પકડાઈ ગઈ છે. સવારે મળવા આવે......અત્યારે નહી.'

'જી......' કહીને શિષ્ય બહાર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૭ મું : : છટકવાનું યંત્ર!

ચરનાયક સુનંદ, મિહિર મહાલી, બીજા ત્રણ ગણનાયકો અને નગરરક્ષક સૂર્યોદય પછી તરત જ સિંહ સેનાપતિના ભવન પર આવી ગયા હતા. સિંહ સેનાપતિ પણ પૂજન આદિથી નિવૃત્ત થઈ ગયા હતા. ગોપાલસ્વામીના આગમનની રાહ જોતા સહુ એક ખંડમાં બેઠા હતા.

ચરનાયક સુનંદે ગઈ રાતે કરેલી તપાસનો અહેવાલ આપતા જણાવ્યું હતુ કે: 'નદી કિનારે આવેલા ઉપવનમાં બે અશ્વોના નિશાન તો મળ્યાં જ હતાં, પરંતુ આપણો પગી એ નિશાન તપાસવા ગયો ત્યારે ત્યાં અનેક અશ્વોના નિશાન પડ્યાં હતાં કારણ કે કુમારશ્રીના અંતિમ દર્શન માટે ઘણા માણસો આવ્યા હતા અને પરિણામે તપાસનો એક મહત્ત્વનો મુદ્દો નષ્ટ થઈ ગયો હતો. એ સિવાય યુવરાજ બિંબિસાર અને તેનો સાથી, દેવી અમ્બપાલી કહે છે તે મુજબ નગરીનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા. મને સંશય હતો કે તેઓ છૂપાયા હશે અને આ ષડ્યંત્રને ગતિમાન કર્યું હશે ..પરંતુ તેઓ ઉજ્જયનીના

માર્ગે વીસ કોસ દૂર પહોંચી ગયાના સમાચાર સીમારક્ષક તરફથી મળી ગયા છે.'

સિંહ સેનાપતિએ કહ્યું : 'સુનંદ, બિંબિસાર મને સંપૂર્ણ નિર્દોષ જણાયો હતો. લોકોના હૈયામાં રોષ ન જાગ્યો હોત તો હું એમને સપ્તભૂમિ પ્રાસાદમા રહેવા દેત. પણ એક રીતે આ ઠીક જ થયું છે હવે આપણે સાચો ગુનેગાર કોણ છે એ બરાબર શોધી શકીશું. ગુનાશોધકની નજર જ્યા સુધી કાલ્પનિક સત્ય પર સ્થિર બનેલી હોય છે ત્યા સુધી તે સાકાર સત્ય પર સ્થિર બની શકતી નથી.'

મહાબલાધિકૃત મિહિર મહાલી કંઈ કહેવા જાય તે પહેલાં જ ગોપાલસ્વામીના આગમનના સમાચાર પ્રાપ્ત થયા અને સહુએ વૃદ્ધ વિપનિષ્ણાતનું ભાવપૂર્વક સ્વાગત કર્યું.

કુશળ સમાચાર પુછાયા પછી સિંહનાયકે કહ્યું: 'વૈદરાજ, આ મૃત્યુનો ભેદ હવે આપ સિવાય કોઈ ઉકેલી શકે એમ નથી.'

ગોપાલસ્વામીએ કહ્યું : 'મૃત્યુનો ભેદ તો મને બરાબર સમજાઈ ગયો છે. પરંતુ ષડ્યંત્રકારી કોણ હશે એ જાણવાનો મારો વિષય નથી.'

સિંહનાયકે કહ્યું 'આપ સાચું કહો છો મૃત્યુનો ભેદ મળી જશે એટલે અમે પણ સાચે રસ્તે તપાસ કરી શકીશું.'

'હવે હું તારા તપાસના પરિણામની વાત કરું.' કહી વૃદ્ધ ગોપાલસ્વામીએ બે પળ આંખો બંધ કરી. સહુ ગોપાલસ્વામી પ્રત્યે જોઈ રહ્યા. ગોપાલસ્વામી ધીરે ધીરે બોલ્યા : 'મહાનુભાવો, કુમાર શીલભદ્રનું મૃત્યુ વિષના સ્પર્શથી થયું છે. એ સ્પર્શ કેવળ એમના ઓષ્ઠ-પર જ થયો છે ..આ પરથી બે કલ્પના કરી શકાય છે. તેઓએ કોઈ પણ વિષાક્ત વસ્તુને ચુંબન કર્યું હોય અથવા વિષકન્યાને ચુંબન કર્યું હોય. આ સિવાય બીજું કાઈ કારણ મને દેખાયું નથી. જો તેઓએ

કોઈ પણ વિષવાળી વસ્તુને ચુંબન કર્યું હોય તો તે વસ્તુ એટલામાં પડી હોય ..પરંતુ એવી કોઈ વસ્તુ કુમાર પાસેથી મળી નથી તેમ, ચરનાયકે કહેલી હકીકત પરથી આ અગાઉનાં ત્રણ મૃત્યુમાં પણ એવી કોઈ ચીજ પ્રાપ્ત થઈ નથી. એ સિવાય ચારે ય મૃત્યુ વખતે બે અશ્વોનાં નિશાન મળેલાં છે, એટલે એટલું અવશ્ય ફલિત થાય છે કે મરનારની સાથે અન્ય વ્યક્તિ હોવી જોઈએ. જો આ વ્યક્તિ સાથે રહી હોય તો તે વિષકન્યા જ હોવી જોઈએ.'

'વિષકન્યા ?'

'હા...શાસ્ત્રમાં કહ્યું છે તેમ બે પ્રકારની વિષકન્યા બનાવી શકાય છે. એકની યોનિમાં વિષ હોય છે. બીજીના મુખમાં ને ગાઢ સ્પર્શમાં વિષ હોય છે. પ્રથમ પ્રકારની વિષકન્યાનું નિર્માણ ઘણાં રાજ્યોમાં થાય છે. પરંતુ બીજા પ્રકારની વિષકન્યાના નિર્માણનો પ્રયત્ન કોઈએ કર્યો હોય એવું મારા સાંભળવામાં નથી આવ્યું. છતાં મને ચારે મરનારાઓની પરિસ્થિતિ પરથી એમ જ લાગે છે કે કોઈએ સ્પર્શથી પ્રાણ લેનારી અતિ ભયંકર વિષકન્યાનું નિર્માણ કર્યું હોવું જોઈએ.'

બધા ગહન વિચારમાં પડી ગયા. આવી કોઈ વિષકન્યા વૈશાલીમાં કેવી રીતે આવે ? ક્યાંથી આવે ? કોણ હોય ? આ પ્રશ્નો સહુના હૈયામાં જાગૃત થયા.

સિંહનાયકે કહ્યું . 'વૈદ્યરાજ, સ્પર્શથી મારી નાખે એવી વિષકન્યાનું નિર્માણ તો અમે કદી સાંભળ્યું પણ નથી...'

'મેં શાસ્ત્રમાં વાંચ્યું છે, પણ આવું નિર્માણ કોઈએ કર્યું હોય એમ સાંભળ્યું નથી. કારણ કે આવી વિષકન્યાનું નિર્માણ અતિ દુષ્કર છે. પાંચ-દસ કન્યાઓનાં મૃત્યુ થયા પછી જ એકાદ વિષકન્યા થઈ શકે છે.' ગોપાલસ્વામીએ કહ્યું.

ચરનાયકે પ્રશ્ન કર્યો : 'વૈદ્યરાજ, વિષકન્યા હશે એવું આપ ખાતરીપૂર્વક કહી શકો છો ?'

'હા...કારણ કે મરનારના ફીણમાંથી જે વિષ જોઈ શકાયું છે તે વિષ કોઈ પણ ઝેરી જીવ કરતાં વધારે તીવ્ર, ભયંકર અને સદ્યપ્રાણહારક છે, કુમારના શબની મેં ખૂબ જ ચોકસાઈપૂર્વક તપાસ કરી હતી. કેવળ એના અધર પર જ વિષનો સ્પર્શ થયો હોય એમ મને દેખાયું હતું...એના અધરનો ઉપરનો ભાગ સહેજ ઝાંખો પડી ગયો હતો...પરંતુ અંદર કોઈ પ્રકારની વિકૃતિ નહોતી. આ ઝાંખો ભાગ પણ સહેજે જોઈ શકાય નહિ એવો સૂક્ષ્મ હતો. ચુંબન સિવાય અધર પર આવો ડાઘ પડે નહિ અને પુરુષ હંમેશાં સ્ત્રી પ્રત્યે ખેંચાતો હોય છે એટલે અહીં થયેલાં ચારેય મૃત્યુનું કારણ મને વિષકન્યા જ લાગે છે.' વૈદરાજે વધારે સ્પષ્ટતા કરી.

ચરનાયકે બીજો પ્રશ્ન કર્યો:

'વિષકન્યાને ઓળખવી કેવી રીતે?'

'મુશ્કેલી એ જ છે. વિષકન્યા અન્ય સ્ત્રીઓ જેવી જ દેખાતી હોય છે...એના નયનવદન પર કોઈ વિશિષ્ટતા હોતી નથી. એને ઓળખવાનો માત્ર એક જ ઉપાય છે.' કહી ગોપાલસ્વામી વિચારમા પડી ગયા...સહુ એમના સામે સ્થિર નજરે જોઈ રહ્યા. થોડી વાર પછી ગોપાલસ્વામી બોલ્યા. 'એ સ્ત્રીને ગમે તેવો ઝેરી સર્પ ડંખ મારે તો પણ વિષકન્યાને એની કશી અસર થતી નથી. બલ્કે, ડંખ મારનાર સર્પ મરી જાય છે અથવા મૂર્છિત બની જાય છે. એ સિવાય સસલું, હરણ, અજાબાળક કે એવા કોઈ પ્રાણીને જો વિષકન્યા ચુંબન લે તો તે પ્રાણી તરત મૃત્યુ પામે છે.'

સહુ વિચારમાં પડી ગયા. આવી વિશાળ નગરીમાં વિષકન્યા શોધવી કેવી રીતે? વિષકન્યા કંઈ ગમે ત્યાં હરતી ફરતી તો રહે જ નહિ...લોકોથી ગુપ્ત જ રહે એટલે તેને કોઇ પણ સ્થળે છુપાવવામાં આવી હશે...એ સ્થળ કયું હશે?

સહુને વિચારમાં પડેલા જોઈ ગોપાલસ્વામીએ કહ્યું : 'ગણ-નાયકજી, આપને કંઈ વિશેષ પૂછવુ ન હોય તો હું મારા ઉતારે જાઉં.'

'જરૂર...આપે અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. મહાત્મન, આપના કહેવા મુજબ આપના નિવાસની વ્યવસ્થા નગરી બહારના કોઈ એકાત ઉદ્યાનમાં થઈ જશે. બેચાર દિવસ યોગ્ય લાગે તો આપ ..'

'હુ આપના અતિથિગૃહમાં નભાવી લઈશ.' કહી ગોપાલસ્વામી ઊભા થયા.

સહુએ એમને ભાવભરી વિદાય આપી.

એક સેવક તેમને અતિથિગૃહ તરફ લઈ ગયો.

શ્રી ગોપાલસ્વામીના ગયા પછી મહાબલાધિકૃતે પ્રશ્ન કર્યો : 'ગણનાયકજી, વૈદરાજની વાત કંઈક વાજબી લાગે છે. પરતુ વિષકન્યાને શોધવી કેવી રીતે ?'

ચરનાયક સુનદે કહ્યું : 'મહારાજ, આ અગે મને એક વિચાર આવ્યો છે. આપણી સમક્ષ આવેલા છેલ્લા સમાચાર મુજબ બિબિસાર અને તેનો સાથી ધનંજય વૈશાલીની સરહદ છોડી ગયા છે પરતુ વૈદરાજની વાત સાંભળ્યા પછી આ ષડ્યંત્રમાં તેઓ ગોઠવાયેલા છે એ વાત વિષકન્યાના પ્રશ્નથી સિદ્ધ થાય છે.'

'કેવી રીતે?' સિહ સેનાપતિએ પ્રશ્ન કર્યો

'મારુ નવું અનુમાન એવુ છે કે બિંબિસાર ષડ્યંત્ર સાથે જ અહી આવેલો અને વિષકન્યા સાથે જ નગરીમા ઘૂસી ગયેલો... એના સદ્ભાગ્યે દેવી અમ્બપાલી એના પર આસક્ત બની ગયાં અને બિબિસારને આથી નિર્ભયતાપૂર્વક રહેવાનું અને ષડ્યત્ર ચલાવવાનું સ્થાન મળી ગયુ. શરૂઆતના કેટલાક મહિના તેણે વૈશાલીના અભ્યાસમાં જ કાઢ્યા અને જ્યારે તે બધી વસ્તુ જાણી ગયો એટલે તેણે

પોતાના યંત્રને ગતિમાન કર્યું. કુમાર શીલભદ્ર સપ્તભૂમિ પ્રાસાદ પર આક્રમણ કરવાનો છે એ સમાચાર બિંબિસારને અગાઉથી મળી ગયા હશે એટલે જ તેણે અમ્બપાલી સાથે શીલભદ્રને ખતમ કરવાનો સાણસો ગોઠવ્યો. એક તરફથી તે સહીસલામત છટકી ગયો...અને બીજી તરફથી, છૂપાઈને ગુપ્તવેશે રહેલા તેના માણસોએ કુમારશ્રીનો ધીરેથી ઘાટ ઘડી નાખ્યો.'

સહુ વિચારમાં પડી ગયા.

સિંહનાયકે કહ્યું : 'સુનંદ, તારી આ કલ્પના અંગત છે કે કેમ એ હું કહી શકતો નથી. પણ સવાલ એક જ ઊભો થાય છે કે ચોક્કસ માણસો સમક્ષ વિષકન્યા મોકલવાનો માર્ગ કયો હશે? બિંબિસાર ગયા પછી કુમાર શીલભદ્ર સમક્ષ વિષકન્યા, કે જે એક અજાણી છે તે કેવી રીતે ગઈ હશે?.કુમાર શીલભદ્રને આપણે સહુ ઓળખીએ છીએ...એ એવો ક્ષુદ્ર તો હતો જ નહિ કે જે કોઈ અજાણી સ્ત્રી મળે એટલે તેમાં આસક્ત થઈ જાય...'

મહાબલાધિકૃતે કહ્યું : 'વૈદરાજના મત પ્રમાણે આ કાર્ય વિષકન્યા વડે થયું છે એ તો ચોક્કસ છે ને?'

'હા...એમાં સંશય લાગતો નથી.' ગણનાયક સિંહે કહ્યું.

'તો પછી આપણે એને નગરીમાંથી શોધી કાઢવી જોઈએ. શીલભદ્ર પાસે તે કેવી રીતે ગઈ હશે અથવા કોણે મોકલી હશે એ પ્રશ્ન પછીનો છે સુનંદનો સંશય સાવ વજૂદ વગરનો ન ગણી શકાય... કારણ, મગધેશ્વર પ્રસેનજિત વૈશાલીને પોતાનું કરવા વરસોથી આશા રાખી રહ્યા છે. આવી આશા સીધી રીતે ફળે એવી છે નહિ. એટલે, તેઓએ આ પ્રકારના ષડ્યંત્ર દ્વારા આપણાં રત્નોને ખેરવી નાખવાનું નક્કી કર્યું હોય તે સહજ છે. આમ થાય તો જ તેઓ વૈશાલી પર વિજય મેળવી શકે. આ દૃષ્ટિએ જોતાં બિંબિસાર જેવા ચાલાક અને

કુશળ યુવરાજને આ કામ સોંપ્યું હોય તો તે બરાબર ગણાય. બિંબિસાર પોતાના સાથી સાથે છટકી શક્યો છે. પરંતુ એનું ષડ્યંત્ર તો અહીં જ રહી ગયું છે. તે ષડ્યંત્રની મુખ્ય ચાવી સમી વિષકન્યાને તેણે ગમે ત્યાં ગુપ્તરૂપે રાખી હોય તે સંભવિત છે. કદાચ સપ્તભૂમિ પ્રાસાદમાં પણ હોય, અથવા અન્ય કોઈ સ્થળે હોય. આપણે સૌથી પ્રથમ આ અંગે જ તપાસ કરવી જોઈએ અને વિષકન્યાને પકડી પાડવી જોઈએ.'

મહાબલાધિકૃતના આ વિચાર સાથે સૌ સંમત થયા અને સિંહ સેનાપતિ જાતે દેવી અમ્બપાલીને મળે અને સમજીને તપાસ કરે એવું નક્કી થયું.

બીજા એક ગણનાયકે કહ્યું : 'છેલ્લા ચાર છ મહિનામાં મગધ-માંથી અહીં રહેવા માટે કોણ કોણ આવ્યું છે તે પણ આપણે જાણવું જોઈએ.'

સિંહનાયકે કહ્યું : 'અરે, આપણે એક મહત્ત્વની વાત તો સાવ ભૂલી જઈએ છીએ. રાજગૃહથી કોઈ નર્તકી અહીં આવી છે..'

તરત સુનંદ વચ્ચે બોલી ઊઠ્યો : 'હા, દેવી કાદંબિની અહીં આવેલ છે અને એ લોકો સમક્ષ નૃત્ય કરે છે. હું એને બે વાર મળ્યો છું ...એ મગધની નથી, પણ ગાંધારની છે...રાજગૃહમાં રાણી ત્રૈલોક્ય-સુંદરીનો એક રાજકુમાર સર્પદંશથી મૃત્યુ પામ્યો હતો એટલે ત્યાં શોક પાળવામાં આવ્યો હતો. એથી કાદંબિની અત્રે આવી છે. એ સ્ત્રી નવ-જવાન છે...પણ મને સર્વથા નિર્દોષ લાગી છે...કારણ કે એ લોકો સાથે સંપર્ક રાખે છે. દાસ–દાસીઓ વચ્ચે રહે છે...કોઈ કોઈ જુવાનો એને મળવા પણ જાય છે...કોઈ પણ વિષકન્યા આ રીતે પ્રગટ ભાવે રહી શકે નહિ'

સુનંદની વાતમાં સહુને તથ્ય લાગ્યું. છતાં સિંહનાયકે કહ્યું,

'હું જનપદ કલ્યાણીને આજે જ મળીશ અને સુનંદની શંકાની તપાસ કરીશ, પણ મને લાગે છે કે આપણે દેવી કાદંબિની તરફ નજર તો રાખવી જ જોઈએ.'

'એ માટે હું પ્રબંધ કરી લઈશ.' સુનંદે કહ્યું.

ત્યાર પછી સહુ પોતપોતાના સ્થળે વિદાય થયા.

સિંહ સેનાપતિએ દેવી અમ્બપાલીને એક દૂત મારફત સંદેશો મોકલાવ્યો, કે પોતે આજ સંધ્યા પહેલાં મળવા આવશે.

સવારના થયેલી આ ચર્ચા ગુપ્ત રહી શકી નહિ.

સિંહનાયકના ભવનના બે ચાર દાસ, કે જેઓ બેઠકખંડના દ્વાર પાસે જ ફરજ બજાવવા ઊભા હતા તેઓ સાંભળી ગયા હતા.

દાસદાસીઓના હૃદયમાં આવી વાતો બહુ સમય ટકતી નથી. આ વાત દસ કાને પહોંચી અને મધ્યાહ્ન પછી તો વૈશાલી નગરીમાં વિષકન્યા એક ભય ઉત્પન્ન કરનાર સામગ્રી બની ગઈ.

કાદંબિનીના વૃદ્ધ નિયામકે આ સઘળી વાત સાંભળી અને દેવી કાદંબિની સમક્ષ રજૂ કરી.

આ વાત સાંભળીને દેવી કાદંબિની ગંભીર વિચારમાં પડી ગઈ. છતાં તે બોલી : 'આપણે ગભરાવાનું કોઈ કારણ નથી. એ લોકો હવે વિષકન્યાના ચક્કરમાં ભમ્યા કરશે.'

વૃદ્ધ નિયામક ચાલ્યો ગયો.

કાદંબિનીનું હૃદય ગોપાલસ્વામીના અનુમાનને દાદ આપી રહ્યું. તેના મનમાં એક નવી આશા જાગી. આવો મહાન વૈદ જો પોતાને વિષમુક્ત કરી શકે તો અભિશાપનો અગ્નિ કોઈને દઝાડી શકે નહિ... ગોપાલસ્વામીને મળવું કેવી રીતે? અહીં મળીને જો પોતાની દર્દકથા કહેવામાં આવે તો કદાચ વૈશાલી ગણતંત્રના કારાગારમાં ધકેલાવું પડે.

તો.........?

બીજો વિચાર પણ આવ્યો...કદાચ વૈશાલીના ચર વિભાગને અહીંની શંકા આવે અને પરિસ્થિતિ વિષમ બનાવી દે તો શું થાય? અથવા, રૂપમુગ્ધ કોઈ નવજવાન મળવા આવે અને ચુંબન માટે પ્રયત્ન કરે...તો તો આખો ભેદ ખુલ્લો જ થઈ જાય... ...

'ના, ના.'

વૈશાલીનો ચર વિભાગ કંઈ પણ પ્રયત્નો કરે તે પહેલાં જ સલામત બની જવું જોઈએ...

આમ, તે અનેક વિચારોમાં નિમગ્ન બની ગઈ હતી...અને લક્ષ્મીદીદી ખંડમાં દાખલ થઈ. દેવી કાદંબિનીને વિચારમગ્ન જોઈને તે બોલી: 'દેવી, કંઈ ગંભીર વિચારમાં પડ્યાં છો?'

'હા...લક્ષ્મી, આપણે હવે સાવધ થવું પડશે. તેં નગરીમાં ચર્ચાતી વાત તો સાંભળી હશે..'

'હા દેવી...હું એ માટે જ આપની પાસે આવી છું.'

'તો શું કરવું?'

'મંત્રીશ્વર સમક્ષ દૂત મોકલીએ...'

'એમાં કેટલો સમય જાય? દૂત સંદેશો લઈને આવે તે પહેલાં કદાચ આપણે સપડાઈ પણ જઈએ.'

'પણ, આપ વિષકન્યા તો છો નહિ...'

'છતાં, વિષપ્રયોગ તો કરું જ છું, બહારથી આવેલા દરેક માણસ પર. એ લોકો તપાસ રાખે તો આપણે કોઈ સંજોગોમાં છટકી ન શકીએ.'

'તો...'

'ધીમે ધીમે સહુએ છટકી જવું. સૌથી પ્રથમ હું એક રક્ષક સાથે પુરુષ વેશમાં છટકી જઈશ. ત્યાર પછી તમે બધાં ધીરે ધીરે નીકળી જજો.'

લક્ષ્મીદીદી વિચારમાં પડી ગઈ.

કાદબિનીએ કહ્યું. 'છટકવાનો મને એક ઉત્તમ વિચાર આવ્યો છે. આવતી કાલે વહેલી સવારે યક્ષના મંદિરે જવું...ત્યાંથી સુભદ્ર પર હું પુરુષ વેશે નીકળી જઈશું ..મારી સાથે એક રક્ષક આવે. તમે બધાં પાછાં વળજો ..બીજે દિવસે સવારે તમારે પુન. યક્ષના મંદિરે આવવું. અને ત્યાં એ રીતે જાહેર કરવું કે મને અને સુભદ્રાને કોઈ બળાત્કારે ઊઠાવી ગયું છે. આ ફરિયાદ નગરરક્ષક સુધી પહોંચાડવી...મારો તો પત્તો લાગશે જ નહિ. એટલે એકાદ સપ્તાહ પછી તમારે સહુએ રાજગૃહી આવી જવું'

લક્ષ્મીના ચહેરા પર હર્ષ ઊભરાયો અને તે બોલી : 'દેવી, આપની શક્તિ અજોડ છે'

'તો તું બધી તૈયારી કર. સુવર્ણ મુદ્રાઓની બે થેલી મારી સાથે હું રાખીશ બાકીનું બધું તમે જ સાથે લેતાં આવજો. આ યોજના કાકાને પણ સમજાવી દેજે.'

'જી ..' કહીને લક્ષ્મીદીદી રવાના થઈ ગઈ.

કાદબિનીએ આ યોજના પાછળ પોતાની મુક્તિ પણ વિચારી લીધી હતી. પોતે ચંપાનગરી જવાનો સંકલ્પ કર્યો હતો અને બધાં રાજગૃહી જાય એવું સમજીને ગોઠવ્યું હતું.

## પ્રકરણ ૮ મું : : નવી ચિંતા

બિંબિસાર વૈશાલીના વિનાશ માટે યોજાયેલા ષડ્યંત્રનો નાયક છે એ વાત સિંહ સેનાપતિના મનને જરા યે વજૂદવાળી લાગતી નહોતી, છતાં તેઓ અપરાહ્નકાળે દેવી અમ્બપાલીના ભવનમાં ગયા.

અમ્બપાલીના ખંડમાં દાખલ થઈને જોતાં જ તેઓ ભારે વેદના અનુભવવા લાગ્યા. અમ્બપાલીના ચહેરા પર જાણે સમગ્ર વિશ્વનું દર્દ પ્રતીક બનીને વરસી ગયું હતુ.

ચિંતારૂપી દર્દથી રૂપ અને તેજ ઝાંખાં પડી જાય છે..

સિંહનાયકે ચિંતાના બોજ સહિત આડે પડખે પડેલી અમ્બપાલીને કહ્યું. 'કેમ પુત્રી, કંઈ અસ્વસ્થ છો?"

અમ્બપાલી એકદમ બેઠી થઈ ગઈ. થોડી વાર પહેલાં જ માધ્વિકા ગણનાયકના આગમનના સમાચાર આપી ગઈ હતી, પરંતુ સ્વામીનો કોઈ સંદેશો હજી સુધી મળેલો ન હોવાથી તે ભારે ચિંતા વેઠતી એમ ને એમ પડી રહી હતી. ગણનાયકને આદર આપવાનું પણ યાદ નહોતું રહ્યું. તેણે પરાણે પ્રસન્નતા લાવીને કહ્યું. 'બાપુ, ક્ષમા કરજો...મન જરા અસ્વસ્થ હતું એટલે હું વિવેક પણ દર્શાવી શકી નથી..બિરાજો..'

'મન શા માટે અસ્વસ્થ રાખવું જોઈએ? યુવરાજના કંઈ સમાચાર મળ્યા?' કહી ગણનાયક એક આસન પર બેઠા.

'ના, બાપુ..એથી જ હું ભારે વેદના અનુભવી રહી છું.' કહી અમ્બપાલી પોતાના આસન પર બેસી ગઈ.

'ત્યારે હું જ તને એના કુશળ સમાચાર આપું..યુવરાજ વૈશાલીની સરહદનો ત્યાગ કરીને આગળ નીકળી ગયા છે આપણા ચર વિભાગને આ સમાચાર ગઈ રાતે જ મળ્યા હતા.'

'ઓહ, હું હવે સ્વસ્થ બની, તેઓ કુશળ છે ને?'

'હા પુત્રી...યુવરાજ એમના સાથી સાથે ખૂબ જ કુશળ છે. તું સાવ નિશ્ચિંત રહેજે...મને લાગે છે કે તેઓ કોઈ સ્થળે સ્થિર થયા પછી જ તારા પર સંદેશો મોકલશે.'

'મહારાજ, આપની વાત સાંભળીને મારી બધી ચિંતા હળવી થઈ...યુવરાજને એકાએક નીકળી જવું પડયું હતું...પ્રવાસમાં

ઉપયોગી થાય એવી કોઈ સામગ્રી પણ સાથે છે નહિ...એથી મારું હૃદય ભારે વેદના ભોગવી રહ્યું હતું. હવે મારા મનને નિરાંત વળી.' અમ્બપાલીનો ચહેરો સ્વાભાવિક પ્રસન્ન બની ગયો હતો.

સિંહનાયકે કહ્યું: 'પુત્રી, તેં કુમાર શીલભદ્રના મૃત્યુની હકીકત તો સાંભળી હશે?'

'હા...એ વાત સાંભળીને મારા ચિત્તને ખૂબ જ આઘાત લાગ્યો હતો. એનામાં લોકોને દોરવાની શક્તિ હતી...નવજવાનોને કાબૂમાં રાખવાની કુશળતા પણ હતી. ખરેખર, કુમાર શીલભદ્ર આપણા ગણતંત્ર માટે એક જાગૃત નવજવાન હતા.' અમ્બપાલીએ શોક પ્રદર્શિત કર્યો.

'પાલી, આ રીતે આપણા ચાર પુરુષો મૃત્યુ પામ્યા છે...અને ચંપાનગરીના વિષવૈદ ગોપાલસ્વામીએ આજ એનો ભેદ પણ ઉકેલ્યો છે.'

'એમ?'

'કોઈ વિષકન્યાના સ્પર્શથી ચારેય મૃત્યુ થયાં હોવાનો સંભવ છે.'

'વિષકન્યા? આપણી નગરીમાં વિષકન્યા ક્યાંથી? આવું તો મેં કદી સાંભળ્યું પણ નથી.' અમ્બપાલીને ભારે આશ્ચર્ય થયું.

'ગોપાલસ્વામીએ ચોક્કસ તપાસ કરીને આ અનુમાન દર્શાવ્યું હતું...પરંતુ આમાં એક મુશ્કેલી ઊભી થઈ છે.'

અમ્બપાલી પ્રશ્નભરી નજરે સિંહનાયક સામે જોઈ રહી.

સિંહનાયકે કહ્યું: 'પુત્રી, આપણા કેટલાક આગેવાનો યુવરાજ પ્રત્યે શંકિત બન્યા હતા એ તો તું જાણે છે ને?'

'હા...એ નિર્મૂળ શંકાના કારણે જ વૈશાલીની જનપદ કલ્યાણીનું

ભયંકર અપમાન થયું હતું...પાગલ લોકોએ સપ્તભૂમિ પ્રાસાદની ઈજ્જત પર પાણી ફેરવ્યું હતું...આ વાત હું કેમ ભૂલી શકું ?'

'કુમાર શીલભદ્રના મૃત્યુથી આ શંકા વધારે ગાઢ બની છે.'

'પણ તેઓ તો અહીં હતા જ નહિ!'

'હું તો યુવરાજને સંપૂર્ણ નિર્દોષ માનું છું...પરંતુ સુનંદ નવી જ વાત કરે છે. બિંબિસારનું વૈશાલીમાં આવવું એ એક યોજનાબદ્ધ કાર્ય હતું...આ રીતે વૈશાલીના મુખ્ય કાર્યકર્તાઓને ખતમ કરીને મગધેશ્વર વૈશાલીને પોતાનું બનાવવા માગતા હતા...બિંબિસાર સાથેનું તારું મિલન એક અકસ્માત હતો...અથવા બિંબિસારનું સૌભાગ્ય હતું. જો તારું મિલન ન થયું હોત તો પણ યુવરાજ વૈશાલીમાં કોઈ પણ સ્થળે ગુપ્ત વેશે રહ્યો જ હોત. વળી, શીલભદ્ર સપ્તભૂમિ પ્રાસાદ પર આક્રમણ કરવાનો છે એ માહિતી યુવરાજને અગાઉથી મળી ગઈ હતી. અને તેથી જ તેણે તારી સાથે નૈશભ્રમણ ગોઠવ્યું હતું...એ રીતે યુવરાજ પોતાના સાથી સાથે કુશળતાપૂર્વક છટકી ગયા...પણ જતા પહેલાં પોતાના ષડ્યંત્ર દ્વારા કુમાર શીલભદ્રનો નાશ કરવાની આજ્ઞા આપતા ગયા.'

અમ્બપાલી આ નવી વાતથી આશ્ચર્ય અનુભવી રહી

સિંહનાયકે કહ્યું : 'સુનંદની આ માન્યતા છે અને તે ત્યાં સુધી કહે છે કે બિંબિસાર પોતે જ કોઈ વિષકન્યાને નગરીમાં લાવ્યો છે અને કોઈ પણ ગુપ્ત સ્થળે તેને સંતાડી રાખી છે! પુત્રી, તું જરાય મનમાં ન લાવીશ...આ અંગે જ મારે અત્યારે તારી પાસે આવવું પડ્યું છે!'

'સુનંદ આવું અનુમાન કઈ વાતથી બાંધે છે? એની પાસે એવો કોઈ પુરાવો છે કે યુવરાજ આ ષડ્યંત્રના નાયક હતા?' અમ્બપાલીએ પ્રશ્ન કર્યો.

સિંહનાયકે કહ્યું : 'પુત્રી, સુનંદનો સંશય મજબૂત બનવાનું મુખ્ય કારણ યોજનાપૂર્વકનું નૈશભ્રમણ અને શીલભદ્રનું મૃત્યુ!'

અમ્બપાલી પોતાના આસન પરથી ઊભી થઈ ગઈ અને બેચાર ડગલાં ચાલીને ઊભી રહી...પછી સિંહનાયક સામે જોઈને બોલી. 'આપ મારા પૂજ્ય છો...આપ શું જાણવા ઇચ્છો છો?'

આ સીધા પ્રશ્નથી સિંહનાયક બે પળ સ્થિર બની ગયો...ત્યાર પછી બોલ્યો: 'બિંબિસાર સાથે કોઈ દાસી કે અન્ય રૂપે રહેલી વિષકન્યા નગરીમાં આવી હોય અને તું એ અંગે કંઈ જાણતી હોય...'

વચ્ચે જ અમ્બપાલી બોલી: 'એટલે આપને પણ આવી કોઈ શંકા છે એમ માનીને મારે ઉત્તર આપવો ને?'

'નહિ, પુત્રી...હું તો કેવળ સહુના સંશયનું સમાધાન મેળવવા જ આવ્યો છું.'

'તો આપે એક મહત્ત્વનું કાર્ય કરવું પડશે.' કહી અમ્બપાલી આસન પર બેસી ગઈ.

'કહે...'

'આપણા ચરનાયક સુનંદને કોઈ સારા વૈદને બતાવવો જોઈએ અને એના જ્ઞાનતંતુઓમાં કોઈ પ્રકારની વિકૃતિ થઈ છે કે કેમ એની તપાસ કરાવવી જોઈએ. મને લાગે છે કે, ચરનાયક સુનંદ માત્ર બુદ્ધિહીન નથી...અજ્ઞાની પણ છે મહારાજ સાથેનું મારું મિલન આકસ્મિક થયું હતું. અમે અહીં આવ્યાં ત્યારે તેઓ એકલા જ મારી સાથે હતા. તેઓ જે ભૂતિયા ભવનમાં ઊતર્યા હતા ત્યાં તેમનો સાથી પણ નહોતો આવ્યો...એટલે તેઓએ માત્ર એક સંદેશ મૂક્યો હતો, 'હું વૈશાલી જઉં છું, તું પાંથશાળામાં આવજે.' ત્યાર પછી અમે તો ગીત સંગીતની પ્રીતમાં સર્વ ભૂલી ગયાં...ઘણા સમયે ધનંજય અમારે

ત્યાં આવ્યો. બંને કોઈ દિવસ પ્રાસાદની બહાર જતા નહોતા. કોઈ વાર ધનંજય કંટાળીને નગરીની બજાર જોવા જતો. આ સિવાય કોઈ એમની સાથે હતું નહિ ..કોઈ અન્યત્ર ઊતર્યું નહોતું. હું એમના મય બની ગઈ હતી, એ મારા મય બની ગયા હતા. તેઓ કોઈ ષડ્યંત્ર સાથે લઈને નીકળ્યા નહોતા. વૈશાલીમાં ચાર છ દિવસ રોકાવાનો જ તેમનો હેતુ હતો. તેઓ રાક્ષસરાજ શંબૂકના વનમાં પણ સપડાઈ ગયા હતા અને સંગીતના પ્રતાપે રાક્ષસરાજની કન્યાનો રોગ દૂર કરી રાક્ષસ-રાજના મિત્ર બની ગયા હતા. રાક્ષસરાજે મૈત્રીના સ્મરણ નિમિત્તે એક રત્નહાર આપ્યો હતો, જે આજ પણ મારી પાસે છે. અને કેટલુંક સુવર્ણ આપ્યું હતું, જે તેઓએ લોકમેળામા યાચકોને આપી દીધું હતું લોકમેળામા તેઓ એક શ્રેષ્ઠીના અતિથિ બન્યા હતા. માધ્વિકા એ શ્રેષ્ઠીને ઓળખે છે...તમે એને પૂછજો...કોઈ દાસી કે સ્ત્રી એની સાથે હતી? હવે રહી નૈશભ્રમણની વાત। બાપુ, એમની સલામતી જાળવવા ખાતર સત્ય હકીકત મે છુપાવી રાખી છે. સપ્તભૂમિ પ્રાસાદ પર આક્રમણ થયું તે પહેલાં એમને આવો કોઈ સંશય નહોતો માત્ર નગરીમાંથી ધનંજય અસ્પષ્ટ માહિતી મેળવી લાવ્યો હતો, પરંતુ મે કે તેમણે એ અંગેની કશી દરકાર કરી નહોતી. કારણ કે એ દિવસ પછી જ તેઓના પ્રસ્થાનનું મુહૂર્ત જોવરાવ્યું હતું. પણ અચાનક આક્રમણ થયું. તેઓ સંગ્રામ આપવા તૈયાર થઈ ગયા. મે એમને રોક્યા અને હું ભૂગર્ભ માર્ગ દ્વારા બહારના ઉપવનમાં પહોંચાડી આવી. એ દરમિયાન પાગલ લિચ્છવીઓ ભવનમાં શોધખોળ ચલાવી રહ્યા હતા અને માધ્વિકાએ જ નૈશભ્રમણની એક વાત ઊભી કરીને તપાસ કરનારાઓને અન્ય દિશાએ વાળ્યા. ત્યાં આપ આવ્યા .. હુમલાખોરો પાછા વળ્યા...માધ્વિકાએ કોઈને જાણ ન થાય તે માટે આપને પણ એ જ વાત કહી.'

'ઓહ......!

'સાંભળો...વૈશાલીનો વિનાશ કોઈ વિષકન્યા નહિ કરે...ચર-

નાયક સુનંદ જેવા બુદ્ધિહીન માણુસો જ કરશે! મારી સૂચનાથી બે અશ્વો પૂર્વ દરવાજે માધ્વિકાએ મોકલી આપ્યા હતા...ઉતાવળમાં મહારાજ કશુ સાથે લઈ શક્યા નહોતા. એટલે મારા આગ્રહથી ઉપવનના યક્ષ મંદિરમાં જ રોકાયા અને માધ્વિકા રથમાં પ્રવાસની કેટલીક સામગ્રી લઈને ઉપવનમાં ગઈ...બે લિચ્છવીઓ માધ્વિકાને રથમાં જતી જોઈ ગયા હતા...પણુ તેઓ પાસે કોઈ વાહન ન હોવાથી માધ્વિકા તેઓને પાછળ રાખીને મારા સ્વામી પાસે પહોંચી ગઈ હતી... મારા સ્વામી ઉપવનમાંથી જ ઉજ્જયની તરફ વિદાય થયા. તે દિવસે આપે મને પ્રશ્ન કર્યો હતો અને મેં આપને કહ્યું હતું કે માધ્વિકા માનતા કરવા ગઈ હતી...સુનંદને એવી કંઈ હકીકત મળેલ છે કે કુમાર શીલભદ્રને મારી નાખવાના કાવતરામા મારા સ્વામીનો હાથ હતો? મહારાજ, કલ્પનાઓના ઘોડા દોડાવવાથી આપત્તિનો અંત આવતો નથી લક્ષ્યસ્થાને પહોંચાતુ નથી. આ નગરીમાં કોઈ વિષ-કન્યા આવી હોય અને તે કોઈ પણુ શત્રુનુ કામ હોય તો આવા કલ્પનાના તરંગો એક બાજુ મૂકીને તપાસ કરવી જોઈએ. ભળતી તપાસ પાછળ માત્ર સમય નથી બગડતો, પણુ શત્રુઓ આપણી મૂર્ખામી પર હસતા હોય છે.'

સિંહનાયક ઊભા થઈ ગયા. દેવી અમ્બપાલી પાસે જઈ તેના મસ્તક પર હાથ મૂકી બોલ્યા : 'બેટી, આ વાત મને તે દિવસે કહી હોત તો?'

'તો મારા સ્વામી વૈશાલીની સરહદ છોડી શક્યા ન હોત. લિચ્છવીઓ સંગ્રામભૂમિ પર પહાડ જેવા અટલ છે પણુ એમનામાં તીવ્ર બુદ્ધિનો એટલો જ અભાવ છે. જો લિચ્છવીઓમા બળ સાથે બુદ્ધિ હોત તો વૈશાલીની જ એક કોડભરી કન્યાને જનપદ કલ્યાણી ન બનવુ પડ્યુ હોત!' અમ્બપાલીએ કહ્યું.

સિંહ સેનાપતિ દેવી અમ્બપાલીને ધૈર્ય આપી વિદાય થયા.

સિંહ સેનાપતિ તો માનતા જ હતા કે બિંબિસાર સંપૂર્ણ નિર્દોષ છે. આ વાત સાંભળ્યા પછી એમની માન્યતાને વધારે પોષણ મળ્યું. તેઓ સ્વસ્થ એટલા માટે હતા કે મગધનો યુવરાજ આ ષડ્‌યંત્રથી સાવ અલિપ્ત છે...અને ચિંતા એ વાતની હતી કે, આ ષડ્‌યંત્ર કોણ ચલાવતું હશે? એને પકડવું કેવી રીતે?

રાત્રિના પ્રથમ પ્રહર પછી મહાબલાધિકૃત, ચરનાયક અને અન્ય આગેવાનો આવી ગયા.

સિંહનાયકે દેવી અમ્બપાલી સાથે થયેલી ચર્ચા બરાબર કહી અને ચરનાયકને ઉદ્દેશીને કહ્યું: 'સુનંદ, એક વાર ધીંસરાને માર્ગે ચડ્યા પછી સાચો માર્ગ મળતો જ નથી. વિષકન્યાને પકડવી હોય અને ષડ્‌યંત્રકારી કોણ છે એ જાણવું હોય તો તપાસનો ચીલો બદલવો જ પડશે...પૂર્વગ્રહોથી ભરેલાં માનસ સત્યને શોધી શકતાં નથી'

સુનંદ તો આ વાતથી સાવ નિષ્પ્રભ બની ગયો. મહાબલાધિકૃત અને અન્ય આગેવાનો પણ અવાક્ બની ગયા.

ત્યાર પછી આ અંગેની વિશદ ચર્ચા કરીને ષડ્‌યંત્રકારીઓને શોધવાનું કામ નવેસરથી શરૂ કરવાનું નક્કી કર્યું.

નગરરક્ષકને દરેક પાંથશાળામાં જઈને શકદાર વ્યક્તિઓને પકડી લેવાની આજ્ઞા આપી.

વસંત બજારમાં પૂરતો જાપ્તો રાખવાની અને કોઈ પણ શકદાર માણસ દેખાય તો ગિરફતાર કરવાની આજ્ઞા આપી.

વૈશાલી નગરીના અન્ય લત્તાઓમાં ચરપુરુષોને ગોઠવી દેવા અને કોઈ પણ સ્થળે શંકાસ્પદ વાત જણાય તો તરત નગરરક્ષકને સમાચાર આપવા.

આ રીતે ષડ્‌યંત્રકારીઓને પકડી પાડવાનો એક વ્યૂહ ઊભો કરવાનું નક્કી થયું અને સહુ મોડી રાતે પોતપોતાના સ્થાને વિદાય થયા.

બુદ્ધિમતી કાદ બિની બરાબર ચેતી ગઈ હતી. તેણે પોતાની યોજના વળતી સવારે જ અમલી બનાવી.

યક્ષમ દિરે ગયા પછી તે એક રક્ષક સાથે માર્ગમાં મુસ્કેલી ન આવે એટલુ સુવર્ણ લઈને ચાલી ગઈ.

વૃદ્ધ નિયામકે અને લક્ષ્મીએ એમ માન્યું કે કાદ બિની રાજગૃહી તરફ ગઈ છે, પણ તેણે ચ પાનગરીમાં પહોંચવાનો જ નિર્ણય કર્યો હતો... ..

કાદ બિનીને વિદાય કરીને તેનો રસાલો પુનઃ નગરીમાં આવ્યો. સારા નસીબે, કુમાર શીલભદ્રના મૃત્યુનો શોક ચાલતો હતો ભારે નૃત્ય રાગર ગ બ ધ હતાં.

લક્ષ્મીને ચિ તા માત્ર એટલી જ હતી કે જો કોઈ રાજનો અમલદાર તપાસ કરવા આવશે અથવા દેવીને મળવા આવશે તો ભારે પચાત ઊભી થશે.

પણ એમાનુ કશુ ન બન્યુ. રાત્રિ સુખરૂપ ચાલી ગઇ અને બીજી સવારે લક્ષ્મી પુન' રસાલા સાથે નગરી બહારના યક્ષમ દિરે આવી ગઈ

કાદ બિનીએ ઘડેલી યોજના મુજબ બે ત્રણ ઘટિકા પછી તેણે કલ્પાત શરૂ કરી દીધુ...હા હો કરી મૂકી ..અને સહુ રોતાં કકળતાં દક્ષિણ દરવાજા તરફ ગયાં...લક્ષ્મીએ ખતરનાક અભિનય સાથે દેવી કાદ બિનીને બે જુવાનો અશ્વ પર ઉઠાવી ગયાની ફરિયાદ દ્વારરક્ષકો સમક્ષ કરી.

તરત સહુ નગરરક્ષકના ભવન પર પહોંચ્યાં.

નગરરક્ષક બહાર જવાની તૈયારી જ કરી રહ્યો હતો, ત્યાં વૃદ્ધ નિયામકે અને લક્ષ્મીએ દેવી કાદ બિનીના અપહરણની વાત કરી. પોકે પોકે રડીને લૂટાઈ ગયાની કહાણી રજૂ કરી.

હજી વિષકન્યાને તેમ જ ષડ્યંત્રકારીઓને પકડી પાડવાનો ઉદ્યોગ આજથી જ શરૂ થવાનો હતો.

ત્યાં આ એક નવા સમાચાર ટપકી પડ્યા

નગરરક્ષકના મનમાં થયું, દેવી કાદંબિનીનું અપહરણ કોણે કર્યું હશે ?

બંનેને શાંત કરીને નગરરક્ષકે વિગત જાણવા માંડી ..વિગત માત્ર એટલી જ હતી, 'દેવી કાદંબિનીએ સાત દિવસ સુધી પ્રાત:કાળે જાતે યક્ષને નૈવેદ્ય ચડાવવાનું વ્રત લીધું હતું...બીજે દિવસે દેવી મંદિરમાં ગયા...અમે પણ તેમની સાથે ગયા...દેવીએ થાળ ધરાવ્યો, નમસ્કાર કર્યા...ત્યાર પછી તેઓ મંદિર બહાર નીકળ્યા, એ જ વખતે બે અશ્વારોહી જુવાનો દેવીને બળજબરીથી અમારા સુભટ અશ્વ પર ઉઠાવીને વાયુ વેગે દક્ષિણ દિશા તરફ ઊપડી ગયા. અમારી સાથે માત્ર બે જ રક્ષકો હતા. તેઓ કોઈ પ્રકારનો મુકાબલો કરે તે પહેલાં જ આ ઘટના બની ગઈ...કૃપાવતાર, આ પરાઈ ભૂમિમાં અમારું શું થશે? ગમે તેમ કરીને આપ દેવી કાદંબિનીને દુષ્ટો પાસેથી છોડાવો.'

નગરરક્ષક સામે નવી ચિંતા ઊભી થઈ.

## પ્રકરણ ૯ મું : : વાસનાનો તણખો !

ચાર ચાર દિવસ પર્યંત વૈશાલીના રક્ષકે, ચરનાયક સુનંદે અને અન્ય રક્ષક અધિકારીઓએ દેવી કાદંબિનીને શોધી કાઢવા માટે વૈશાલી અને આસપાસની ધરતી ખૂંદી નાખી, પરંતુ ક્યાંય કશા વાવડ ન મળ્યા, કોઈ ઈશારો ન મળ્યો, કોઈ રેખા ન સાંપડી

જ્યાં રૂપ અને રૂપની ભૂખ હોય ત્યાં આવા બનાવો બનતા જ હોય છે. પરંતુ વૈશાલીમાં આ રીતનું અપહરણ કદી બન્યુ નહોતુ. સ્ત્રી પુરુષ પરસ્પર પ્રેમમાં પડીને નાસી જાય એમ બને. પરંતુ આવી રીતે કોઈ નારીને ઉઠાવી જાય એવુ અહી તો કદી ન બને. આથી વૈશાલી ગણતંત્રના સંચાલકો ભારે શરમ અનુભવી રહ્યા હતા.

પણ બીજો કોઈ ઉપાય હતો નહિ. કાદંબિનીને કોણ ઉઠાવી ગયુ હશે એ પ્રશ્નનો કશો ઉત્તર મળતો નહોતો.

ચરનાયકે લક્ષ્મીને આ અંગે ઘણા પ્રશ્નો કરેલા ..પરંતુ લક્ષ્મી વિશેષ કશુ જણાવી શકી નહોતી. 'ઉઠાવી જનારા બંને જુવાનો જેવા લાગતા હતા. તેઓ કદી દેવીને મળવા આવ્યા હોય તેમ બનવાનો સંભવ નથી. કારણ કે દેવી અમુક વ્યક્તિઓને જ મળતાં .. ઉઠાવી જનારાઓ નૃત્ય જોવા આવ્યા હોય તો કશુ કહી શકાય નહિ'

ચરનાયકે મહત્ત્વનો પ્રશ્ન કર્યો

'દેવીને મળવા કોણ કોણ આવતુ હતુ ?'

'મહારાજ, અત્યાર સુધીમાં પંદર–વીસ માણસો મળવા આવ્યા હતા ..થોડાં દિવસો પહેલાં જ એક રાજકુમાર જેવો નવજવાન આવ્યો હતો અને દેવી સમક્ષ પ્રેમની ભિક્ષા માગી હતી.'

'એમનુ નામ જાણે છે ?'

'ના, મહારાજ...'

'હં ..પછી દેવીએ કુમારની ઇચ્છા પૂરી કરી હતી ?'

લક્ષ્મીએ સ્વાભાવિક સંકોચનો અનુભવ કર્યો ..ચરનાયકે કહ્યું : 'કદાચ...'

'દેવી માત્ર આલિંગન જ આપતા હતાં...તેઓ માનતાં હતા કે નર્તકીએ દેહનુ સૌષ્ઠવ્ય જાળવી રાખવા ખાતર વિષય–તૃપ્તિનુ સાધન ન બનવુ જોઈએ.'

'ઉત્તમ વિચાર ..ત્યારે તમે આવનારાઓમાંથી કોઈનાં નામ આપી શકો એમ નથી?'

'કેવી રીતે આપું? કોઈ પણ મળવા આવનાર બીજી વખત આવ્યો હોય એવું ભાગ્યે જ બન્યુ હશે. કારણ કે દેવી કોઈની દેહ-ભૂખ સંતોષવા કોઈ પણ મૂલ્યે તૈયાર હતાં જ નહિ...વળી, અમે અહીંનાં સાવ અજાણ્યાં છીએ. એટલે એ લોકોને ઓળખીએ પણ કેવી રીતે?'

ચરનાયક કશુ મેળવી શક્યો નહિ

ત્યારે, દેવી કાદંબિની એક પ્રૌઢ રક્ષક સાથે પ્રવાસ કરતી કરતી ચંપાથી માત્ર દસ કોસ દૂર આવી ગઈ હતી.

કાદંબિનીએ છૂટકારાનો દમ ખેંચ્યો હતો. તેણે મનથી નક્કી કર્યું હતુ કે વૈદરાજ પાછા આવે ત્યાં સુધી ચંપામાં રોકાવું. પોતે ચંપા-નગરીની જ હતી...એની પાલક માતા પણ ત્યાં જ વેશ્યાવૃત્તિ કરતી હતી. એટલે ચંપામા પુરુષ વેશમાં જ રહી શકાય એવી તેની પરિસ્થિતિ હતી. કદાચ વૈદરાજ કાયામાં પ્રસરેલુ મહાવિષ દૂર ન કરી શકે તો રાજગૃહી ચાલ્યા જવું. આ પ્રમાણે કાદંબિનીએ મનથી નક્કી કરી રાખ્યું હતુ.

એની સાથેનો રક્ષક રાજગૃહીનો હતો અને દેવી આ રીતે ચંપા જાય છે, એમ જાણીને તે વિચારમાં પણ પડી ગયો હતો. પરંતુ કાદંબિનીએ એનુ મન પારખીને જણાવ્યું હતુ કે મહામંત્રીની બીજી આજ્ઞા ન આવે ત્યાં સુધી આપણે ચંપામાં જ રહેવાનુ છે.

રક્ષક પ્રૌઢ હતો...લગભગ પચાસ વર્ષનો. એની કાયા સશક્ત હતી. ચાર દિવસના સતત પ્રવાસથી તે જરાયે શ્રમિત નહોતો થયો. પણ પુરુષવેશધારિણી કાદંબિનીના સહવાસથી તેના હૈયામાં ભોગની લિપ્સા જાગી હતી.

યૌવન સહુને આકર્ષે છે...જુવાન હોય, પ્રૌઢ હોય કે વૃદ્ધ હોય ! કામણગારું યૌવન જોઈને તેઓ પોતાની પરિસ્થિતિ ભૂલી જતા હોય છે.

દેવી મેનકાના રૂપયૌવનની બહાર સાઠ સાઠ હજાર વર્ષ પર્યંત તપ કરીને કાયાને સાવ જીર્ણ બનાવી દેનારા વિશ્વામિત્રને પણ હૈયાનાં કમાડ ભેદીને સ્પર્શી ગઈ હતી.

આ બિચારો રક્ષક દેવી કાદમ્બિનીની એકલતાનો લાભ લેવાની યોજના ઘડે એમા શી નવાઈ?

હજી વર્ષાનો પ્રારંભ થયો નહોતો. પણ બેચાર દિવસમાં જ વર્ષા ખીલી ઊઠશે એમ લાગતુ હતુ...વાદળદળ ટોળે વળીવળીને પૂર્વ તૈયારી કરી રહ્યાં હતાં.

ચંપાનગરી દસ કોસ દૂર હતી. અશ્વો થાકી ગયા હતા અને કાદમ્બિની પણ આવા એકધારા પ્રવાસથી થાકી ગઈ હતી.

એક ક્ષુદ્ર પલ્લીની સાવ નિર્જન અને નાની પાંથશાળામાં કાદ-મ્બિનીએ રાત ગાળવાનો વિચાર કર્યો.

કાદમ્બિનીના રક્ષકે અશ્વોના ચારાપાણીની વ્યવસ્થા કરી અને કોઈને ત્યાંથી દૂધ રોટલા પણ લઈ આવ્યો.

કાદમ્બિનીએ ખાસ કશુ પાથેય લીધુ નહોતું...માર્ગમાં જે કંઈ મળે તે વડે ચલાવી લેવુ પડતુ.

પાંથશાળાની વ્યવસ્થા રાખનારો એક વૃદ્ધ માણસ ત્યા જ રહેતો હતો. તેણે આ અજાણ્યાં પ્રવાસીઓ માટે બે ખાટલા ને મેલાઘેલાં બે ગાદલાં કાઢી આપ્યાં.

પાંથશાળામાં દીપ માલિકાની કોઈ વ્યવસ્થા નહોતી...કારણ કે આ સ્થળે ભાગ્યે જ કોઈ પ્રવાસીઓ રાતવાસો રહેતાં. એટલે કોડિયામાં દીવેલ નાખીને દીવો પ્રગટાવવાનો રહેતો હતો.

પ્રૌઢ રક્ષકનુ નામ સુરનંદન હતું. તેણે પાંથશાળાની ચારેય

ઓરડીઓ જોઈ. એમાંથી જે કંઈક સારી હતી તે પસંદ કરી અને વાળીચોળીને દેવી કાદંબિની માટે શય્યા પાથરી. પોતાની શય્યા બહારની ઓસરીમાં પાથરી.

દીવાનો પ્રકાશ ઝાંખો હતો. સુરનંદન પાણીનું એક માટલું લઈ આવ્યો હતો. દૂધરોટલાનું બંનેએ વાળુ કર્યું.

કાદંબિની માટે એક મુશ્કેલી ઘણી મોટી હતી. તેણે પુરુષનાં જે વસ્ત્રો પહેર્યાં હતાં તે સિવાય બદલાવી શકાય એવાં બીજા કોઈ વસ્ત્રો હતાં નહિ. એની પાસે ચંપામાં આરામથી રહી શકાય એટલું ધન હતું...ઉપરાંત, અલંકારો પણ હતા. એ બધું તેણે પોતાની ખોગીરમાં રાખ્યું હતું.

કાદંબિનીએ પોતાની શય્યામાં બેસતા પહેલાં સુરનંદનને કહ્યું : 'જો, આપણે વહેલા ઊઠીને પ્રસ્થાન કરવાનું છે.'

'જી...' સુરનંદને પોતાના ખાટલા પર બેઠાં બેઠાં જ કહ્યું.

કાદંબિની ઓરડીમાં ગઈ. તેણે જોયું, વાતાયનનું નામનિશાન ન હતું. હવા વગર નિદ્રા કેવી રીતે આવે? તે પુન. બહાર આવી અને બોલી: 'સુરનંદન, આ ઓરડીમાં વાતાયન તો છે જ નહિ'

'મે પહેલાં જ જોયું હતું. ચારેય ઓરડીઓ વાતાયન વગરની છે.'

'તો તો ભારે બફારો થશે'

'આપને હરકત ન હોય તો આપ ઓસરીમાં સૂઈ રહો હું અંદર સૂઈ રહીશ'

'હં.. હું દ્વાર ખુલ્લું રાખીને જ સૂઈ જઈશ તું જરા સાવધ રહેજે.' કહી કાદંબિની ઓરડીમા ચાલી ગઈ.

સુરનંદનના મનમાં થયું, આવતી કાલે ચંપા પહોંચી જવાશે. આ રૂપવતી નર્તકી ભોગવવાનો અવસર ત્યા મળશે નહિ..આ સ્થળ

ઘણુ જ મઝાનુ છે...પાંથશાળામાં કોઈ પથિક છે નહિ...વૃદ્ધ સ ચાલક બહાર ડેલીમાં જ સૂઈ રહે છે આજની તક ચૂકી જવાશે તો ફરી આવી તક મળશે નહિ.

આમ વિચારી તે ખાટલામાં આડે પડખે થયો.

રૂપની જ્વાળામાં ઘેરાયેલાઓને નિદ્રા લાગતી નથી. કામની આંધીમાં સપડાયેલાઓની બુદ્ધિ બહેર મારી જતી હોય છે.

સુરન દનને એ ખબર નહોતી કે જે રૂપ પર પોતે છેલ્લા ચાર દિવસથી પાગલ થયો છે તે રૂપ નથી, પણ ભયકર વિષ છે. ફણીધર કરડે તો એનુ ભયકર વિષ દૂર કરી શકાય છે...પણ આ નારીનાં રૂ વાડે રૂ વાડે રમી રહેલુ વિષ તો મૃત્યુ જ આપે છે.

સુરન દન તો એટલુ જ જાણુતો હતો કે દેવી કાદ બિની એક રૂપવતી નર્તકી છે અને મગધેશ્વરના કાર્ય નિમિત્તે વૈશાલીમાં આવી છે. એ કાર્યમાં કઈક વિઘ્ન પડ્યુ હોવાથી તેને આ રીતે છટકવુ પડ્યુ છે.

ઓરડીમાં ખાટલા પર પડેલી કાદ બિની બીજા જ વિચારો કરતી હતી. તે એક નૂતન આશાનું ગીત ગૂથી રહી હતી કાયાને વળગેલો અભિશાપ દૂર થાય તો કોઈ નગરીમાં ચાલ્યા જવુ...કોઈ સુ દર યુવાનને જીવનસાથી બનાવી રૂપ યૌવનને ધન્ય બનાવવુ. કોઈ પુરુષના ચરણમા સર્વસ્વનુ અર્પણ કરી, નારીજીવનનુ સૌભાગ્ય પ્રાપ્ત કરવુ.

આશાના આવા સુ દર ગીત વચ્ચે મનને પરોવી ચૂકેલી કાદ-બિનીને એ કલ્પના પણ નહોતી કે બહાર ઓસરીમા સૂતેલો સુરન દન વિષયાન દની કલ્પનામાં રાચી રહ્યો છે.

શય્યા સુ વાળી હોય કે ન હોય, સ્થળ ગમે તેવુ હોય; પણ કાયાને લાગેલો થાક માનવીને નિદ્રાના ખોળામાં મૂકી દે છે.

કાદ બિની માત્ર માથા પરનો ફટકો એક તરફ મૂકીને આશાના

ગીતની કલ્પનામાં રમી રહી હતી અને કાયાનો શ્રમ નિદ્રાને બોલાવી રહ્યો હતો.

આશાની ગૂંથણી એકાદ ઘટિકામા જ જાણે સ્વપ્નલોકમાં સમાઈ ગઈ થાકેલા દેહને મીઠી નિદ્રાએ પોતાની હૂંફ આપવી શરૂ કરી

અને બીજી ઘટિકા વીતે તે પહેલા જ કાદ બિની ગાઢ નિદ્રામાં પોઢી ગઈ.

સુરનદન પચાસ વર્ષનો હતો. ઘેર પત્ની હતી. સાત બાળકો હતાં...અને પ્રથમ યૌવનમા કેટલીય રમતો કરી હતી. પરતુ ભોગલિપ્સાનો ભારેલો અગ્નિ ક્યારે ઊખળે છે તે કહી શકાતુ નથી

સુરનદન આસ્તેથી બેઠો થયો અને ઓરડીના દ્વારમા ડોકિયું કરીને જોયુ. દીપકનો હળવો પ્રકાશ હતો કાદ બિની પોઢી ગઈ હતી.

તે પુન પોતાના ખાટલા પર આવ્યો. તેના મનમા થયુ, કાદ બિની પાસે જઈશ અને તે બૂમાબૂમ કરી મૂકશે તો કદાચ મુશ્કેલી ઊભી થશે. તો શું કરવુ ?'

તરત તેને એક રસ્તો સૂઝી ગયો. ગાદલા તળે મૂકેલી પોતાની કટારી બહાર કાઢી ..તેણે મનથી નિર્ણય કર્યો કે જો કાદ બિની આનાકાની કરે અથવા બૂમ મારે તો આ કટાર તેની છાતીમા ઘુસાડી દેવી. અને તેની પાસે જે ધન ને અલકારો છે તે બધુ લઈને નાસી જવુ.

તેણે ઊભા થઈને બીજી વાર ખાતરી કરી...કાદ બિની ગાઢ નિદ્રામા પોઢી ગઈ હતી

ખુલ્લી કટાર સાથે આસ્તેથી તે ઓરડીમા ગયો. જરા યે અવાજ ન થાય એટલી કાળજી સાથે તેણે ઓરડીનુ દ્વાર અટકાવ્યુ

આટલુ કરીને તે કાદ બિનીની શય્યા પાસે બે પળ ઊભો રહ્યો. ઝાખા પ્રકાશમા પણ કાદ બિનીનુ નિદ્રાધીન વદન ભારે આકર્ષક લાગતું હતુ.

સુનંદના હૈયામાં આ નવયૌવના નારીનું યૌવન લૂટવાની તમન્ના તીવ્ર બની ચૂકી હતી. તેણે આસ્તેથી કહ્યું : 'દેવી…'

કાદંબિની આશાનાં મધુર સ્વપ્ન વચ્ચે ખોવાઈ ગયેલી હતી.

સુરનંદને બીજી વાર અવાજ કર્યો અને કાદંબિનીના ઉન્નત ઉરોજ પર એક હાથ મૂક્યો.

કાદંબિની સફાળી બેઠી થઈ ગઈ..જોયુ તો સુરનંદન ! તે કશુ સમજી શકી નહિ. સુરનંદન કેમ આવ્યો હશે ? તે બોલી · 'કેમ ?'

'દેવી, આ તરફ નજર કરો ..મારા હાથમાં કટાર છે…બૂમ મારશો તો હુ એ જ પળે પ્રાણ લઈ લઈશ'

'અરે…પણ તને આ શુ સૂઝ્યુ ? તારે શુ જોઈએ છે ?'

'મારે મારી ઇચ્છા પૂરી કરવી છે ..તારા યૌવનનો આનંદ માણવો છે ..'

કાદંબિની જરાયે ગભરાણી નહિ . આ પરિસ્થિતિમાં પણ તે હળવુ હસી અને બોલી : 'સુરનંદન, તારી ઉંમર સામે કદી જોયુ છે ?'

'કાયા વૃદ્ધ બને છે…મન કદી વૃદ્ધ બનતુ નથી…તુ આનંદથી મારી વાત સ્વીકાર. નહિ તો…'

કાદંબિની ઊભી થઈ ગઈ અને પ્રસન્નતાના અભિનય સાથે બોલી : 'સુરનંદન, તારી ઇચ્છા તૃપ્ત કરવામાં મને કોઈ જાતનો વાંધો નથી. હુ એક નર્તકી છુ ..નર્તકીને કોઈ વાર રૂપને રમતુ મૂકવુ પડે છે…પણ તુ જાણે છે કે પૂર્વભવનો મારો પતિ અદૃશ્ય રહીને હમેશ .મારુ રક્ષણ કરતો હોય છે !'

'એ બધી ઉપજાવેલી વાત છે…એવુ ક્યાય બને નહિ…'

કાદંબિનીએ જાણ્યુ કે કામાતુર સુરનંદન કોઈ ઉપાયે સમજે તેમ લાગતુ નથી. તે બોલી . 'સુરનંદન, કટાર નીચે મૂકી દે…તારી ઇચ્છા તૃપ્ત કર…બેસ મારી પાસે.'

સુરનંદન કટાર હાથમાં રાખીને જ કાદંબિની પાસે બેસી ગયો. કાદંબિનીએ તેના ખભા પર હાથ મૂકીને કહ્યું : 'પાગલ, યૌવન માણવા ઇચ્છતો માનવી કટારના જોરે કશું ભોગવી શકતો નથી.' કહી તેણે સુરનંદનને આલિંગન આપ્યું...સુરનંદનના હૈયામાં ભારેલો અગ્નિ પોતાના સ્વરૂપમાં આવી ગયો...તેણે કટાર એક તરફ મૂકીને કાદંબિનીને બાહુબંધન વચ્ચે ઝકડી અને અધર પર અધર ચાંપ્યા.

ભોગનો ભારેલો અગ્નિ એમ ને એમ રહી ગયો...વળતી જ પળે સુરનંદનનું બાહુબંધન શિથિલ થઈ ગયું...તેની આંખો ચકળવકળ થવા માંડી અને તે ધરતી પર ઢળી પડ્યો...એના મોઢામાંથી લીલા રંગનાં ફીણ નીકળવા માંડ્યાં. એના પ્રાણ કાયાને રઝળતી મૂકીને ચાલ્યો ગયો.

કાદંબિનીએ બે પળ સુધી સુરનંદનની નિર્જીવ કાયા તરફ જોયું... ત્યાર પછી તે પોતાનું બોગીર અને સુરનંદનની કટાર લઈને બહાર નીકળી આવી.

ઓરડીમાં બળતો દીવડો બુઝાવી નાખ્યો અને સુરનંદનના ખાટલા પર જાણે કશું નથી બન્યું એવા ભાવ સાથે પોતે સૂઈ ગઈ.

વહેલી સવારે તેણે પોતાનો પુરુષવેશ સરખો કરી, માથે ફટકો બાંધી બહાર ડેલીમા સૂતેલા પાંથશાળાના વૃદ્ધ રક્ષકને જગાડ્યો અને કહ્યું : 'બાપા, મારા સાથીને કોઈ ઝેરી જાનવર કરડી ગયું લાગે છે. તમે જરા જુઓ તો ખરા.'

વૃદ્ધ રક્ષક કાદંબિની સાથે જઈ સુરનંદનને જોયો...દીવો ઠારી નાખ્યો હતો એટલે બરાબર દેખાતું નહોતું. તે એક બીજો દીવો લઈ આવ્યો. તપાસ કરીને તેણે કહ્યું : 'મહારાજ, તમારો સાથી તો મરી ગયો લાગે છે...એના મોઢામાં ફીણ વળ્યાં છે...જરૂર કોઈ વિષધરે ડંખ માર્યો હશે!'

'હાય રામ! હવે મારે શું કરવું? આ અજાણ્યા પ્રદેશમાં...'

વૃધ્ધે કહ્યું : ' આપ ચિંતા ન કરો...હું સઘળી વ્યવસ્થા કરી દઈશ.'

' પણ આપ એક કામ કરો તો સારુ. આ ગામમાં કોઈ વિષ ઉતારનાર છે? હોય તો તેને બોલાવી લાવો.'

' મહારાજ, આ ગામમાં તો એવુ કોઈ નથી...ચંપાનગરીમાં ઘણા વૈદો છે.'

' એમ? તો આપ એક કૃપા કરો...મારા આ સાથીને બરાબર સાચવો...હું ચંપાનગરીમાંથી કોઈ વૈદને લઈને આવું છું ત્યાં સુધી ....'

' પણ આની નાડીબાડી કશું ચાલતું નથી.'

' મે સાંભળ્યુ છે કે, જેને સર્પ કરડ્યો હોય તેનો પ્રાણ બ્રહ્મરંધ્રમાં ત્રણ દિવસ સુધી રહે છે...'

' આપ જાઓ...હું તમારા સાથીની બરાબર સંભાળ રાખીશ.' વૃદ્ધ રક્ષકે કહ્યું.

કાદંબિનીએ પોતાનો અશ્વ તૈયાર કર્યો. સુરનંદનની ખોગીરમાં કપડાંની જોડી પડી હતી તે લઈ લીધી ..એ સિવાય વીસ સુવર્ણમુદ્રાઓ હતી તે બહાર કાઢીને વૃદ્ધના હાથમાં મૂકી અને કહ્યું : ' બાપા, સાંજ પહેલા હું અવશ્ય આવી જઈશ આટલુ આપની પાસે રાખો અને મારા સાથીને બરાબર સંભાળજો.'

કાદંબિની પોતાના અશ્વ પર બેસીને ચંપાના માર્ગે સ્વસ્થતા-પૂર્વક વિદાઈ થઈ.

જે ઓરડીમાં સુરનંદનનો નિર્જીવ દેહ પડ્યો હતો તે ઓરડીતું દ્વાર અટકાવીને વૃદ્ધ રક્ષક પોતાના ખાટલા પાસે ગયો.

એ બિચારાને ખબર નહોતી કે આ મોત પાછળ વાસનાનો તણખો પડ્યો હતો. આ મોત પાછળ કોઈ વિષધર નહિ પણ વિષ-કન્યાનો ડંખ પડ્યો હતો !

## પ્રકરણ ૧૦ મું : : શંકાનો ઉકેલ !

જેમ જેમ ચંપાનગરી નજીક આવતી ગઈ તેમ તેમ કાદંબિનીના મનની મૂંઝવણ પણ વધી પડી. ચંપાનગરી ઘણી જ ભવ્ય છે. કોઈ પણ પાંથશાળામાં ઊતરી શકાય એમ છે, પરંતુ પરિચિત માણસો ઘણાં છે, કોઈ ઓળખી જાય તો શું થાય? કોઈ વાર પુરુષવેશ પકડાઈ જાય તો શું કરવું? અને સ્નાન-ભોજનમાં આ અભિશાપને કેવી રીતે સાચવવો?

આવા અનેક પ્રશ્નો સહિત વિચારોના વમળમાં ચડેલી કાદંબિનીએ ચંપાના પાદરનું રળિયામણું દૃશ્ય જોયું. હૈયામાં એક ઉમળકો આવ્યો. હજુ તો થોડા સમય પહેલાં જ માતાના ભવનનો ત્યાગ કર્યો હતો... અને કદાચ વધારે કાળ ગયો હોય તો પણ જ્યાં બાલ્યકાળ ગયો હોય ત્યાં મન ખેંચાતું જ હોય છે. સાસરાનાં અતિ સુખ વચ્ચે રહેલી નારી વૃદ્ધ બને તો પણ પિયરનાં સ્મરણો વીસરી શકતી નથી. કાદંબિનીના હૈયામાં ચંપાનાં મધુર સ્મરણો, પોતાની પ્રિય સખીઓ. માતાનું ભવન, ચંપાની બજાર વગેરે ઉભરાવા માંડ્યાં. તેણે થોડી વાર માટે અશ્વને ઊભો રાખ્યો. આ બધાં મધુર સ્મરણો વચ્ચે પણ જવું ક્યાં એ પ્રશ્ન ભારે મૂંઝવણ ઊભી કરી રહ્યો હતો.

મુશ્કેલીમાં જ માનવી માર્ગ શોધી કાઢે છે. કાદંબિનીને એક

માર્ગ મળી ગયો. નગરીની બહાર નાનાંમોટાં ઘણાં ઉપવનો છે. એ ઉપવનોમાં રહેતા આરામિકો પરદેશીઓને ઉતારો પણ આપે છે. એ જ ઠીક છે. કોઈ આરામિકને ત્યાં જ જવું.

આમ વિચારીને તેણે અશ્વને અન્ય દિશાએ વાળ્યો. લગભગ એકાદ ઘટિકા પછી તે એક આરામિકની ઝૂંપડી પાસે પહોંચી ગઈ.

આરામિકની પત્ની ઘરમાં હતી. તેણે આ વિદેશી જણાતા તેજસ્વી જુવાનને આવકાર આપ્યો અને કહ્યું : 'શી આજ્ઞા છે, મહારાજ?'

'હું ઉજ્જયનીથી આવું છું. મારે અહીંના 'મહાવૈદ્ય ગોપાલ-સ્વામીને મળવું છે. પરંતુ અહીં આવ્યા પછી મને સમાચાર મળ્યા છે કે વૈદરાજ બહારગામ ગયા છે. જેથી તેઓ આવે ત્યાં સુધી મારે ઊતરવુ છે...જો આપ એકાદી નિરાળી કુટિર આપશો તો હું આપને જે કંઈ ભાડું માગશો તે આપીશ.'

'આપનું શુભ નામ?'

'સંગીતકાર નિર્મળદેવ.' કાદંબિનીએ અશ્વ પર બેઠાં બેઠાં જ કહ્યું.

'સામે બે ખંડવાળી એક કુટિર છે...એનું ભાડું રોજનું વીસ પદ્દ છે...એ સિવાય આપના ભોજન-સ્નાન વગેરેની વ્યવસ્થા અહીં કરવી હશે તો એનું મૂલ્ય જુદું પડશે.'

'ઉત્તમ...હું આપને વધારે પ્રસન્ન કરીશ.' કાદંબિનીએ આનંદ-પૂર્વક કહ્યું.

ત્યાર પછી આરામિકની પત્ની એને જરા દૂર આવેલી સામેની કુટિરમાં લઈ ગઈ.

કાદંબિનીએ અશ્વ પરથી નીચે ઊતરી કુટિર જોઈ. બે ખંડ હતા. એક સ્નાનગૃહ હતું. હવાપ્રકાશ પ્રચૂર હતાં. કાદંબિનીને પ્રથમ

દૃષ્ટિએ જ કુટિર ગમી ગઈ. તે બોલી : ‘ માજી, વર્ષા શરૂ થવાનો સંભવ છે એટલે, આ કુટિરમાં...’

‘ કશી હરકત નહિ આવે. આપને સૂઈ રહેવા માટે ઢોલિયો પાગરણ બધું મળશે. ’

‘ મારા અશ્વ માટે...’

‘ કુટિરની પાછળ વાડો છે...બેત્રણ અશ્વો રહી શકે એવું છાપરું પણ છે.’

‘ મારું કામ કરી શકે અથવા નગરીમાંથી કંઈ મગાવું તે લાવી આપી શકે એવી કોઈ વ્યવસ્થા થઈ શકશે ? ’

‘ હા મહારાજ, મારી કન્યા અને મારો પુત્ર : બંને આવાં કામમાં કુશળ છે. ’

‘ સારું ત્યારે, બની શકે તો મારા માટે સ્નાનજળ, લાવો... પીવાના જળનું માટલું અને ભોજનની વ્યવસ્થા...’

‘ આપ આરામથી બેસો ..હું સઘળી વ્યવસ્થા કરી દઉં છું.’ કહી આરામિકની પત્ની ખૂબ જ પ્રસન્ન ભાવે સઘળી વ્યવસ્થા કરવા ચાલી ગઈ.

એકાદ ઘટિકામાં તો ઢોલિયો, ગાદલું, જળપાત્ર વગેરે આવી ગયાં. કુટિરના બંને ખંડ સ્વચ્છ હતા, છતાં, ફરી વાળીચોળીને સાફ થઈ ગયા હતા. આરામિકની ચૌદ વર્ષની કન્યાએ સ્નાનજળનું દામ સ્નાનગૃહમાં મૂક્યું...એક ત્રાંબાકૂંડી, ઉબટનની માટી, અભ્યંગનું તેલ, વગેરે મૂક્યાં.

કાદંબિનીએ પોતાના બોગીરમાંથી સુરનંદનનાં કપડાંની જોડી કાઢી...પણ મુશ્કેલી એ હતી કે એના કપડામાં માથે બાંધવાનો ફટકો હતો નહિ. તે શું કરવું એનો વિચાર કરતી હતી ત્યાં આરામિકની કન્યાએ આવીને કહ્યું : ‘મહારાજ, સ્નાનગૃહમાં બધું મૂક્યું છે. ’

'તારું નામ શું ?' કાદમ્બિનીએ આરામિકની કન્યા સામે નજર કરી.

'શ્યામા...આપને અભ્યંગ કરવો હોય તો મારા ભાઈને...'

'નહિ શ્યામા, હું મારા હાથે જ કરી લઈશ, પણ એક ખાસ કામ કરવાનું છે ?'

'ફરમાવો.'

'અહીંની બજારમાં જઈને એક પાઘ વેચાતી લાવવાની છે.'

'આપ સ્નાન કરી લ્યો પછી...'

'નહિ શ્યામા, હમણાં જ જોઈએ. મારો સામાન કોઈ સ્થળે ભુલાઈ ગયો છે અને પાઘ વગર મને ફાવશે નહિ. તારો ભાઈ આવ્યો હોય તો એને જલદી મોકલી દે...હુ એક સુવર્ણમુદ્રા આપુ છું.' કહી કાદમ્બિનીએ એક સુવર્ણમુદ્રા આપી

શ્યામા તુરત રવાના થઈ.

કાદમ્બિનીએ કુટિરનુ દ્વાર અંદરથી બંધ કર્યું, ત્યાર પછી તેણે સ્નાનગૃહમાં જોયુ, જળનાં બે માટલાં હતાં, એક ગરમ પાણીનું માટલુ હતુ...

કાદમ્બિનીએ પોતાનાં સઘળાં વસ્ત્રો કાઢ્યાં અને ત્રાંબાકૂંડીમાં પલાળ્યા. ત્યાર પછી ખૂબ ચોળીને સ્વચ્છ કર્યાં. ત્યાર પછી કાયા પર તૈલમર્દન, ઉબટન, વગેરે કરીને આનંદપૂર્વક સ્નાન કર્યું, છેલ્લા આઠ દિવસથી તેણે સ્નાન કર્યું નહોતું, એટલે માથાના વાળ પણ બરાબર સ્વચ્છ કર્યાં, ત્યાર પછી અંગલૂછન વડે શરીર કોરુ કર્યું અને માથાના વાળને પણ કોરા કર્યા

કુટિરમાં દર્પણ તો હતું જ નહિ અને દર્પણની જરૂર પણ નહોતી. કારણ કે અલંકારો ધારણ કરવાના હતા નહિ.

સુરનંદનનાં વસ્ત્રોમાંથી તેણે ધોતી પહેરી...અંગરખુ પહેર્યું અને માથાના વાળ કોરા થવા માટે સાવ ખુલ્લા રાખ્યા.

બહાર બે–ત્રણું વાર આરામિકની પત્ની આવી ગઈ હતી. પણ દ્વાર બંધ જોઈને ચાલી ગઈ હતી. કારણ કે ભોજન તૈયાર થઈ ગયુ હતું.

લગભગ ચાર ઘટિકા પછી કાદંબિનીએ માથાના દીર્ઘ કેશનો અંબોડો વાળ્યો અને તેના પર કોઇને કલ્પના ન આવે એ રીતે સુરનંદનનો ખેસ વીંટયો.

દર્પણ નહોતું. છતાં તેણે ખાતરી કરી લીધી કે સ્ત્રી તરીકે કોઈ ઓળખી શકે તેમ છે કે કેમ?

મનમાં કશો સંશય ન રહ્યો એટલે કુટિરનું દ્વાર ખોલ્યું. ભૂખ સખત લાગી હતી..દસ કોસનો પ્રવાસ હતો. સાથી મૃત્યુ પામ્યો હતો. સવારે કશું ખાધુ નહોતુ કે દૂધ પણ પીધુ નહોતુ. વળી, કાયામાં રહેલું વિષ ભૂખને વધારે ઉગ્ર બનાવી રહ્યું હતુ.

ત્યાં શ્યામા આવી અને બોલી: 'મહારાજ, આપને નહાતા બહુ વાર લાગી. ભોજન તૈયાર છે...અહીં લાવુ કે આપ ત્યા આવશો?'

'અહીં જ લાવ...પાથનું શું થયુ?'

'મારો ભાઈ ગયો છે...હમણાં જ આવશે.' શ્યામા ભાણું લેવા પાછી ગઈ.

થોડી જ વારમાં શ્યામા જમવાની સામગ્રી લઈને આવી ગઇ

સૂર્ય અસ્તાચળ તરફ ઢળ્યો હતો.

રક્ષક સુરનંદનના શબને જે પાથશાળામાં છોડ્યુ હતુ. તે પાથશાળામાં છેક સાંજ થવા આવી ત્યારે તેના વૃદ્ધ સંચાલકના મનમાં ભારે ચિંતા થવા લાગી. વૈદને તેડવા ગયેલો નવજુવાન શું માર્ગમા લૂટાયો હશે? શુ કોઈ આડમાર્ગે ચડી ગયો હશે? શું બન્યુ હશે?

તેણે ગામનાં ચાર છ માણસોને એકત્ર કર્યાં અને સહુએ

સુરનંદનના શબને જોઈને કહ્યું : 'આમાં હવે કંઈ છે નહિ ! બિચારો કોઈ ભયંકર સર્પદંશનો ભોગ બન્યો લાગે છે !'

રાહ જોવાનો કશો અર્થ નથી, એમ માની બધા સુરનંદનને શ્મશાનભૂમિ પર લઈ ગયા અને 'બિચારો પરદેશી અંતરિયાળ મરી ગયો.' એવું દર્દ વ્યક્ત કરી તેનો અગ્નિસંસ્કાર કરી વાળ્યો.

સુરનંદનનો અશ્વ, ખોગીર, વગેરે જે કંઈ અસબાબ હતો તે એક દિવસ રાહ જોયા પછી કોઈ સુપાત્ર બ્રાહ્મણને આપી દેવો એમ નક્કી થયું

વૈશાલીમાં ચરનાયક સુનંદે વિષકન્યાની તપાસ માટે અવિરત શ્રમ ઉઠાવ્યો પણ કોઈ સ્થળેથી વિષકન્યાની છાયા સરખીયે ન મળી.

ગોપાલસ્વામીએ વર્ષાનો આરંભ થાય તે પહેલાં જ ચંપા તરફ જવાને પ્રસ્થાનની તૈયારી કરી.

ગણનાયક સિંહે ગોપાલસ્વામીનો આભાર માન્યો અને સારો એવો પુરસ્કાર આપ્યો.

બીજી તરફ, કાદંબિનીના વૃદ્ધ નિયામક અને લક્ષ્મીદીદીએ નગર-કોટવાળના ચરણમાં પડીને રાજગૃહીના માર્ગે સલામત પહોંચાડવા પ્રાર્થના કરી. લક્ષ્મીએ કહ્યું 'દેવી કાદંબિનીની રાહ જોઈને અમે અહીં ક્યાં સુધી પડ્યાં રહીએ? અમારી પાસે ધન નથી તેમ, દેવી કાદંબિનીનું શું થયું હશે તે પણ જાણી શકાયું નથી.'

નગરકોટવાળ પણ આશ્વાસન ક્યાં સુધી આપે? તેને પણ એમ જ લાગતું હતું કે કાદંબિની કાં તો કોઈ નવજુવાનની બની ગઈ હશે અથવા તો કોઈએ પરાણે પોતાના ભવનમાં પૂરી રાખી હશે.

આથી તેણે કાદંબિનીનાં સઘળાં માણસોને પ્રવાસનો પ્રબંધ કરી આપ્યો.

જે દિવસે વિષવૈદ ગોપાલસ્વામી ચંપા તરફ વિદાય થયા તે જ દિવસે મગધના મહામંત્રીનો આ રસાલો રાજગૃહી તરફ વિદાય થયો.

વિષકન્યા ન મળી એ દુ:ખ ચરવિભાગને મનમાં ખૂબ જ સાલી રહ્યું હતું.

કુમાર બિંબિસાર આ ષડ્યંત્રમાં સંડોવાયેલો નથી એવી સહુને ખાતરી થઈ હતી...પરંતુ તે પછી આ ષડ્યંત્ર કોનું એ પ્રશ્ન ભારે જટિલ બની ગયો હતો.

; વૈશાલીનો ચરવિભાગ પૂર્વ ભારતમાં વખણાતો હતો...પરંતુ આ પ્રશ્નમાં તેની કીર્તિ ઝાંખી પડી ગઈ.

સિંહ સેનાપતિને આ રીતની નિષ્ફળતા ભારે ડંખવા લાગી તેઓએ આર્ય સુનંદને કહ્યું પણ ખરું કે 'વિષકન્યા ન શોધાણી એ તો હજુ પણ સહી શકાય...પરંતુ ષડ્યંત્રનો પડછાયો પણ ન જોઈ શકાયો એ આપણા માટે ભારે નામોશી છે. મને લાગે છે કે દેવી અમ્બપાલી ઘણું જ સત્ય કહે છે...વૈશાલીની નવી પેઢી વિલાસ અને પ્રમોદમાં એટલી પાગલ બની ગઈ છે કે આવતી કાલે તે પોતાની આઝાદીનું રક્ષણ નહિ કરી શકે. સુનંદ, વૈશાલીના પાયા હચમચાવી નાખે તેવું ભયંકર કાવતરું આપણે પકડી શકયા નથી તો, આપણે શત્રુની બીજી ચાલનો મુકાબલો કઈ શક્તિ પર કરી શકીશું? દેવી અમ્બપાલી તો એટલાં બધાં ઉગ્ર બની ગયા છે કે, આવા નિર્માલ્ય ચરવિભાગનો અંત આવે એ જ વધારે ઉત્તમ છે, એમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. આપણી નગરીમાંથી એક નર્તકીનું અપહરણ થાય અને કોઈ એનો પત્તો ન મેળવી શકે? શું આ નાની વાત છે? આ તો નર્તકી હતી. આવતી કાલે કોઈની કૂળવધૂ કે કોઈની કન્યાને ઉઠાવી જશે તો આપણે શું કરી શકીશું? રાજતંત્ર હંમેશાં સજાગ જ હોવું જોઈએ. આ રીતે તો રાજતંત્ર આપોઆપ ધૂળમાં મળી જાય'

'મહારાજ, મને ખૂબ જ દુ:ખ થાય છે...શરમથી મારુ મસ્તક ઊંચુ થતું નથી...ષડ્‌યંત્રકારીઓની તપાસ કરવામાં મે મણા નથી રાખી. નગરીનુ કોઈ સ્થાન એવુ નથી કે જે મેં જોયું ન હોય ! પરંતુ કોણ જાણે કેમ મને ક્યાય પગ માંડી શકાય એવુ દેખાયુ નથી. છેલ્લી તપાસમાં મને એક વાત મળી હતી.'

'કઈ વાત ?'

'જે રાતે કુમાર શીલભદ્રનુ મોત થયું, તે રાત્રે પ્રથમ પ્રહર વખતે કુમાર શીલભદ્ર ને કાદંબિનીને ભવન બહાર એક રાહદારીએ જોયાં હતાં.'

સિંહનાયક ચમક્યા. તરત બોલ્યા. 'આ વાત તે ક્યારે સાંભળી ?'

'ગઈ રાતે ..!'

'પછી ?'

'કોને પૂછવુ ? એ દિવસ પહેલાં જ દેવી કાદંબિનીનાં બધા માણસો રાજગૃહી તરફ ચાલ્યા ગયા છે.'

સિંહ સેનાપતિ વિચારમા પડી ગયા...ઘડીભરના મૌન પછી તેઓ બોલ્યા. 'સુનંદ, તે ભારે થાપ ખાધી છે.'

સુનંદ આશ્ચર્યભરી નજરે ગણનાયક સામે જોઈ રહ્યો.

સિંહનાયકે કહ્યુ 'મહાબલાધિકૃતનો એકનો એક પુત્ર પણ જે રાતે તેનુ મૃત્યુ થયું તે દિવસે દેવી કાદંબિનીને મળવા ગયો હતો અને તે આ અંગે તપાસ પણ કરી હતી !'

'હા, મહારાજ.'

'તો પછી દેવી કાદંબિની જ આ ષડ્‌યંત્રની મુખ્ય ચાવી હોવી જોઈએ. મરનારાઓ મરતા પહેલાં એને મળ્યા છે એ વાત તો આટલા પરથી સિદ્ધ થાય છે...વળી, કાદંબિનીનુ અપહરણ એ એક છટકવાની

જ તરકીબ લાગે છે. કારણુ કે આખા પ્રદેશમા બરાબર તપાસ કરી હોવા છતા કશા સગડ પણુ મળ્યા નથી...એટલે તેનું અપહરણુ નથી થયું પણુ યોજનાપૂર્વક છટકી ગઈ છે...અને એ નર્તકીને મેં જોઈ નથી. પણુ હું હવે કહી શકુ છું કે પોતાની રૂપજવાળાનાં ચોક્કસ માણુસોને સપડાવવા ખાતર જ તે અહીં આવી હતી અને તે તીવ્ર બુદ્ધિમતી હોવી જોઈએ...કોઇને શકા ન આવે એ રીતે તે રહી છે...એ રીતે જ પોતાના બધાં માણુસોને સહીસલામત ખેચી ગઈ છે!'

'મહારાજ...!' આશ્ચર્યથી સુનદ એકદમ ઊભો થઈ ગયો.

'કેમ?'

'હુ અત્યારે જ બે માણુસોને રાજગૃહી મોકલુ છુ'

'શુ કામ? એ કઈ હાથમા તો આવશે નહિ. મારું આ અનુમાન તને યોગ્ય લાગે છે કે નહિ?'

'હા મહારાજ...હવે મને બધુ સ્પષ્ટ દેખાય છે!'

'રાંડયા પછીના ડહાપણુ જેવું!' કહી સિહ સેનાપતિ આછું હસ્યા અને પછી બોલ્યા. 'આ કાવતરું ન પકડાવાનું કારણુ આપણુા મનમાં રહેલી વૈરવૃત્તિ જ છે. બિબિસાર પ્રત્યે તારા હૃદયમાં શંકા ક્યાંથી જન્મી? કારણુ કે એ મગધનો યુવરાજ હતો અને આપણી જનપદ કલ્યાણીનો પ્રિયતમ બની ગયો હતો! જનપદ કલ્યાણી પોતાના પ્રિયતમરૂપે ગમે તેનો સ્વીકાર કરી શકે છે પણુ ઈર્ષાનુ ભૂત માનવીને અવળા માર્ગે જ ખેચે છે! તમે બધા બિબિસારને જ ગુનેગાર સમજવા માડ્યા...એથી તમે તમારી તપાસનુ મૂળ સાવ અવળે માર્ગે ચલાવ્યુ...વિષકન્યા આબાદ રહી ગઈ ને પોતાનું કામ નિર્ભયતાથી કરવા માડી. જો આચાર્ય ગોપાલસ્વામીએ વિષકન્યાની વાત ન કરી હોત તો મને લાગે છે કે આપણે કદી શોધી શકત નહિ.

અને આપણા ઘણા સ્થભો ગબડી પડત!'

સુનંદ નીચુ જોઈને બેસી રહ્યો.

સિંહનાયકે કહ્યું: 'હવે તુ આજે જ અમ્બપાલી પાસે જા, એમની ક્ષમા માગી લે. માત્ર તારા એક ગાંડપણ ખાતર દેવીને ખૂબ જ સહેવુ પડયુ છે..પ્રિયતમનો વિયોગ એ નારી માટે અકથ્ય વેદના છે! હવે તો બિંબિસાર પણ ઉજ્જયની પહોચવા આવ્યા હશે! તુ આજે જ દેવીને મળીને યુવરાજ સંપૂર્ણ નિર્દોષ છે એ વાત ખુલ્લા મનથી કહેજે.'

'જી...' કહીને સુનંદ ઊભો થયો.

બિંબિસાર અને ધનંજય ઉજ્જયનીથી વીસ કોસ દૂરની એક મધ્યમ નગરીમાં પહોંચી ગયા હતા

બિંબિસારનો પ્રવાસ કોઈ પણ પ્રકારના અંતરાય વગરનો સુખરૂપ નીવડ્યો હતો.

માર્ગમાં જે કંઈ ભય હતો તે સામે આવ્યો જ નહોતો

સિંહગુહા પલ્લીમાં રહેતા લૂંટારાઓ પણ સામા નહોતા મળ્યા અને વનમાર્ગમાં કોઈ હિંસક જાનવરોનો પણ ભેટો થયો નહોતો.

બિંબિસારે ઉજ્જયની પહોંચ્યા પછી દેવી અમ્બપાલીને સંદેશો મોકલવાનુ વિચાર્યું હતુ.

એને તો એ ખબર જ નહોતી કે જે શંકાના કારણે વૈશાલી છોડવુ પડયુ હતુ તે શંકાનો ઉકેલ આવી ચૂક્યો છે!

## પ્રકરણ ૧૧ મું : : વૈશાલી છોડયા પછી...

વિરહિણીની સામે જ્યારે પ્રિયતમના આગમનનો સંદેશ આવે છે ત્યારે વિરહિણીના પ્રાણમાં આશાની એક પુલક જાગે છે... મિલન માધુરીનુ સ્વપ્ન ખડું થાય છે.

આભની અટારીએથી ઊપડી ચૂકેલી મેઘસ્વારી તો સંદેશ વિરહિણી પૃથ્વીને વીજળી દ્વારા મળી ચૂક્યો. પૃથ્વીના ચિત્તમાં પ્રિયતમના મિલનની આશા નૃત્ય કરવા માંડી.

વર્ષાનો પ્રારંભ થઈ ગયો. સમગ્ર પૂર્વ ભારતમાં મેઘની સવારી આવી ચડી.

ગગનમંડળમાં વાદળદળની જમાવટ થઈ ચૂકી હતી. ધોળે દિવસે પણ અંધકાર ઊભરાતો હોય તેવી પરિસ્થિતિ સરજાઈ ગઈ હતી

પરંતુ વિરહવેદનામાં સર્વ સુખ વીસરી ગયેલી અંબપાલીને હજુ સુધી પ્રિયતમનો કોઈ સંદેશો નહોતો મળ્યો. યુવરાજના સમાચાર જાણવા માટે તે ખૂબ જ આતુરતાપૂર્વક રાહ જોતી હતી ..ગઈ કાલે સુનંદે પોતાના દોષ બદલ ક્ષમા માગીને કહ્યું હતુ કે : 'યુવરાજ બિંબિસાર સર્વથા નિર્દોષ છે... તેઓ સપ્તભૂમિ પ્રાસાદમાં ઈજ્જત સહિત રહી શકે છે.'

આ વાતથી અમ્બપાલીના ચિત્તને ઘણો આનંદ થયો હતો...તેના મનમાં એમ પણ થયેલું કે કોઈ સંદેશવાહકને મોકલવો અને યુવરાજને પાછા બોલાવી લેવા પણ બીજી જ પળે એવો વિચાર આવેલો કે, તેઓ ઉજ્જયની ગયા હશે કે માર્ગમાં કોઈ અન્ય નગરમાં ગયા હશે એ કલ્પી શકાય નહિ. એ કરતાં તો એમનો સંદેશવાહક આવે ત્યારે જ એની સાથે સંદેશો મોકલવો તે વધારે ઉચિત છે.

ધનંજય અને બિંબિસાર ઉજ્જયનીમાં સુખરૂપ પહોંચી ગયા.

બંનેએ એક મધ્યમ પાંથશાળામાં આશ્રય લીધો. અને બિંબિસારે સૌથી પ્રથમ પોતાની પ્રાણેશ્વરીને સંદેશો પાઠવવાનું કામ કર્યું.

ઝડપથી વૈશાલી પહોંચે અને વળતો સંદેશ લઈ આવે એવા એક નવજવાન ખેપિયાને ધનંજયે શોધી કાઢ્યો હતો. ખેપિયા પાસે એક ઊંટ હતો એટલે એ ઝડપી ગતિએ પહોંચી શકે એમાં કોઈ સંશય ન હતો

બિંબિસારે બે તાલપત્ર ભરીને પ્રિયતમા પર પ્રથમ પત્ર લખ્યો હતો. એમાં તેણે પ્રવાસની વિગત સાથે મનની વાત પણ દર્શાવી હતી.

માર્ગમાં વરસાદ આવે અને તાલપત્ર પલળી ન જાય એટલા ખાતર એક ત્રાંબાની ભૂંગળીમાં તે મૂક્યું હતું અને ઢાંકણું બરાબર બંધ કરીને તે ખેપિયાને આપ્યું હતું.

બે દિવસ સુધી આરામ લઈને ત્રીજે દિવસે ધનંજય અને બિંબિસાર સ્નાનાદિથી નિવૃત્ત થઈને નગરીનું નિરીક્ષણ કરવા નીકળ્યા. બંનેએ આનર્ત દેશના મધ્યમ કક્ષાના વણિકનો વેશ ધારણ કર્યો હતો. આ માટે જોઈતાં સાધન ધનંજય બજારમાંથી લઈ આવ્યો હતો અને અહીં બેચાર મહિના રહેવું પડે એમ હોવાથી બંનેએ વણિક વેશમાં રહેવાનું જ નક્કી કર્યું હતું.

નગરી ઘણી જ ભવ્ય હતી. લોકો સુખી, સમૃદ્ધ અને ઉદાર પ્રકૃતિના હતા.

નગરીની મુખ્ય બજાર ઘણી વિશાળ હતી. એ સિવાય નાની બજારો પણ પુષ્કળ હતી.

સૌથી પ્રથમ બંને મુખ્ય બજારમાં નીકળ્યા. બંનેએ જોયું ઉજ્જયનીનો વેપાર ઘણો જ ખીલેલો અને સમૃદ્ધ લાગે છે. વિવિધ-રંગી પાઘડીઓ પહેરેલા અનેક પુરુષો દુકાને દુકાને કંઈ ને કંઈ ખરીદ કરતા હતા. મોટે ભાગે વાસંતી રંગની સાડીઓ પહેરેલી સ્ત્રીઓ પણ ખરીદી કરી રહી હતી—માર્ગમાં પણ બબ્બે માણસો બેસી શકે એવી મેનાઓ, પાલખીઓનો અવરજવર ઘણો હતો.

બિંબિસારને આ બજારમાં ઘણો જ રસ પડ્યો ..ચાલતાં ચાલતાં તેણે કહ્યું 'મેં સાંભળ્યું હતું કે ઉજ્જયનીનું શરાફ બજાર અદ્વિતીય છે.'

'હા મહારાજ, મેં પણ એ વાત સાંભળી હતી...આપ આજ્ઞા કરો તો પૂછી જોઉં.'

'ના, ના...એવી શી જરૂર છે? જોતાં જોતાં મળી જશે.' કહી બિંબિસાર ઊભો રહી ગયો. એક સુખપાલ સામેથી આવતો હતો .. એને ઉપાડનારા પુરુષો નહોતા ..ગાંધારની શ્યામવરણી આઠ સશક્ત સ્ત્રીઓ હતી. આગળ પાછળ સશસ્ત્ર રક્ષકો હતા...સુખપાલ બંધ હતો ..બારી જેવા ભાગ પર લીલા રંગની બારીક જાળી ગૂંથેલી હોય તેમ દેખાતું હતું. પરંતુ અંદર કોણ હશે તે બહારથી જોઈ શકાતું નહોતું...

ધનંજય પણ જોઈ રહ્યો.

વધારે આશ્ચર્ય તો એ વાતનું હતું કે આ સુખપાલને જોનારા લોકો દેવીનો જય થાઓ એવા હર્ષધ્વને કરતા હતા.

બિંબિસારે કહ્યું 'આશ્ચર્ય, સ્ત્રીઓ આ રીતે સુખપાલ ઉપાડે એ પ્રથમ જોયું...શું રાજમહિષી હશે?'

સુખપાલ સુવર્ણનો હતો ..એનાં રત્નો પણ ઝળહળતાં હતાં. ધનંજય ધારીધારીને સુખપાલ તરફ જોતો હતો. તે બોલ્યો 'રાજ-મહિષી આ રીતે નીકળે એ માની ન શકાય !'

સુખપાલ ધનંજય અને બિંબિસાર ઊભા હતા ત્યાંથી પસાર થઈ ગયો...હરિત રંગની કૌશેયની ગૂંથેલી જાળી પાછળ કોણ હશે એ કલ્પી શકાતુ નહોતું .લોકો તો સુખપાલ જોઈને ઊભા રહી જતા અને જયનાદ દ્વારા આનંદ વ્યક્ત કરતા હતા.

ધનંજયે એક નાગરિકને પ્રશ્ન કર્યો 'મહાશય, આ સુખપાલમાં રાજમહિષી બેઠાં હતાં ?'

'ના ..રાજમહિષી તો રાજભવનમાથી બહાર નીકળતાં જ નથી ..પણ આપ પરદેશી લાગો છો.. કેમ ?'

'હા, મહાશય...અમે આનર્તના વણિક છીએ ' બિંબિસારે કહ્યું.

'હ... ત્યારે આપ ક્યાથી જાણી શકો ? આ સુખપાલમાં દેવી કામપ્રભા બેઠા હતા..'

'દેવી કામપ્રભા ?'

'હા. ઉજ્જયનીની શ્રેષ્ઠ નર્તકી અને નવજવાન રાજા ચંડપ્ર-દ્યોતની સ્વપ્નમાધુરી !' કહીને નાગરિક ચાલતો થયો.

ધનંજયે બિંબિસાર સામે જોઈને કહ્યું 'સ્વામી, આ કોઈ નવી નર્તકી લાગે છે. .મે વસંતપ્રભા અંગે સાંભળ્યુ હતું.'

'સંભવિત છે.' કહી બિંબિસાર આગળ ચાલતો થયો.

મુખ્ય બજાર પૂરો જોવાયો નહિ. બંને પાછા ફર્યા .અને જ્યારે પાંથશાળામાં આવ્યા ત્યારે મધ્યાહ્ન થવા આવ્યો હતો.

ભોજનની વ્યવસ્થા પાંથશાળામાં જ રાખી હતી. એક બ્રાહ્મણ શુદ્ધ અને સાત્ત્વિક ભોજનસામગ્રી તૈયાર કરતો હતો. બંનેએ જમીને પોતાના ખંડમાં વિશ્રામ લીધો. બે ઢોલિયા ઢાળેલા હતા. બંને આડે

પડખે થયા પછી ધનંજયે કહ્યું: 'મહારાજ, એક વિનંતિ કરવાનું મન થાય છે.'

'મિત્ર, તારું મન હું પારખી ગયો છું. દેશ છોડ્યાને એક વર્ષ થવા આવ્યું છે.

'મહારાજ...!'

'મારું અનુમાન ખોટું છે?'

'ના...પરંતુ આપે આ અનુમાન કેવી રીતે કર્યું?'

બિંબિસારે હસીને કહ્યું: 'ધનંજય, મનની વાત હંમેશા આંખમાં ઊપસી આવે છે. રાજગૃહી પહોંચતાં પંદર દિવસ થઈ જાય...વળી, વર્ષાનો પ્રારંભ આંખ સામે ઊભો છે...ત્યાં તું તારા પરિવાર પાસે વધુ નહિ તો એકાદ મહિનો અવશ્ય ગાળ.. અને એ ઉચિત પણ છે. આવતાં બીજા પંદર દિવસ લાગે એટલે બે મહિના સહેજે થઈ જાય તું ખુશીથી જઈ શકે છે. વર્ષાઋતુ અહીં જ પૂરી કરવી છે એટલે તારા આગમન પછી આપણે ક્યાં જવું તે વિચારીશું'

'પરંતુ, આપને આ રીતે એકલા છોડતાં...'

વચ્ચે જ બિંબિસારે કહ્યું: 'ધનંજય, કોઈ વનપલ્લીમાં તું મને એકલો છોડીને જાત તો હું તને જવા દેવા માટે વિચારું. આ તો મહાનગરી છે...આ પાથશાળા પણ મઝાની છે...મારે ખાસ કોઈ કામ છે નહિ...અહીં એકાદ દાસની વ્યવસ્થા કરીને તું નિશ્ચિંત મનથી જઈ શકે છે...પણ શરત એક છે...તારે બે મહિનામાં અહીં આવી જવું.'

ધનંજયનું મન પાછું પડ્યું. મહારાજને એકલા છોડવા કરતાં મનની ઊર્મિને દબાવી રાખવી એ વધારે ઉત્તમ છે એમ તેને લાગ્યું. તે બોલ્યો: 'નહિ મહારાજ, આપ જ્યારે વૈશાલી પાછા આવશો ત્યારે હું જઈ આવીશ.'

'વૈશાલી જવાશે કે નહિ એ નિશ્ચિત છે નહિ. લિચ્છવીઓ

જેને શત્રુ માને છે તેને કદી આશ્રય આપી શકના નથી. હુ મનથી પણ એ લોકોનો શત્રુ નથી. આ એક નગ્ન સત્ય હોવા છતાં અમ્બપાલીનો સ્વામી છુ એ લિચ્છવીઓ માટે એક અસહ્ય વાત થઈ પડી છે. આ કારણે હુ મારા પ્રથમ યૌવનના મંગળ ગીત પાસે ક્યારે જઈ શકીશ એ અધકારમય ભાવિ સમાન છે.'

'મહારાજ, ત્યા કાર્ય કરી રહેલા ષડ્યંત્રમાં આપનો કોઈ સ્પર્શ નથી એવી ત્યાંના ગણુતત્રને ખાતર થાય અને દેવી આપને પાછા બોલાવે તો...'

'હુ સમજુ છુ કે તેજસ્વિની અમ્બપાલી આવું જ કઈક કરશે. પરતુ એથી લિચ્છવીઓના હૈયામાં રહેલી ઇર્ષા કદી નહિ ભૂસાય ..અને મે જુદો જ નિર્ણય કર્યો છે.' બિબિસારે કહ્યું.

ધનજય પ્રશ્નભરી નજરે બિબિસાર સામે જોઈ રહ્યો. બિબિસારે કહ્યું ' 'પ્રથમ હુ કોઈ પણ સ્થળે સ્થિર થવા ઇચ્છુ છુ ..રાજગૃહીનુ રાજ મને મળે કે ન મળે એ મારા માટે કોઈ પ્રશ્ન નથી. પરતુ હુ મારા પુરુષાર્થથી જ એવી સ્થિરતા કરવા ઇચ્છું છુ કે, દેવી અમ્બપાલીને ગૌરવપૂર્વક મારી પાસે રાખી શકુ. લિચ્છવીઓએ એના પર અસહ્ય અત્યાચાર કર્યો છે ..જે નારી કોઈ રાજકુળની કુલવધૂ થવાનાં સ્વપ્ન સેવતી હતી અને એ જ નારીજીવનનુ ગૌરવ હતું.. તેને લિચ્છવીઓએ ક્રૂરતાપૂર્વક જનપદ કલ્યાણી બનાવી છે. હુ દેવી અમ્બપાલીને વિલાસી લિચ્છવીઓની જાળમાથી મુક્ત કરાવવા ઇચ્છુ છુ. હુ સમજુ છુ કે અત્યારે હુ સહારા વગરનો છું; પણ મારી શ્રદ્ધા કદી વાઝણી નહિ બને ..હુ સમયની જ રાહ જોઉ છુ. વર્ષાઋતુ પૂર્ણ થયા પછી હું શમ્બુકરાજને મળીશ. એની સહાયથી હું અવશ્ય કઈક કરી શકીશ.'

ધનજય કશુ બોલ્યો નહિ. બિંબિસારના ઉત્તમ વિચારને શ્રદ્ધાભરી નજરે સાંભળી રહ્યો.

બિંબિસારે કહ્યું : 'આ અંગે જ હું તારી મનોભાવનાનો સત્કાર કરું છું. કારણ કે આપણે જે કાંઈ કરવાનું છે તે વર્ષાના અંત પછી જ કરવાનું છે. એ દરમિયાન તું દેશમાં જઈ આવ. ત્યાંના સમાચાર પણ જાણી આવ. મારી ચિંતા કરીશ નહિ. હું આ પાંથશાળામાં જ રહીશ. અને કદાચ સ્થાન બદલાવીશ તો પાંથ-શાળાનો મુનીમ તને હું ક્યાં છું તે બતાવશે. તારા પરિવારને એક વાર તું અવશ્ય મળી આવ.'

એમ જ થયું.

ત્રણેક દિવસ પછી ધનંજય પોતાના અશ્વ સાથે રાજગૃહી જવા વિદાય થયો. તેણે જતા પહેલાં બિંબિસારની સેવા માટે એક દાસની વ્યવસ્થા કરી આપી હતી. તે વૈશાલી થઈને જવા માગતો હતો પણ બિંબિસારે કહ્યું : 'નહિ ધનંજય, તું વૈશાલી થઈને જાય તે બરાબર નથી. વર્ષા ગાંડી બને અને તારો પ્રવાસ અટકી પડે. એ કરતાં ટૂંકા માર્ગે જવું વધારે ઇષ્ટ છે. માત્ર બે ત્રણ નદીઓ આવશે અને એમાં કોઈ મુશ્કેલી પણ નહિ પડે.'

આથી ધનંજયે રાજગૃહીનો ટૂંકો માર્ગ સ્વીકાર્યો હતો.

પૂર્વ ભારતમાં તો ગાજવીજ સાથે વર્ષાનું તાંડવ મચી ચૂક્યું હતું. ચંપાના વિષવૈદ્ય સાતમે દિવસે ચંપા પહોંચ્યા.

એમનો આશ્રમ નગરીની પશ્ચિમે એક કોસ દૂર હતો. ગોપાલ સ્વામીને આવેલા જોઈ એમના શિષ્યો આનંદમાં આવી ગયા.

કાદંબિની હંમેશ રાહુલને મોકલીને તપાસ કરાવતી હતી. બીજે દિવસે તેને રાહુલ તરફથી સમાચાર મળ્યા કે ગઈ કાલે મધ્યાહ્ન પછી વૈદરાજ આવી ગયા છે.

આ સમાચારથી પ્રસન્ન થઈને પુરુષવેશ ધારિણી કાદંબિનીએ રાહુલને એક સુવર્ણમુદ્રા બક્ષિસ તરીકે આપી. રાહુલ ભારે આનંદમાં

આવી ગયો. કાદમ્બિનીએ કહ્યું : 'રાહુલ, આવતી કાલે સવારે હું ત્યા જઈશ.'

'મહારાજ, હુ આપને વૈદરાજના આશ્રમે લઈ જઈશ. કાલે સવારે ક્યારે જવુ છે?'

'સૂર્યોદય પહેલાં.'

'ભલે. હું તૈયાર થઈ જઈશ' કહી રાહુલ સોનામહોર જોતો જોતો ચાલ્યો ગયો.

કાદમ્બિની પોતાના ઢોલિયા પર બેસી ગઈ.

અહી આરામિકને ત્યાં રહ્યા પછી તે એક ઘટિકા માટે પણ બહાર નીકળી નહોતી. કોઈ પણ ચીજ વસ્તુની જરૂર પડતી તો રાહુલ લાવી આપતો. અને કામકાજ માટે શ્યામા તૈયાર જ રહેતી. કોઈ પ્રકારનો અભાવ જણાતો નહોતો. તેમ, કોઈને મળવાનુ કારણ નહોતુ. નગરીમાં જાય તો કદાચ કોઈ ઓળખી જાય, તો નવી વિપત્તિ આવી પડે આથી તેણે આરામિકની ઝૂ પડીને જ પોતાનુ રક્ષણ માની લીધુ અને વૈદ્યરાજના આવવાની રાહ જોતી હતી.

ગોપાલસ્વામી આવી ગયાના સમાચારથી તેને ભારે હર્ષ થયો અને વિચારો પણ અનેક આવવા માડ્યા. ગોપાલસ્વામી સમક્ષ કેવી રીતે વાત કરવી? તેઓ આ કામ સ્વીકારશે કે નહિ વગેરે અનેક પ્રશ્નો તેના મનમાં ઉભરાવા માંડ્યા

કાદમ્બિનીનો આખો દિવસ આવા વિચારોમા જ ગયો. રાતે પણ નિદ્રા ન આવી. શ્યામાને અગાઉથી સૂચના આપી દીધી હોવાથી વહેલી સવારે તે સ્નાનાદિથી નિવૃત્ત થઈ ગઈ.

છેલ્લા પાંચ દિવસથી વરસાદ પડતો હતો સખત વરસાદ પડતો હતો, સાથોસાથ વાઝડી પણ રૌદ્ર રૂપ ધારણ કરી ચૂકી હતી. આરામિકના ઉપવનમાં પણ ઘણા વૃક્ષો સમૂળ ઊખડી ગયાં હતાં.

અનરાધાર પડતો વરસાદ માત્ર ગઈ રાતે હળવો થયો હતો અને આજ ડાહ્યા બાળક માફક શાંત બની ગયો હતો.

વરસાદને શાંત થયેલો જોઈ કાદંબિનીને ઘણો હર્ષ થયો. વર-સતા વરસાદમાં જવું પડત તો મુશ્કેલી આવત.

મુશ્કેલી દૂર થાય ત્યારે માનવીનું મન નિરાંત અનુભવે છે.

કાદંબિની પોતાના સુભદ્ર અશ્વ પર સવાર થઈ અને રાહુલ તેની બાજુમાં ચાલવા માંડ્યો.

વર્ષાના કારણે ચારે તરફ જળ ભરાઈ ગયાં હતાં. માર્ગમાં કાદવ પણ પુષ્કળ હતો. પરંતુ રાહુલ એક કેડીના માર્ગેથી પોતાના નૂતન અતિથિને આશ્રમ તરફ લઈ ગયો.

શ્રી ગોપાલસ્વામીનો આશ્રમ તો ઘણાં વરસોથી ચંપામાં આવ્યો હતો, પરંતુ કાદંબિનીને કોઈ દિવસ ત્યાં જવાનો પ્રસંગ પડ્યો નહોતો. એટલે, દૂરથી આશ્રમ જોઈને તે ચમકી ઊઠી.

આશ્રમ ફરતું એક વિશાળ ઉપવન હતું. વળી, આશ્રમ કંઈક ઊંચાણવાળી જગ્યા પર હતો અને સમગ્ર ઉપવનમાં વિવિધ પ્રકારનાં વૃક્ષો, વેલીઓ, ક્ષુપો વગેરે અપૂર્વ શોભા આપી રહ્યાં હતાં

આશ્રમનું મુખ્ય દ્વાર કાંટાનાં જાળાં ગોઠવેલા કમાડથી અટ-કાવેલું હતું. આશ્રમ ફરતી સઘન થોરની હરિયાળી વાડ હતી. રાહુલે દ્વાર હડસેલ્યું.

બંને અંદર દાખલ થયા.

ઉપવનની મધ્યમાં લગભગ પચાસ જેટલી નાની મોટી કુટિરો હતી. વચ્ચે માત્ર છાપરાવાળું ખુલ્લું સભાગૃહ હતું.

પીળા રંગના વસ્ત્રો ધારણ કરેલા ચારપાંચ પુરુષો એટલામાં કંઈક કામ કરી રહ્યા હતા.

અશ્વારોહી નવજવાનને આવતો જોઈ એક તરુણ પુરુષ સામો આવ્યો. તે કોઈ પ્રશ્ન કરે તે પહેલાં જ રાહુલે કહ્યું : ' આનંદ દેવના

સંગીતકાર છે. વૈદબાપાનાં દર્શને ઘણા દિવસોથી આવ્યા છે...ગઈ કાલે ખબર પડી કે વૈદબાપા આવી ગયા છે, એટલે તેઓ એમને મળવા પધાર્યા છે.'

તરુણ શિષ્યે કાદમ્બિનીના તેજસ્વી અને સુકુમાર જણાતા વદન સામે જોયું અને સ્વાગત કરતાં કહ્યું: 'પધારો, ગુરુદેવ પૂજામાં બેઠા છે થોડી જ વારમાં નિવૃત્ત થશે. આપ મારી સાથે પધારો.'

કાદમ્બિની અશ્વ પરથી નીચે ઊતરી ગઈ અને અશ્વની લગામ રાહુલને આપતાં બોલી. 'રાહુલ, તું અહીં જ રહેજે. ગુરુદેવને મળીને હું આવીશ.'

રાહુલે મસ્તક નમાવ્યું.

કાદમ્બિની તરુણ શિષ્યની પાછળ પાછળ ચાલવા માંડી.

દસબાર કુટિરો છોડ્યા પછી એક અતિ સુંદર અને વિશાળ જણાતી કુટિરમાં તરુણ શિષ્ય કાદમ્બિનીને લઈ ગયો.

એક નાના છતાં અતિ સ્વચ્છ અને સાદા ખંડમાં ગયા પછી તરુણે કહ્યું: 'શ્રીમાન, આપ આ આસન પર બિરાજો. ગુરુદેવ અહીં જ આવશે.'

કાદમ્બિની એક કાષ્ઠાસન પર બેસી ગઈ. તરુણ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૨ મું : : શ્યામાનું મન!

'પુરુષવેશ ધારિણી કાદમ્બિની નીરવ, સ્વચ્છ અને સુંદર કુટિરમાં ગોપાલસ્વામીના આગમનની પ્રતીક્ષા કરતી એક કાષ્ઠાસન પર બેસી રહી.

વરસાદ ખૂબ જ પડી ગયેલો હોવાથી ભીની હવા જાણે જીવનને પ્રસન્નતા પાઈ રહી હતી.

સૂર્યોદય થઈ ગયો હતો. પરંતુ વાદળદળ વિખરાયાં નહોતા એટલે એનો સૌમ્ય પ્રકાશ ઘણો મનોહર લાગતો હતો.

કાદંબિની વિચાર કરતી હતી, ગોપાલસ્વામીને કેવી રીતે વાત કરવી? એને એમ તો થતું જ હતું કે વૈદ્ય અને માતા સમક્ષ કોઈ વાત ગુપ્ત ન રાખવી જોઈએ. એટલે સંકોચ રાખ્યા વગર સઘળી વાત કહી નાખવી

આ વિચારમાં એક ઘટિકા વીતી ગઈ. પણ તેને કશો ખ્યાલ નહોતો રહ્યો. માનવી વિચારમાં ચડે છે ત્યારે સમય સાંકડો થઈ જતો લાગે છે.

વિચાર એ એવો વાયુ છે કે માનવીને પ્રસન્ન, પીડિત, અસ્વસ્થ, અનિદ્રિત અને પાગલ પણ બનાવી દે છે.

એકાએક ચાખડીઓનો અવાજ સાભળીને તે ચમકી બારણા તરફ નજર કરી તો એક વયોવૃદ્ધ ગંભીર, પ્રશાંત અને સૌમ્ય પુરુષ અંદર આવતો હતો. તેની પાછળ પેલો તરુણ શિષ્ય હતો.

આ પોતે જ મહાવૈદ્ય હશે એમ કલ્પી કાદંબિની આસન પરથી ઊભી થઈ ગઈ અને બે હાથ જોડીને ગોપાલસ્વામી તરફ જોઈ રહી. ગોપાલસ્વામી કાદંબિનીનો સુકુમાર ચહેરો જોઈને કંઈક આશ્ચર્ય અનુભવતા નજીક આવ્યા અને આશીર્વાદ આપતા બોલ્યા . 'સંગીન-કાર સુકુમાર સંભવે, પણ આટલા તરુણ તો ભાગ્યે જ હોય. આસન પર બેસો ..કહો, આ વૃદ્ધને કેમ યાદ કર્યો?' કહી ગોપાલસ્વામી પોતાના આસન પર બેસી ગયા.

કાદંબિની પણ બેસી ગઈ. પણ કશું બોલી શકી નહિ તેણે એક વાર ગોપાલસ્વામી તરફ અને ત્યાર પછી તરુણ શિષ્ય તરફ નજર કરી.

ગોપાલસ્વામીએ પ્રશ્ન કર્યો: 'આપનું શુભ નામ ?'

'નિર્મળદેવ ..હું આપને એક ગુપ્ત વાત કહેવા આવ્યો છું, જો ..'

'સમજ્યો ..' કહીને ગોપાલસ્વામીએ શિષ્ય સામે નજર કરી. શિષ્ય નમસ્કાર કરીને ખંડ બહાર નીકળી ગયો.

કાદંબિનીએ કહ્યું 'ગુરુદેવ. હુ પુરુષ નથી પણ સ્ત્રી છુ.'

'મને એવો સશય તો આવ્યો જ હતો. પણ સંશય વ્યક્ત કરવો ઉચિત ન લાગ્યો...તારુ નામ ?'

'કાદબિની..'

'ઉત્તમ નામ.. પુત્રી, સંકોચ વગર તારે જે કહેવું હોય તે કહે. તારુ વતન ?'

'વતનની ખબર નથી...પણ આ નગરીમાં જ હું મોટી થઈ છુ.'

'ત્યારે તો ગામની કન્યા ગણાય કહે ..કોઈ પ્રકારનો સશય રાખ્યા વગર કહે.'

કાદબિનીએ ચપાનગરીમા વેશ્યાને ત્યા કેવી રીતે ઊછરી ત્યાંથી માડીને પોતે રાજનીતિના બહાને કેવી રીતે વિષકન્યા બની, રાજગૃહીમા જ રાણી ત્રૈલોક્યસુદરીનો એકનો એક પુત્ર પહેલો શિકાર બન્યો. ત્યાર પછી તે વૈશાલી આવી અને ચાર પુરુષોને કેવી રીતે મોતને ઘાટ ઉતાર્યા વગેરે વાત વિગતથી કહીને પોતે વૈશાલીથી ચપાના આવી, માર્ગમાં રક્ષકની દાનત બગડી અને તે કેવી રીતે મરી ગયો વગેરે વાત સ્પષ્ટ રીતે કહી સભળાવી. ત્યાર પછી તે બોલી: 'ગુરુદેવ, મારા જીવનની આ કરુણ કથની છે. વૈશાલીમાં આપના આગમનના સમાચાર સાભળીને આપના આશ્રયે આવવાની મારી ઇચ્છા બળવાન બની. પણ ત્યા હું આપને મળી શકું તેવા સંજોગો નહોતા એટલે

આપના આગમન પહેલાં આઠદસ દિવસથી હું અહીં આવી ગઈ હતી.

મારી ઇચ્છા એવી છે કે આપ જેવા સમર્થ મહાપુરુષ મારી કાયામાં ભરેલું વિષ દૂર કરી મને આ ભયંકર અભિશાપથી મુક્ત કરે. આ એક જ આશા લઈને હું આપનાં ચરણમાં આવી છું.'

આખી વાત શાંતિથી સાંભળી રહેલા મહાવૈદ ગોપાલસ્વામી વિચારમાં પડી ગયા.

લગભગ અર્ધઘટિકાનું મૌન ભંગ કરીને કાદંબિનીએ પ્રશ્ન કર્યો : ' કૃપાળુ, હું વિષમુક્ત થઈ શકીશ.'

ગોપાલસ્વામીએ ગંભીર સ્વરે કહ્યું : ' અવશ્ય થઈ શકીશ '

આ શબ્દો સાંભળતાં જ કાદંબિની આસન પરથી ઊઠીને ગોપાલસ્વામીનાં ચરણમાં ઢળી પડી. ગોપાલસ્વામીએ તેના મસ્તક પર હાથ મૂકીને કહ્યું : ' પુત્રી, તું અવશ્ય વિષમુક્ત થઈ શકીશ. પ્રયોગ અતિ દુષ્કર છે. કદાચ...'

' શું ? '

' મૃત્યુ પણ થાય...'

' હું સહર્ષ સ્વીકારી લઈશ આ અભિશાપભર્યા જીવન કરતાં મોત મને અતિ મધુર લાગશે.' કાદંબિનીએ ભાવભર્યા સ્વરે કહ્યું.

' તારો ડાબો હાથ લાંબો કર.' આચાર્યે કહ્યું.

કાદંબિનીએ ડાબો હાથ લાંબો કર્યો. પણ કંચુકીની બાંય છેક પોંચા સુધી હતી...તે ધીરે ધીરે ઉપર ચડાવી. ત્યાર પછી ગોપાલસ્વામીએ ગૌરવર્ણના સુંવાળા અને મુલાયમ હાથ પર નાડી પરીક્ષા કરવા માંડી. લગભગ અર્ધ ઘટિકા સુધી તેઓએ નાડી પરીક્ષા કરી તેઓએ નયનો બંધ કર્યાં હતાં. એમ જ લાગતું હતું કે, તેઓ નાડી વાટે કાયામાં પ્રવેશ કરીને દોષની તપાસ કરી રહ્યા છે.

અર્ધઘટિકા પછી તેઓએ આંખો ખોલી અને પ્રસન્ન મુદ્રાએ કહ્યુ : 'પુત્રી, જે માનવી મોતથી ડરતો નથી તે જીવનનો સ્વામી બને છે. આચાર્ય અગ્નિપુત્ત સમર્થ વૈજ્ઞાનિક છે .તેઓએ તારા પર અપૂર્વ પ્રયોગ કર્યો છે. આ પ્રકારની વિષકન્યાનું કોઈ નિર્માણ કરી શકતુ નથી...પણ તારી કાયામાં વ્યાપ્ત બનેલુ વિષ અવશ્ય દૂર થશે. પરંતુ...'

'શું ?'

'ઓછામાં ઓછા ત્રણેક મહિના તો તારે અહીં રહેવુ પડશે. પ્રથમ તારી કાયા પર પંચકર્મનો પ્રયોગ કરવો પડશે. ત્યાર પછી વિપ નિવારણ કરવુ પડશે...તારે આ આશ્રમમાં જ રહેવુ પડશે અહીં કોઈ સ્ત્રી છે નહિ, છતાં તને સગવડ કરી આપીશ'

'આપ કહેશો તો હુ પુરુષવેશમાં રહીશ.'

'એવી કશી જરૂર નથી પ્રયોગકાળમાં તારી જાતિ છુપાઈ શકશે નહિ તુ આવતી કાલે દિવસના પ્રથમ પ્રહરની એક ઘટિકા પછી અહી આવી જજે. હુ તારા માટે સઘળી વ્યવસ્થા કરી રાખીશ. ચાર છ દિવસમાં કોઈ ઉત્તમ મુહૂર્ત આવશે એટલે તારા પર પ્રયોગ શરૂ કરીશ.'

'આપના આવા અભયથી હું ધન્ય બની ગઈ. હુ આવતી કાલે જ આશ્રમમાં આવી જઈશ'

'આશ્રમ જીવન ઘણુ કઠોર છે.'

'મને હરકત નહિ આવે.'

'પથ્ય પણ આકરુ છે.'

'હુ પાળી શકીશ'

'અને તુ મને શું આપી શકીશ ?' વૃદ્ધ આચાર્યે આછા હાસ્ય સહિત પ્રશ્ન કર્યો

કાદંબિની બોલી 'મારી પાસે થોડું સુવર્ણ છે...થોડા અલંકારો પણ છે. એ બધું...'

વચ્ચે જ આચાર્યે કહ્યું. 'પુત્રી, સુવર્ણ તો અહીં ઢગલાબંધ પડ્યું છે. કારણ કે માટી અને સોનામાં મને કોઈ ભેદ લાગતો નથી. અલંકારોને અમે ફક્કડ માણસો શું કરીએ? હું તો તારી પાસે કંઈક કીમતી વસ્તુ ઇચ્છું છું.'

કાદંબિનીના વદન પર નિરાશા રમી ગઈ..તે દબાયેલા સ્વરે બોલી: 'ગુરુદેવ, મારી પાસે બીજી કોઈ કીમતી વસ્તુ નથી...આપે આપની પુત્રી પર ઉપકાર કર્યો છે એમ માનીને પણ ..'

વચ્ચે જ આચાર્ય ગોપાલસ્વામી પ્રસન્ન સ્વરે બોલી ઊઠ્યા' 'કાદંબિની, દરેક માનવીના હૈયામાં મૂલ્યવાન વસ્તુ પડી જ હોય છે. તું વિષમુક્ત થયા પછી પણ જો વિષકન્યા બની રહીશ તો મારો શ્રમ ફોગટનો થશે.'

કાદંબિની કશું સમજી નહિ પ્રશ્નભરી નજરે આચાર્ય સામે જોઈ રહી.

આચાર્યે કહ્યું. 'તારી નાડી પરીક્ષા કર્યા પછી મને પૂરેપૂરો વિશ્વાસ છે કે તું વિષમુક્ત બની જઈશ. તારા જીવનની દટાયેલી આશાઓ પુન. કોળી ઊઠશે. તારુ મૃત્યુ પણ નહિ થાય. પ્રયોગ સહી શકવાની શક્તિ તારામાં પુષ્કળ છે. પરંતુ પ્રયોગ પૂરો થયા પછી તારે નૂતન જીવનમાં આવવું પડશે. તારા ભૂતકાળને ભૂલી જવો પડશે અને મારા મહેનતાણાના બદલારૂપે તારે મને એક વચન આપવું પડશે......'

'આજે જ વચનબદ્ધ થવા તૈયાર છુ.'

'વેશ્યાવૃત્તિથી તારે હમેશ માટે દૂર રહેવું પડશે. જે નારી વિલાસ અને વૈભવની લાલસા ખાતર ગૃહજીવનથી દૂર રહે છે તે

નારી સમાજ માટે વિષકન્યા જ છે. તારે વિષમુક્ત થયા પછી કોઈ પરિવારની કુળવધૂ બનવુ પડશે ..અથવા તો બ્રહ્મચારિણી રહેવુ પડશે. કહે, આ વચન તુ આપી શકીશ ?'

હર્ષભરી મુદ્રાએ આચાર્યનાં ચરણનો સ્પર્શ કરી મસ્તક નમાવી કાદ બિની ભાવભર્યો સ્વરે બોલી : 'ગુરુદેવ, આપ કહો છો તે રીતે આજે જ પ્રતિજ્ઞા કરી લઉ છુ કે, હુ કોઈ પણ આકર્ષણથી વશ થઇને નારીના ધર્મનો ત્યાગ નહિ કરુ ...હુ કોઈ પરિવારની કુળલક્ષ્મી બનીશ અથવા બ્રહ્મચારિણી રહીશ'

'આજ મને અગ્રિમ મહેનતાણુ મળી ગયુ, અને તે પણ સર્વોત્તમ. હવે તુ જા...આવતી કાલે આવી જજે.' ગોપાલસ્વામીએ પ્રસન્નભાવે કહ્યુ.

કાદ બિની ચરણરજ મસ્તકે ચડાવીને વિદાય થઈ.

અહી આવી ત્યારે એના મનમાં અનેક વિચારો ઊભા થયા હતા ગઈ ત્યારે મન સાવ હળવુ બની ગયુ હતું. તેને વધારે આશ્ચર્ય તો એ વાતનુ થયુ હતું કે આચાર્યે વૈશાલીમાં થયેલાં ચાર મૃત્યુ અ ગે કોઈ પણ પ્રશ્ન કર્યો નહોતો. કેવા મહાન પુરુષ ?

રાહુલ રાહ જોઈ જોઈને થાકી ગયો હતો. સ ગીતકારને આવતા જોઈ તે એકદમ ઊભો થઈ ગયો. અને અશ્વ લઈને સામે આવ્યો. 'બહુ વાર લાગી, મહારાજ ?'

'તુ થાકી તો નથી ગયોને ?'

'ના'

'તો આપણે બજારમાં થઈને જવુ છે' કાદ બિનીએ કહ્યુ.

'અત્યારે ?'

'હા ..થોડાંક વસ્ત્રો લેવાં છે.'

'તો તો મહારાજ બપોર પછી બહુ સારુ ગણાશે.'

'ભલે...' કહી કાદંબિની અશ્વ પર બેસી ગઈ.

બંને વિદાય થયા.

ઉદ્યાનમા પહોંચ્યા પછી ભોજનાદિથી નિવૃત્ત થઈને કાદબિનીએ થોડી વાર આરામ કર્યો. મધ્યાહ્ન પછી તે શ્યામા અને રાહુલ બંનેને સાથે લઈને ચંપાની બજારમાં ગઈ.

સહુથી પ્રથમ તેણે શ્યામા માટે વસ્ત્રની એક જોડી ખરીદી. ત્યાર પછી રાહુલ માટે બે ધોતી, બે ઉત્તરીય વગેરે લીધાં. બંને ભાઈ-બહેનનો આનંદ માતો નહોતો. કારણ કે આવાં ઉત્તમ અને મૂલ્યવાન વસ્ત્રો તેઓએ કદી લીધાં નહોતાં.

ત્યાર પછી કાદબિનીએ પોના માટે ચાર કચુકીબંધ, ચાર અંતર વાસક, ચાર ઉત્તરીય, બે શાલ વગેરે ખરીદ્યું.

આવી ખરીદી જોઈને શ્યામા નવાઈ પામી. એના મનમાં થયું, શું પોતાની કોઈ પ્રિયતમાને ભેટ આપવા માટે આ બધી ખરીદી કરી હશે ?

સંગીતકાર મહારાજનું મન શુ આ નગરીની કોઈ યુવતીએ બાંધી લીધુ હશે ?

આવી વાત કેમ પુછાય?

કાપડની ખરીદી કરીને મણિયારાના એક હટ્ટનાથી કાદંબિનીએ અંગરાગની કેટલીક સામગ્રી ખરીદી. આ ખરીદીમાં પણ શ્યામાનો હિસ્સો રાખ્યો હતો.

બધુ ખરીદીને સહુ જ્યારે પોતાને ઉતારે આવ્યાં ત્યારે સૂર્યાસ્ત થઈ ગયો હતો. વરસાદનો પ્રારંભ થઈ ગયો હતો.

કાદંબિનીએ આકાશ સામે જોયું. પ્રિયતમા સાથે મસ્તી માણવા ઇચ્છતો મેઘ જાણે પોતાના રસાલા સહિત પૂર્વ તૈયારી કરી રહ્યો હતો.

કાદંબિની કલ્પી શકી કે આજ રાતે જ ગાજવીજ સાથે મેઘ-સવારી આવી પહોંચશે.

ભલે આવે ! એક નહિ પણ બારેય મેઘ ભલે આવે ! હવે તેને કોઈનો ભય નથી રહ્યો નૂતન જીવનની આશાને સંસારનો કોઈ મેઘ ઢાંકી કે રોળી શકશે નહિ

સંગીતકારે રાહુલ અને શ્યામાને નવાં વસ્ત્રો આપી દીધાં હતાં. એ જોઈને તેની માતા ઘણી જ રાજી થઈ અને મનથી આ અતિથિનું કલ્યાણ ચિંતવવા માંડી. આજ તેણે ઉમંગભર્યાં મનથી ઉત્તમ રસોઈ બનાવી...

પણ રસોઈનો થાળ ઢાંકીને શ્યામા જ્યારે અતિથિગૃહની કુટિરમાં આવી ત્યારે મેઘે રૌદ્ર રૂપ ધારણ કરી લીધું હતું ..પોતાના ઘેરથી અહીં સુધી આવતાં જ તે સાવ પલળી ગઈ હતી.

પ્રથમ યૌવનમાં પ્રવેશતી શ્યામાની સિક્ત દેહવલ્લરી તરફ નજર કરીને કાદંબિનીએ કહ્યું. 'શ્યામા, તું તો સાવ ભીંજાઈ ગઈ છે... આટલી બધી ઉતાવળ શા માટે કરી ?'

'મહારાજ, ભોજનના થાળમાં પાણીનું એક ટીપું પણ પડવા નથી દીધું'

'અરે પગલી, ભોજનનો થાળ ભીંજાયો હોત તો મને આટલી ચિંતા ન થાત ..હવે તું સત્વર પાછી જા અને વસ્ત્રો બદલાવી લે ભીંજાઈને પુન. અહીં ન આવતી'

'મહારાજ, મને વરસાદ અતિ પ્રિય છે.. ભીંજાવામાં મને આનંદ પડે છે. વળી, આપને કોઈ વસ્તુની જરૂર ..'

વચ્ચે જ કાદંબિનીએ કહ્યું : 'નહિ શ્યામા, મારે કોઈ ચીજની જરૂર નથી ..આ વાસણ હું એક તરફ મૂકી રાખીશ. સવારે લઈ જજે. અને જો, રાહુલને કહેજે સવારે મારે આશ્રમમાં જવાનું છે.'

'વરસાદ નહિ રહે તો...'

'તો પણ જવુ પડશે...કાલથી હુ ત્યા રહેવાનો છુ. જે કાર્ય માટે હુ દૂરદૂરથી આવ્યો છુ તે કાર્ય હવે શરૂ કરવાનુ છે.' કાદબિનીએ સ્વાભાવિક સ્વરે કહ્યું.

આ શબ્દો સાભળીને શ્યામાના હૈયા પર ન સમજાય એવી ચોટ લાગી. તે અવાક્ બનીને પુરુપ વેશધારિણી કાદબિની સામે જોઈ રહી. તેના મનમાં થયુ, શુ એમની કોઈ પ્રિયતમા આશ્રમમા રહેતી હશે ? ઓહ ! તે કઈક ભારે સ્વરે બોલી : 'પછી આપ અહી નહિ આવો ?'

'નહિ શ્યામા ..મારુ કામ પૂરું થશે એટલે હુ ચાલ્યો જઈશ. પણ હવે તુ જા ..તારા બધાં વસ્ત્રો ભીજાઈ ગયા છે . હુ જમી લઈશ ..મારી ચિંતા ન કરીશ.'

થોડા સમયના સસર્ગથી પ્રથમ યૌવનમાં પ્રવેશતી શ્યામાના અતરમાં અવ્યક્ત ભાવે આ તરુણ પ્રત્યે એક આકર્પણ જાગ્યુ હતુ. પોતે એક ગરીબ આરામિકની કન્યા હતી. પોતાનો ઉરભાવ વ્યકત કરી શકતી નહોતી...પરિસ્થિતિ, સકોચ અને લજ્જા સ્ત્રીના ઉરભાવને ઉરમાં જ દાબી રાખે છે. પરતુ આવતી કાલે સવારે મહારાજ જશે અને પાછા નહિ આવે એ સાંભળીને તેના મનમાં ભારે આઘાત લાગ્યો. તે કશો ઉત્તર આપી શકી નહિ. ધરતી સામે જ જોતી ઊભી રહી.

'તો એમ કર ..મારી ચાદર ઓઢીને તુ જા...'

'નહિ, મહારાજ...વરસાદનો મને કોઈ ભય નથી.'

'તો તુ આમ નિષ્પ્રશ્ન કેમ બની ગઈ ?'

'મહારાજ, શુ આપના દર્શન ફરી વાર નહિ થાય ?'

આ પ્રશ્નથી કાદબિની એનુ મન વાંચી ગઈ. તે ગભીર સ્વરે

બોલી 'પગલી, મારુ કાર્ય સિદ્ધ થયા પછી હું તને મળવા આવીશ તારા માટે એક સુંદર માળા લેતો આવીશ. અને તુ એમ ન માનતી કે હુ તારો મનોભાવ સમજી શક્યો નથી..તુ સવારે જરૂર આવજે. એ વખતે હુ તને એક વાત કહીશ'

સંશયભર્યા મન સાથે શ્યામા ચાલી ગઈ.

કાદંબિની ભોજનનો થાળ લઈને જમવા બેઠી. આજ તે બજારમા ખૂબ ફરી હતી. એટલે ક્ષુધા પણ સારી લાગી હતી અને આજની ભોજનસામગ્રી પણ હંમેશ કરતા ઉત્તમ હતી. જમતાં જમતાં પણ તે શ્યામાના હૈયામાં ઉદ્‌ભવેલી સ્નેહભાવના વિચારી રહી હતી... તેણે એટલા માટે જ શ્યામાને સવારે બોલાવી હતી.

ભોજન પૂર્ણ કરી હાથમુખ ધોઈ તેણે ભોજનનાં ઠામ પણ ધોઈને એક તરફ મૂક્યાં. ત્યાર પછી તેણે પોતાનુ ખોગીર કાઢ્યુ. અંદર જોયુ તો અલંકારો અને સુવર્ણ ઘણુ હતુ. નવા ખરીદેલાં વસ્ત્રો ખોગીરમાં ગોઠવી દીધાં અને પછી તે શય્યામાં પડી.

વરસાદ ગાજવીજ સાથે જાણે સંગ્રામ ખેલી રહ્યો હતો સદ્‌ભાગ્યે કુટિરનુ છાપરુ એટલુ સારુ હતુ કે કોઈ સ્થળે ચુવાક થતો નહોતો. એક અર્ધખુલ્લા વાતાયનમાંથી જોરદાર વાછટ આવતી હતી પણ કાદંબિનીએ એ તરફ ધ્યાન ન આપ્યુ. તે પોતાના નૂતન જીવનનાં આશામય ચિત્રોની કલ્પના કરતી કરતી નિદ્રાના ખોળે પોઢી ગઈ

આશાનાં મનગમતાં ફૂલો વચ્ચે માનવી જ્યારે પોઢી જાય છે ત્યારે તેની નિદ્રા પણ રસભરી બની જતી હોય છે.

સૂર્યોદય પહેલાં જ શ્યામા ગરમ જળના બે હાંડા લઈને મૂકી ગઈ. ત્યાર પછી ઠંડા જળના બે હાંડા લઈ આવી અને જે ખંડમાં સંગીતકાર સૂતો હતો તેનુ દ્વાર અંદરથી બંધ હતુ એટલે શ્યામાએ બારણુ ખખડાવ્યુ.

આખી રાત વરસાદ ખૂબ પડ્યો હતો. અત્યારે કંઈક હળવો થયો હતો.

કાદંબિની આશાના સુમનપુંજમાંથી જાગી. તેણે બારણું ખોલ્યું...સામે જ શ્યામા ઊભી હતી. શ્યામાના વદન સામે જોઈને કાદંબિની કળી ગઈ કે શ્યામાએ નિદ્રા ભોગવી જ નથી. આખી રાત મનોમંથનમાં વીતાવી છે.

શ્યામાએ કહ્યું. 'સ્નાનજળ લઈ આવી છું.'

'તારી ચપળતા મને હંમેશ યાદ રહેશે..આજ હું તને એક વાત કહેવાનો છું...તારા પર વિશ્વાસ માટે. કહે, કોઈને કહીશ તો નહિ ને?'

'ના મહારાજ...'

'તો અંદર આવ...'

શ્યામા થડકતા હૈયે ખંડમાં ગઈ.

કાદંબિનીએ અંગરક્ષણ કરતા કેડિયાની કસો ખોલતાં ખોલતા કહ્યું: 'શ્યામા, તારો નિર્મળ પ્રેમ હું કદી નહિ ભૂલું...પણ દુઃખ એ છે કે હું તારા જેવી જ એક નારી છું.'

શ્યામા કાદંબિનીના ઉન્નત ઉરોજ જોઈને ચમકી ઊઠી

'મહારાજ...'

'શ્યામા, હું તારી મોટી બહેન છું, પણ આ વાત તારા હૈયામાં જ દાટી રાખજે..મારું કાર્ય સિદ્ધ થાય ત્યારે તને અવશ્ય મળીશ'

શ્યામા અવાક્ બની ગઈ હતી.

## પ્રકરણ ૧૩ મું : : આ તરુણી કોણ હશે?

ધનંજયને ઉજ્જયની છોડ્યાને આઠ દિવસ વીતી ગયા હતા પ્રથમના બે દિવસ પર્યંત બિંબિસારને કંઈક અતડું લાગવા માંડ્યું. પરંતુ તેણે સવારથી સાંજ સુધી "નગરીમાં જ ફરવાનું શરૂ કર્યું. નગરી જેમ વ્યાપાર ઉદ્યોગમાં સમૃદ્ધ હતી, તેમ રંગીલી પણ હતી વહેલી સવારે બજાર ખુલવા માંડતી અને સૂર્યાસ્ત પહેલાં મોટા ભાગની દુકાનો બંધ થઈ જતી. કારણ કે બધી બજારોના મુખ્ય વ્યાપાર જૈનોના હાથમાં હતા અને જૈનો દિવસ છતા પોતાના ભવનમાં ચાલ્યા જતા. દિવસ છતા વાળુ કરી લેવાનો નિયમ ભાગ્યે જ કોઈ જૈન પરિવાર ચૂકતો અને વાળુ કર્યા પછી થોડી વાર મહોલ્લામાં આરામથી બેસી ગપસપ મારી સહુ પ્રતિક્રમણ કરવા જતા.

પરંતુ જૈનો સિવાયના વેપારીઓ પોતાની દુકાનો રાત્રિના પ્રથમ પ્રહર પર્યંત ખુલ્લી રાખતા.

પ્રથમ પ્રહર પછી આ રંગભરી નગરીની રોનક નગરીની પૂર્વ દિશાએ આવેલા રંગબજારમાં ખીલી ઊઠતી હતી વૈશાલીના વસંત બજારને એક વાર હેઠે લાવે એવો આ રંગબજાર નિત્ય નૂતન યૌવનના મદથી છલકાઈ જતો હતો. અને નગરીના અનેક લહેરી જુવાનો અને પ્રૌઢો આ રંગબજારમાં ફરવા આવતા આ બજારના ત્રણ વિભાગ મુખ્ય

હતા. એક વિભાગમાં નર્તકીઓ રહેતી...બીજા વિભાગમાં સંગીતાઓ વસતી અને ત્રીજા વિભાગમાં ગણિકાઓ તેમ જ વારયોષિતાઓ રહેતી.

કોઈ નૃત્યની, કોઈ સંગીતની, તો કોઈ કાયાની પ્યાસ બૂઝવવા પોતપોતાના અનુકૂળ સ્થળે જતા. અને આ બધી મહેફિલ લગભગ રાત્રિના ત્રીજા પ્રહરના અંત સુધી ચાલતી હતી.

બિંબિસારને આવા બજારમાં જવું ગમતું નહોતું, એટલે તે સંધ્યા વખતે પાંથશાળામાં પાછો આવી જતો...પણ તેનું ચિત્ત સિપ્રાના સ્વચ્છ જળપ્રવાહ પ્રત્યે વધારે સ્થિર થયું હતું. એટલે તે વહેલી સવારે નવા રાખેલા દાસને લઇને સિપ્રાસ્થાનને અર્થે બહાર નીકળી પડતો.

સિપ્રાના કિનારે બે ભવ્ય જિનાલયો હતાં. અને દશ-બાર ભવ્ય શિવાલયો હતાં. બિંબિસાર કોઈ દિવસ જિનદર્શને જતો, તો કોઈ દિવસ શિવદર્શને પણ જતો.

છેલ્લા બે દિવસથી વર્ષાનો પ્રારંભ થઈ ગયો હતો. એમાંય ગઈ રાત્રે તો પુષ્કળ વરસાદ થયો હતો. અને બિંબિસારે સેવકને આજ્ઞા કરી : 'મારાં વસ્ત્રો લઈ લે...'

સેવક આ આજ્ઞાનો અર્થ સમજી ગયો હતો. તે વિનમ્ર સ્વરે બોલ્યો · 'મહારાજ, હજુ વરસાદ શાંત નથી થયો...વળી સિપ્રા પણ આજ ગાંડીતૂર બની હશે.'

બિંબિસારે કહ્યું : 'સિપ્રાના સ્નાનનો સાચો આનંદ તો એ ગાંડી બને ત્યારે જ મળે...વરસાદની કંઈ હરકત નથી'

'જેવી આજ્ઞા...પરંતુ આપનાં વસ્ત્રો...'

'છત્તર સાથે રાખજે.' કહી બિંબિસારે સિપ્રા સ્નાન અર્થે જવાની તૈયારી કરવા માંડી. તેણે થોડીક રૌપ્ય મુદ્રાઓ પોતાની કમરમાં ચડાવી દીધી. કારણ કે સ્નાન કર્યા પછી તે ત્યાં ઊભેલા બ્રાહ્મણો કે યાચકોને દસપંદર રૌપ્ય મુદ્રાઓનું દાન કરતો હતો.

દાસે બિંબિસારનાં વસ્ત્રોની એક પોટલી બાંધી અને શ્વેત કૌશેયનું છત્તર લીધું.

બંને પાંથશાળાની બહાર નીકળી ગયા.

આજ સિપ્રા તરફ જતો માર્ગ લગભગ સૂનો હતો...છતાં નિત્ય નિયમવાળા માણસો શ્રદ્ધાપૂર્વક જતાં દેખાતાં હતાં...કોઈ કોઈ શ્રીમંતો રથમાં બેસીને જતાં, કોઈ સુખપાલ કે પાલખીમાં બેસીને જતાં, પરંતુ હંમેશ જે રીતનો માનવમેળો સિપ્રાના ઘાટ ઉપર જામતો હતો, તે રીતનો ઉત્સાહ દેખાતો ન હતો.

સિપ્રાના ચંદ્રઘાટ પાસે આવીને બિંબિસારે જોયું તો નદીના બધા ઘાટો ડૂબી ગયા હતા. વેગવંત પૂરથી સિપ્રાની જુવાની જાણે મદભરી બની ગઈ હતી

સ્નાનાર્થે આવતાં લોકો માત્ર કિનારે ઊભાં રહી લોટી વડે જ સ્નાન કરી લેતાં ..અંદર કોઈ પડતું નહિ. ક્યાંથી પડે ? નદીનું પૂર આજ ભારે વેગવંતુ હતું. જેમ ધસમસતા યૌવનનો ધક્કો અસહ્ય થઈ પડે છે તેમ ધસમસતા જળપ્રવાહમાં પડવું પણ અશક્ય થઈ પડે તેવું લાગતું હતું.

દાસે કહ્યું : મહારાજ, ઘાટનું એક જ પગથિયું દેખાય છે.'

'હા...આજ સિપ્રા નદી નથી રહી .મહાકાલની કવિતા બની ગઈ છે. તું સામેના સ્તંભ પાસે ઊભો રહે ..હું સ્નાન કરી લઉં છું'

'મહારાજ, એક વિનંતિ કરું ?'

બિંબિસારે પ્રશ્નભરી નજરે સેવક સામે જોયું.

સેવકે કહ્યું .'સ્તંભ પાસે વસ્ત્રો બદલાવશો તો પાછા ભીંજાઈ જશો એ કરતા સામેના મંદિરની ધર્મશાળામાં ..'

'એમ કરીશું.' કહી બિંબિસારે પોતાનું ભીંજાઈ ગયેલું ઉત્તરીય સેવકના હાથમાં મૂક્યું અને તે વરસતા વરસાદમાં ધોતીનો કછોટો મારી સિપ્રા તરફ જોતો ઊભો રહ્યો.

બિંબિસાર સ્નાનાર્થે આગળ વધે તે પહેલાં જ પાછળથી અવાજ આવ્યો. 'દેવીનો જય થાઓ !'

બિંબિસારે પાછળ નજર કરી, ગાંધારની આઠ સ્ત્રીઓ એક પાલખી ઉઠાવીને આવતી હતી. અને ત્યાં ઊભેલા ચાર છ બ્રાહ્મણો દેવીનો જય બોલાવતા હતા.

બિંબિસારે એ પણ જોયુ કે પાલખીમાંથી એક ગોરો હાથ બહાર નીકળ્યો હતો અને તેણે કેટલીક રૌપ્ય મુદ્રાઓ બ્રાહ્મણો તરફ ફેંકી હતી.

સ્વસ્થ સુંદર અને તેજસ્વી કાયાવાળો નવજવાન બિંબિસાર જે સ્થળે ઊભો હતો તે સ્થળેથી થોડે દૂર પાલખી ઊભી રહી.

બિંબિસારના મનમાં થયુ, પોતે આ ઘાટ પર ઊભો છે એટલે કદાચ સ્નાનાર્થે આવનારી કોઈ રમણી સંકોચ પામશે...શુ કરવુ ? અન્ય ઘાટ પર જવું કે જલદી નાહીને પાછા ફરવું ?

બિંબિસાર આ પ્રશ્નનો નિર્ણય લાવે તે પહેલાં જ બાજુના ઘાટ પરથી ભારે કોલાહલ થતો સભળાયો...લોકો બોલતાં હતાં... 'બચાવો...બચાવો ..બિચારાં માજી લથડી પડ્યાં ..હાય ! હાય ! બચાવો ..બચાવો...!'

બૂમો સહુ મારતાં હતાં પણ સિપ્રામા ઝંપલાવીને વૃદ્ધાને બચાવવાનુ સાહસ જાણે કોઈનામાં નહોતુ.

બિંબિસારે સિપ્રા તરફ નજર કરી ..પૂરના પ્રવાહમાં કોઈ તણાતુ હોય તેમ દેખાયુ. તેણે કોઈ પ્રકારનો વિચાર કર્યા વગર વળતી જ પળે ધસમસતી સિપ્રામાં ઝંપલાવ્યુ.

ઘાટ પર ચંદ્રપ્રદ્યોતની માનીતી નર્તકી કામપ્રભા આવી હતી... તેણે પાલખીની જાળી હટાવીને આ સાહસિક તરફ જોવા માંડ્યુ. એ સિવાય એની દાસીઓ, પાલખી ઉઠાવનારી ગાંધારીઓ અને એ સિવાય

ત્યાં ઊભેલાં બીજા દસ-બાર માણસો અવાક્ બનીને બિંબિસાર તરફ જોઈ રહ્યાં.

બિંબિસારનો સેવક સ્તંભ પાસેથી હાંફળો હાંફળો થતો કિનારા પાસે આવી ગયો અને 'મહારાજ ..મહારાજ'ની બૂમો પાડવા માંડ્યો.

કામપ્રભાએ પોતાની એક પરિચારિકાને નજીક બોલાવી કહ્યું : 'પેલા દાસ પાસે જા આવા પૂરમાં પડનાર આ નવજવાન પુરુષ કોણ છે વેની તપાસ કર.'

દાસી તરત બિંબિસારના સેવક પાસે પહોંચી ગઈ અને બોલી : 'આવા પૂરમાં ઝંપલાવનાર આ પુરુષ કોણ છે ?'

'મારા માલિક છે. અરેરે. એમનું શું થશે ? આ પૂરમાં તેઓ ક્યાય દેખાતા નથી.'

દાસીએ કહ્યું . 'તારા માલિકનું નામ શું ?'

'જયકીર્તિ ..'

'તેઓ ક્યાં રહે છે ?'

સેવકે પાથશાળાનું નામ આપ્યું. દાસીને આશ્ચર્ય થયું ..તે પાછી વળી. કામપ્રભા સ્થિર નજરે સિપ્રાના ઉત્તાલ તરંગો તરફ જોઈ રહી હતી. એકાએક લોકોએ હર્ષધ્વનિ કર્યો કામપ્રભા પણ વરસતા વરસાદનો ભય રાખ્યા વગર પાલખીમાંથી બહાર નીકળી અને પુલકિત નજરે સિપ્રાના જળપ્રવાહ તરફ જોવા માંડી

તેણે જોયું, સુંદર નવજવાન કોઈને ઉઠાવીને મહામહેનતે ઘાટ તરફ તરતો તરતો આવી રહ્યો છે

આસપાસના બંને ઘાટો પરથી હર્ષના નાદો સંભળાઈ રહ્યા હતા ..

કોઈ, 'શાબાશ નવજવાન, ધન્ય છે તારી જનેતાને,' એમ કહેતું તો કોઈ, 'શાબાશ દોસ્ત,- શાબાશ !' એમ કહેતું.

બિંબિસાર મહાપ્રયત્ને ડૂબેલી બાઈને ખેંચતો ઘાટ તરફ આવતો હતો. પૂરનો વેગ ઘણો હોવાથી વેગને અનુકૂળ રહીને તે તરી રહ્યો હતો. અને લોકોના આશ્ચર્ય વચ્ચે તે ચંદ્રઘાટની પેલી તરફના કૃષ્ણ ઘાટે જઈ પહોચ્યો. કિનારે ઊભા રહેલા એક નવજવાન બ્રાહ્મણે બિંબિસારનું કાંડું પકડયુ.

બિંબિસાર ખૂબ જ થાકી ગયો હતો છતાં તેણે તણાયેલાં માજીને મહામહેનતે લોકોના હાથમા સોંપ્યાં અને પોતે કિનારે આવી ગયો.

વૃદ્ધાના પ્રાણ હજી ઓલવાયા નહોતા ..પણ પાણી ઘણુ પિવાઈ ગયુ હોવાથી સભાન નહોતા. બે ચાર માણસોએ વૃદ્ધાના પેટમા ગયેલુ પાણી કાઢવાનો પ્રયત્ન શરૂ કર્યો.

બિંબિસારનો સેવક દામોદર ચંદ્રઘાટ પાસેથી દોડતો આ તરફ આવવા માંડ્યો.

૩૫, યૌવન અને કલાની રાણી કામપ્રભા એકધ્યાને કૃષ્ણઘાટ તરફ જોઈ રહી હતી, પરંતુ નવજવાન દેખાતો નહોતો

બિંબિસાર ઘાટના છેલ્લા પગથિયા ઉપર બેસી ગયો હતો તેની આસપાસ ચાર છ માણસો ઊભા હતા. અને બિંબિસારની સુવર્ણ જેવી કાયાને મસળી રહ્યા હતા.

આ તરફ, વૃદ્ધાએ આંખો ખોલી ચારે તરફ જોવા માંડયુ .. ત્યા તો જે ઘાટ પરથી તે પડી ગઈ હતી તે ઘાટે ઊભેલી એમની સાથે આવેલી ચાર છ સ્ત્રીઓ કૃષ્ણઘાટ પર આવી ગઈ.

ડોશીમા લગભગ સાઠ વર્ષની ઉમરના હતાં...તેમનો જીવનદીપ બુઝાતો બચી ગયો હતો.

બિંબિસાર સ્વસ્થ થઈ ગયો અને ઊભો થયો. લોકોએ તેનો પરિચય જાણવાની ઇંતેજારી દર્શાવી.

બિંબિસારે કહ્યું . 'મારું નામ જયકીર્તિ છે...હું મગધનો

વણિક છુ. અહી ધધાર્થે આવ્યો છુ.'

ત્યા તો દામોદર આવી ગયો.

વરસાદ વરસતો હતો તેનુ જોર હળવુ થઈ ગયું હતુ. પણ વસ્ત્રો બદલાવી શકાય તેવી કોઈ જગ્યા ઘાટ પર હતી નહિ

બિબિસારે દામોદર સામે જોઈને કહ્યુ: 'દામુ, ચાલ આપણે સામેના શિવાલયમાં જઈએ'

બને ચાલતા થયા

દામુના હાથમા છત્તર હતુ...પણ બિબિસારે છત્તરનો ઉપયોગ ન કર્યો કારણ કે તેને પલળવા જેવું કશુ બાકી રહ્યુ નહોતુ.

ચદ્રઘાટ પર ઊભેલી કામપ્રભાએ પોતાની મુખ્ય પરિચારિકાને બોલાવી કહ્યુ. 'પ્રીતિ, આજ સધ્યા પછી તુ પૂર્વી પાંથશાળામાં જજે અને જયકીર્તિને બોલાવી લાવજે. એના સાહસને મારે પુરસ્કૃત કરવુ છે'

'જી..' કહીને પ્રીતિએ મસ્તક નમાવ્યું.

ત્યાર પછી કામપ્રભાએ સિપ્રાના કાઠે ઊભા રહી સ્નાન કર્યું. સ્નાન કરતા કરતાં તેનુ મન નવજવાન જયકીર્તિની સશક્ત કાયાને જ જાણે નિહાળી રહ્યુ હતુ.

બિબિસારે શિવાલયની નાની ધર્મશાળામાં વસ્ત્રો બદલાવીને દામુ સામે જોતા કહ્યુ. 'દામુ, હુ અહી બેઠો છુ, તુ નાહીને સત્વરે આવ...'

'મહારાજ, મે તો વરસાદથી જ નાહી લીધુ છે...'

બિબિસારે કહ્યુ 'ગાડા, છત્તર નીચે ઊભા રહી કોઈ નહાઈ શકતુ હશે? જા..ગગાને કિનારે આવીને પાછા જવુ એ એક કમભાગ્ય ગણાય મારે ઉતાવળ નથી'

બિબિસારના ભીના વસ્ત્રો લઈને તે ચાલ્યો ગયો.

વરસાદ ધીમો થઈ ગયો હતો. પરંતુ વાદળ એવા ને એવાં હતા. સૂર્ય ક્યાં સુધી આવ્યો હતો એ કલ્પી શકાતું નહોતું...

બિંબિસાર આકાશ સામે જોવા માંડ્યો...

અને પ્રિયતમાનું સ્મરણ મેઘમંડિત વાદળદળો વચ્ચે મનોભાવમાં છલકી ઊઠ્યું...

ખેપિયો પહોંચી ગયો હશે. પત્ર વાંચીને પ્રિયતમા આનંદ-મગ્ન બની ગઈ હશે...હવે તો એનો સંદેશો પણ આવી પહોંચ્યો હશે

ઓહ્, વર્ષાના મીઠા અંધકારમાં દેવી અમ્બપાલીનાં નયનો વીજળી સમાં તેજસ્વી દેખાતાં હતાં...કેટલી માધુરી...કેટલો પ્રેમ... કેટલી ભાવના...!

દેવી અમ્બપાલીની કલ્પનામાં બિંબિસાર સ્થળ સમય ભૂલી ગયો. દામોદરે આવીને કહ્યું: 'મહારાજ, પધારો.' ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે પોતે સિપ્રાને કિનારે એક ધર્મશાળાની ઓસરી પર ઊભો હતો અને મીઠા અંધકારમઢ્યા દિવસના પ્રથમ પ્રહરે પ્રિયતમાનાં સ્મરણો ઝીલી રહ્યો છે.

બંને પાંથશાળા તરફ ચાલતા થયા.

વરસાદ રહી ગયો હતો. લોકોની અવરજવર વધી પડી હતી. મુખ્ય બજારની દુકાનો આગળ ખરીદનારાઓની ભીડ જામવા માંડી હતી.

બે દિવસ પહેલાં બિંબિસાર આ મુખ્ય બજારમાં આવેલો ત્યારે તેણે સાંભળ્યું હતું કે, મુખ્ય બજારની કોઈ ગલીમાં એક ભવ્ય જિનાલય છે...એની પ્રતિમા ભારે ચમત્કારિક અને તેજસ્વી છે.. પ્રતિમાના મસ્તક પર કોઈ દેવ અવારનવાર અદૃશ્યપણે પુષ્પવૃષ્ટિ કરી જાય છે.

એ કઈ ગલી હશે! તેણે ત્યાંથી જતા એક ગૃહસ્થ જેવા દેખાતા

માણસને પૂછ્યુ . 'મહાશય, હુ પરદેશી છુ ...મે સાંભળ્યુ છે કે આટ-લામાં એક ભવ્ય જિનાલય છે ..'

'હા . ચિંતામણિ પાર્શ્વનાથનુ પ્રખ્યાત જિનાલય છે...આપ સીધા જાઓ ..જમણા હાથ ઉપર શેરી આવે છે તેમાં વળી જજો . થોડે દૂર જતાં જ એક મોટો ચોક આવશે.. અને સામે જ ભવ્ય જિનાલય દેખાશે.'

બિંબિસાર આભાર માનીને આગળ ચાલવા માંડ્યો.. થોડે જતાં જ જમણા હાથ પર એક શેરી આવી. આટલો વરસાદ થયો હોવા છતાં કોઈ સ્થળે કીચડ દેખાતો નહોતો. બિંબિસાર આનુ કારણ સમજી ગયો હતો. નાનો મોટો દરેક માર્ગ લાલ પથ્થરનો જ બાંધેલો હતો. કાદવ થવાની કોઈ શક્યતા જ નહોતી.

બિંબિસાર ચોકમાં આવ્યો અને તેના કાન પર ઘંટાનાદ સંભળાયો...

પ્રાસાદના મુખ્ય દ્વારમાંથી એક સોળ વરસની સુંદરી બહાર નીકળી રહી હતી. તેની પાછળ એક સખી હાથમાં ખાલી થાળ લઈને કંઈક વાતો કરતી કરતી આવતી હતી

બિંબિસાર અવાક્, નિસ્પંદ અને અચળ બનીને જોઈ રહ્યો.

એ તરુણી નજીક આવી અને એની નજર પણ સ્વાભાવિક રીતે એકનજરે જોઈ રહેલા બિંબિસાર તરફ ગઈ...

બિંબિસારનાં નયનો આપોઆપ નીચે ઢળી પડ્યા ..

સુંદરી બાજુમાથી જ પસાર થઈ ગઈ.

બિંબિસારના મનમાં થયુ , રૂપની જ્વાળા વિશ્વમાં ઘણી હોય છે, રૂપની માધુરી તો ક્વચિત જ હોય છે ! પણ આ તરુણી કોણ હશે !

## પ્રકરણ ૧૪ મું : : કામપ્રભાને ત્યાં

ઘણી વાર એવુ બને છે કે આખ સામે આવેલી વસ્તુ માત્ર પાંપણ પર ન રહેતાં હૈયામાં ઊતરી જાય છે...અને હૈયામા હલચલ મચાવે છે.

અમ્બપાલીના પ્રણયબધનથી ધન્ય બનેલો બિંબિસાર શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુના મંદિરના દ્વારમાથી નીકળતી એક અનિદ્ય સુંદરી તરુણીને જોઈને ખરેખર અવશ બની ગયો હતો.

આ તરુણી કોણ હશે એ પ્રશ્નનુ નિરાકરણ તે મેળવી શક્યો નહોતો. કારણ કે સુંદરી તો ચાલી ગઈ હતી અને પોતે તરુણીના વિચારમા ને વિચારમાં ત્યા જ ઊભો રહી ગયો હતો. તરુણી અદશ્ય થયા પછી તેના મનમાં થયુ, અરે...આ દેવકન્યા કોણ હશે?

પરાયી કન્યા કે નારી અગે પૂછપરછ કરવી તે શોભાસ્પદ તો ન જ ગણાય...! એક નિઃશ્વાસ નાખીને બિબિસાર મદિરમાં ગયો.

આજે તેનુ મન આ તરુણીને જોયા પછી જાણે ખોવાઈ ગયુ હતુ.

ખરેખર, પુરુષોની મોટામા મોટી પામરતા કોઈ પણ હોય તો તે આ એક જ છે. દેવી અમ્બપાલી સમી અલબેલી સુંદરીનો સ્વામી હોવા છતાં આજ તેના ચિત્તને એક અજાણી તરુણી પરવશ બનાવી ગઈ હતી!

સંસારમાં પુરુષોનાં હૃદય ગમે તેટલાં કઠોર હોય છતાં કમજોર હોય છે! અસ્થિર હોય છે! ચંચળ હોય છે! એના પ્યારની પાંપણુ પળે પળે રંગભરી બનતી હોય છે. એકને દિલ આપ્યું...વળતી પળે બીજાને પણુ દિલ આપી બેસે છે. એકને વચન આપે કે, તું જ મારો સથવારો છે...તારા સિવાય અન્ય કોઈમાં મારું ચિત્ત વસી શકે તેમ નથી! આ જ પુરુષ વળતી પળે અન્યને પણુ આથીયે ભવ્ય વચન આપી બેસે છે.

બિંબિસાર દેવકન્યા સમી તરુણીનો વિચાર કરતો કરતો પાંથશાળામાં આવ્યો ત્યારે વૈશાલી ગયેલો ખેપિયો આવી ગયો હતો.

પ્રિયતમાનો સંદેશો લાવેલા ખેપિયાને જોતાં જ બિંબિસારના મનને પરવશ કરી ચૂકેલી તરુણીની યાદ વેરાઈ ગઈ..ચિત્ત પ્રસન્ન બની ગયું. ખેપિયાએ દેવી અંબપાલીએ લખી આપેલ પત્રવાળી તામ્રની ભૂંગળી બિંબિસારના હાથમાં સોંપી.

પ્રિયાનો સંદેશ! જેની ઝંખના અંતરમાં રહ્યા કરતી હતી તે સંદેશ!

બિંબિસારે ખેપિયાને પાંચ સુવર્ણમુદ્રાઓ આપી ..ખેપિયો નમસ્કાર કરીને વિદાય થવા અગ્રસર થયો. બિંબિસારે તેને પાછો બોલાવીને કહ્યું 'સાંભળ ..'

'જી ..આજ્ઞા'

'બે દિવસનો વિશ્રામ લઈને તું પાછો જઈ શકીશ?'

'હા, મહારાજ.'

'સારુ...બે દિવસ પછી આવજે.' કહી બિંબિસારે તામ્રની ભૂંગળી ખોલવી શરૂ કરી.

ખેપિયો પુન. વંદન કરીને વિદાય થયો.

દામોદરે કહ્યું : 'મહારાજ, ભોજનનો થાળ આવી ગયો છે.'

'હમણાં જ આવુ છુ.' કહી બિંબિસારે પ્રિયતમાએ લખેલો પત્ર બહાર કાઢયો.

મોતી જેવા સ્વચ્છ અક્ષરો ..!

તેણે કાગળ વાંચી લીધો...ફરી વાર વાંચ્યો ..અમ્બપાલી લખતી હતી.

'પ્રાણવલ્લભ, પ્રાણથીયે અધિક પ્રિય પ્રાણેશ્વર, મારી આશાઓનાં અમૃત સમાન, પરમ હિતેષી પૂજ્ય સ્વામીનાથની સેવામાં. ચરણોની દાસી અમ્બપાલીનાં નમસ્કાર...

વિરહાગ્નિ વડે શુષ્ક અને રસહીન બનેલી પૃથ્વી જેમ મેઘની આશાએ આભ સામે સાનભાન ભૂલીને જોતી હોય છે, તે જ રીતે હુ આપના સ દેશની રાહ જોતી હતી.

પૃથ્વીને જેમ ગ્રીષ્મ ઋતુ ભારે દુઃખદાયક નીવડે છે તેમ આપનો વિયોગકાળ મારા માટે પણ એટલો જ દુઃખદાયક થઈ પડ્યો છે.. એવા પરિતાપવાળા કાળમાં આપનો પત્ર પ્રાપ્ત થતાં અને વાંચતાં મારા પ્રાણને શબ્દોમાં ન કથી શકાય એવી પ્રેરણા મળી છે.

પ્રાણેશ, વિયોગિની નારીનો અભિનય મે ઘણી વાર નૃત્ય દ્વારા કર્યો છે. પર તુ વિયોગિનીના અ તરની અનુભૂતિની વેદના તો આપના ગયા પછી જ ભોગવી રહી છુ ! કેવી ભય કર વેદના ! કવિ કાવ્યમાં રજૂ ન કરી શકે, અનુભવી વાણીમાં કથી ન શકે અને...હું પણ કેવી રીતે દર્શાવુ ? હૈયું બહાર કાઢીને મોકલી શકાતુ હોત તો આ પત્રવાહક સાથે જ મોકલી આપત, અને આપ મારી વ્યથાનુ સ્વરૂપ જોઈ શકત...પર તુ લાચાર છુ ...

આપ ઉજ્જયની પહોંચી ગયા છો અને ત્યાં જ દીવાળી સુધી રહેવાના છો, એ જાણ્યું...પણ આપ અહીં આવી શકો છો. ષડ્યંત્ર શોધાઈ ગયું છે. આપ સર્વથા નિર્દોષ હતા એવી ખાતરી સર્વને

થઈ ગઈ છે. આપની વિદાય પછી કુમાર શીલભદ્ર મૃત્યુ પામ્યો હતો. અને આ કાર્ય કોઈ વિષકન્યાનુ જ હતુ...વિષકન્યા કોણ હતી તે સ્પષ્ટ થઈ શક્યુ નથી...પરતુ તે ચાલી ગઈ હોય એમ લાગે છે. હવે, આપના માટે વૈશાલી નિષ્કલંક બની ગયુ છે આપ સત્વર અહી આવી જજો ..હુ આપના આગમનની પ્રતીક્ષા કરી રહી છુ. આપ જરાયે વિલબ કર્યા વગર પ્રિયતમાનાં આંસુ લૂછવા આવી જજો.

સ્વામી, મારુ આરોગ્ય સારુ છે...ખૂબ સારુ છે...માત્ર આપના વિયોગથી ઉદાસ બનીને પડી રહું છુ. આપનુ આરોગ્ય અતિ ઉત્તમ છે એ જાણીને મને ઘણો જ હર્ષ થાય છે પણ આપના ભોજન વગેરેની વ્યવસ્થા બરાબર ક્યાંથી હોય? પાંથશાળામા રહેવુ, વીશીનુ જમવુ, વણિકના રૂપે ફરવુ, આ બધુ આપને ક્યાંથી અનુકૂળ આવે? હવે આ બધી વ્યથાનો અત આવી ગયો છે...આપની દાસીને ઝુલાવવા સત્વર આવતા રહેજો.

આપ તો જાણો છો કે આપના મધુર સ્મરણને ઉદરમાં સાચવી રહી છુ. વૈદરાજનો ઔષધ પ્રયોગ પણ ચાલે છે મારી સખીઓ અને પરિચારિકાઓ મને પ્રસન્નચિત્ત રાખવાનો ખૂબ જ પ્રયત્ન કરી રહેલ છે.. પરતુ આપનો વિયોગ મારા મનને ખૂબ જ વ્યથા આપે છે. એ વ્યથા દૂર કરવાનુ આપનુ કર્તવ્ય આ પત્ર વાંચીને આપ અવશ્ય પૂરુ કરશો એવી મારી શ્રદ્ધા છે

વર્ષાનો સમય છે એટલે આપ અશ્વ પર ન આવતા...કોઈ રથ મેળવીને આવજો.

આપની મહાબિબ વીણા મારા શયનગૃહમાં જ રાખી છે. ઘણી વાર એ વીણા જોઈને હૈયુ ભરાઈ આવે છે. જે વીણા પર નાચતી આપની કલાએ આપણા મિલનની માધુરી બિછાવી હતી, તે વીણા આજે આપના વગર વિયોગિની નારી માફક મૌન રુદન વચ્ચે પડી છે।

પ્રિયતમ, આપની વીણા જેવી જ આપની પ્રિયાની પરિસ્થિતિ છે...સ્વર નથી, રસ નથી, આનંદ નથી, ઊર્મિ નથી, કાવ્ય નથી, કે...

બસ, હવે આપ અહીં જ આવો...મુરઝાઈ ગયેલી રસ-બહારને સજીવન કરવા આપ સત્વર પધારો. આપના વગર મને સંસારમાં કોઈ રસ દેખાતો નથી...પળે પળ મારે યુગ યુગ જેવડી થઈ પડી છે...'

પત્ર વારવાર વાંચવા છતાં બિંબિસારને સંતોષ નહોતો થતો.

દામોદરે બીજી વાર આવીને કહ્યું. 'મહારાજ, ભોજન ઠરીને સાવ ઠામ થઈ જશે'

'ઓહ્.' કહી બિંબિસાર ઊભો થયો...પ્રિયાનો પ્રેમપત્ર પુનઃ ત્રાંબાની ભૂંગળીમાં મૂકયો અને તે ભૂંગળી પોતાની શય્યાના ઓશીકા તળે મૂકી જમવા માટે ગયો.

ભોજનનો થાળ સાવ ઠરી ગયો હતો...પરંતુ આજ તેને ભૂખ સખત લાગી હતી અને પ્રિયાના સંદેશનો આનંદ હૈયામાં ખૂબ જ ઉભરાતો હતો.

ભોજનથી નિવૃત્ત થઈને તેણે નાના છતાં સ્વચ્છ ખંડમાં આંટા માર્યા...પ્રિયાને શું લખવું, ત્યાં જવું જ જોઈએ...પરંતુ ના .. ના...લિચ્છવીઓમાં અસહનશીલતા પુષ્કળ છે...અને મારાથી સપ્તભૂમિ પ્રાસાદમાં નિષ્ક્રિય બનીને કેટલો વખત રહી શકાય? વિરહની વ્યથા એને જેટલી સહવી પડે છે તેટલી જ મારે પણ સહવાની છે .. પરંતુ દેવી અમ્બપાલી પાસે ત્યારે જ જવું ઉચિત છે જયારે મારા પુરુષાર્થના બળે હું તેને લાવીને મારી હૃદયરાણી તરીકે મારા જ કોઈ ભવનમાં રાખી શકું ! જનપદ કલ્યાણીનું પદગૌરવ પગ તળે કચરીને અમ્બપાલી બિંબિસારની અર્ધાંગના બને એ જ એના અને મારા ગૌરવનો ઉકેલ છે !

આંટા મારતાં આવા અનેક વિચારો આવવા માંડ્યા. ત્યાર પછી તેણે ફરી પત્ર કાઢીને વાચન શરૂ કર્યું...શય્યામાં આડે પડખે પડીને.

આજ બજારમા જવાની ઇચ્છા ન થઈ. પત્રનો ઉત્તર શો આપવો એ વિચાર એના ચિત્ત માટે અગત્યનો બની ગયો. છેવટે તેણે નક્કી કર્યું દિવાળી પછી સ્થિર થવાનુ. પુરુપાર્થ કરવો અને પછી ઘણા માન સાથે દેવી અમ્બપાલીને અને નૂતન અતિથિને લઈ આવવાં .. લિચ્છવીઓની આંખમાથી ધૂળ છાંટીને, એના ગૌરવનુ ખ ડન કરીને પ્રિયતમાને વૈશાલીની બહાર મુક્તિની હવામા હૃદયના સિ હાસન પર પ્રતિષ્ઠિત કરવી.

ઘણા ઘણા વિચાર કરવા છતાં બિ બિસારને આ એક જ ઉકેલ ગૌરવભર્યો દેખાયો.

સાંજ પડી.

શાંત થયેલો વરસાદ પુન ગાજવીજ સાથે શરૂ થયો.

અને આવા વરસાદમાં એક રથ પાંથશાળામાં દાખલ થયો.

રથને જોતાં જ પાંથશાળાનો સ ચાલક વરસાદ વચ્ચે દોડીને ત્યાં પહોંચ્યો કારણ કે દેવી કામપ્રભાનો રથ અને સારથિ બ નેથી તે પરિચિત હતો.

રથમા પ્રીતિમતી બેઠી હતી. પાંથશાળાના સ ચાલકે અભિવાદન કરતાં કહ્યુ : ‘ શી આજ્ઞા છે ? ’

પ્રીતિમતીએ કહ્યુ . ‘ જયકીર્તિ નામના કોઈ પરદેશી અહી ઊતર્યા છે ? ’

‘ હા દેવી સામે ઉપરના મજલે છે કઈ કામ છે ? ’

‘ હા, અતિ મહત્ત્વનુ કામ છે...મને એમની પાસે લઈ જાઓ.’ પ્રીતિમતીએ કહ્યુ.

'દેવી, વરસાદમાં આપ પલળી જશો...હું જ એમને બોલાવી લાવું છું.'

'ના...મારે જ જવુ જોઈએ.' કહી પ્રીતિમતી રથમાંથી નીચે ઊતરી. એક દાસ પણ છત્તર લઈને નીચે ઊતર્યો.

બિંબિસાર પોતાની શય્યા પર બેઠો હતો. આજ સવારે જે તરુણીને જોઈ હતી તે તરુણી તેના ચિત્તને વલોવી રહી હતી. તેના મનમાં એમ જ થતું હતું કે પૂર્વ ભારતમાં દેવી અમ્બપાલીથી વધારે રૂપવાન કોઈ નારી સાંભળવામાં આવી નથી અને આ તરુણી દેવી અમ્બપાલી કરતાંયે રૂપમાધુરીમાં સવાઈ લાગી...કોણ હશે? કોની કન્યા હશે? એક વાર જોયા પછી શા માટે નયનોમાંથી ખસતી નથી?

આવા વિચારો વચ્ચે બેઠેલા બિંબિસાર સમક્ષ દામોદર આવ્યો અને બોલ્યો : 'મહારાજ, આપને મળવા કોઈ દેવી પધાર્યાં છે'

'દેવી?' બિંબિસારનાં નયનોમાં આશ્ચર્ય ઊભરાયુ. આવા વરસાદમા અને મારા જેવા અજાણ્યાને કોણ મળવા આવે?'

તે ઊભો થઈ ગયો...ત્યા તો પાંથશાળાનો પ્રબંધક પ્રીતિમતીને લઈને ખંડમાં દાખલ થયો ..અને બોલ્યો. 'શેઠજી, મહાદેવી કામપ્રભાના મુખ્ય પરિચારિકા આપને મળવા આવ્યાં છે!'

'મને?'

'જી હા ..જયકીર્તિ આપ જ છોને?' પ્રીતિમતીએ મસ્તક નમાવી કહ્યું.

'હા...શી આજ્ઞા છે?' બિંબિસારે પ્રશ્ન કર્યો.

ખંડમાં બેસાડી શકાય એવું કોઈ વધારાનુ આસન હતુ નહિ. દામોદર પ્રીતિમતીને ઓળખી ગયો હતો. આજ સવારે ક્ષિપ્રાતટે આ બહેને જ પૂછપરછ કરી હતી. પણ તે કશું બોલ્યો નહિ ..બહાર ચાલ્યો ગયો. પ્રબંધક પણ મસ્તક નમાવીને બહાર નીકળી ગયો.

પ્રીતિમતી ઊભી જ રહી હતી. તે મૃદુ મધુર સ્વરે બોલી: 'શેઠજી, આજ સવારે આપે એક વૃદ્ધાનો પ્રાણ બચાવ્યો હતો... જીવને જોખમમાં મૂકીને...મહાદેવી કામપ્રભા એ વખતે ત્યાં જ હતાં. આપના આવા ઉત્તમ કાર્યને જોઈને આપને એમની પાસે લઈ આવવા તેઓએ મને મોકલી છે.'

'મહાદેવી કામપ્રભા? દેવી, હુ આ નગરીથી અપરિચિત છુ, એટલે ..'

વચ્ચે જ પ્રીતિમતીએ કહ્યું: 'મહાદેવી આપ સમા સાહસિકને અભિનદવા ઇચ્છે છે...હું રથ લઈને જ આવી છું...આપ મારી સાથે જ પધારો...'

બિબિસાર ભારે દ્વિધામાં પડી ગયો. એક અજાણી સ્ત્રી પાસે શા માટે જવુ જોઈએ? મે એવુ તે કયુ સાહસ ખેડયુ હતુ કે જે અભિનદનને પાત્ર હોય? કર્તવ્ય અને ફરજને પુરસ્કાર હોઈ શકે નહિ ..!

બિબિસારને વિચારમગ્ન બનેલ જોઈ પ્રીતિમતીએ કહ્યું: 'શેઠજી, આપ કોઈ પ્રકારની ચિતા ન કરશો. આપને હુ જાતે જ અહીં સુખરૂપ મૂકી જઈશ.'

'ઓહ! તો તો આવી મહાન નારી પાસે મારા જેવા નાનો માનવી આવી જ ન શકે...મને ક્ષમા કરો.' બિંબિસારે કહ્યું.

'શેઠજી, આપ કોઈ પ્રકારનો સકોચ ન રાખો ..મારી સાથે જ પધારો'

બિબિસાર આ મૂંઝવણનો ઉકેલ શોધી શકયો નહિ ..અને પ્રીતિમતીના ભાવભર્યા આગ્રહને વશ થઈ તેની સાથે ગયો.

દામોદર પાંથશાળામા રોકાઈ રહ્યો.

વરસાદ ખૂબ વધી ગયો હતો. બધ રથને આડો પડદો હોવા છતાં, કૌશેયની ગૂથેલી જાળી વાટેથી વાછટ આવતી હતી...

: રથ એક પરિકામાં દેવી કામપ્રભાના વિશાળ ભવનના સુંદર પ્રાંગણમા ઊભો રહ્યો.

પ્રીતિમતી રથમાથી નીચે ઊતરતા બોલી : 'શેઠશ્રી, પધારો. .'

એક સેવક છત્તર લઈને આવી ગયો હતો. ભવનનાં પગથિયાં ચડીને બંને ઓસરીમાં આવ્યા.

એક પરિચારિકાએ પ્રીતિમતી સામે આવીને કહ્યું. 'મહાદેવી એમના શૃગાર ખંડમાં જ અતિથિદેવની રાહ જોતા બેઠાં છે...આપ આયુષ્યમાનને ત્યાં જ લઈ જજો !'

પ્રીતિમતીએ દાસીને કહ્યું: 'મહાદેવીને તું ખબર આપ...હું શ્રીમાનને લઈને ત્યાં જ આવું છું.'

પરિચારિકા ઉતાવળી ગતિએ ચાલી ગઈ.

પ્રીતિમતી જયકીર્તિને આદરભાવપૂર્વક ઉપર જતી સોપાનશ્રેણી તરફ લઈ ગઈ.

બિંબિસારે જોયું, મકાન તો ઘણું ભવ્ય હતું, સુંદર હતું. આંખને ઊડીને વળગે તેવી ચારે તરફ સજાવટ પણ હતી...પરંતુ વૈશાલીના સપ્તભૂમિ પ્રાસાદ જેવી શોભા છે જ નહિ.

ઉપર પહોંચતાં જ એક ખંડમાં કોઈ વીણા બજાવતું હોય તેમ બિંબિસારને સમજાયું...અને વીણાના તારમાંથી છૂટતી સ્વરલહરી બિંબિ-સારના ચિત્તને કંઈક અસ્વસ્થ બનાવી રહી હતી. એના મનમાં થયુ... આ રીતે વીણાનું અપમાન કોણ કરતું હશે ?

કલાકાર કલાનો દોષ કદી સહી શકતો નથી તેણે પ્રીતિમતીને કહ્યું : 'બહેન, આ વીણા કોણ બજાવે છે ?'

'વીણાવાદક આર્ય સુપ્રભ આવ્યા લાગે છે.'

ત્યાં તો શૃંગાર ખંડ આવી ગયો...એક પુષ્પમાળા લઈને કામપ્રભા દ્વારમાં જ ઊભી હતી.'

બિંબિસારની નજર ગઈ, રૂપ હતુ, યૌવન હતુ, મસ્તી હતી, પરંતુ જીવનની સૌરભ નહોતી.

બિંબિસારે કામપ્રભા સામે બે હાથ જોડી મસ્તક નમાવ્યુ

કામપ્રભાએ બિંબિસારના કંઠમાં પુષ્પમાળા આરોપતાં કહ્યુ : 'આપનું સ્વાગત કરીને આજ હુ ધન્ય બની...અંદર પધારો !'

બિંબિસાર કામપ્રભાની પાછળ શૃંગાર ખંડમાં ગયો.

## પ્રકરણ ૧૫ મું : : મનની મનમાં રહી ગઈ

કામપ્રભાનો શૃંગાર ખંડ ઘણો જ સ્વચ્છ, સુંદર અને યૌવનવિલાસની ઊર્મિ સમો હતો.

ખંડમાં એક તરફ સુવર્ણનાં આસનો ગોઠવેલાં હતાં...ફરતી દીવાલો પર કામરંગનાં વિવિધ ચિત્રો ટીંગાડેલ હતાં ..ખંડની મધ્યમાં એક પુષ્પરાગ મણિના જડતરથી શોભી રહેતી ચતુષ્પદી પર રતિ અને કામદેવની આલિંગનબદ્ધ ગુલાબી આરસની મૂર્તિ પ્રત્યેકનુ ધ્યાન ખેંચી રહી હતી.

ખંડના મધ્યભાગમાં છત પર એકસો દીપિકાવાળી દીપમાલિકા લટકાવવામાં આવી હતી અને એનો પ્રકાશ સમગ્ર ખંડને ભીંજવી રહ્યો હતો ..એ સિવાય બે નાની દીપમાલિકાઓ ખંડના બે ખૂણામા પ્રકાશપુંજ સમી શોભતી હતી એ બંને દીપમાલિકાઓની બાજુમાં જ અષ્ટદશગંધ નામનો ધૂપ બે ધૂપદાનીઓમાં ધૂમ્રછટા બિછાવી સૌરભ વેરી રહ્યો હતો.

કામપ્રભાએ બિંબિસારને એક આસન પર બેસવાની વિનતી કરી. બિંબિસાર એક આસન પર બેઠો અને બોલ્યો : 'દેવી, મારા જેવા સામાન્ય માણસને આટલુ સન્માન...'

વચ્ચે જ કામપ્રભાએ મધુર સ્વરે કહ્યું : 'શ્રીમાન, આપને સામાન્ય માનનારને હું કદી બુદ્ધિવાળા ન કહું. આપ કોઈ છદ્મશા હશો એમ કહી હું આપની પર કશો આરોપ મૂકવા નથી માગતી...પરંતુ આપ કોઈ ઉચ્ચકુલોત્પન્ન છો એમાં મને જરાયે શંકા નથી આજે સવારે જીવન અને જીવનની તમામ આશાઓને હોડમાં મૂકીને એક વૃદ્ધાનો પ્રાણ બચાવનાર નવજવાન સામાન્ય હોય નહિ, આપનુ ભવ્ય લલાટ, વિરાટ વક્ષ:સ્થળ, તેજસ્વી નયનો, ગંભીર મુખાકૃતિ ..આ શુ સામાન્ય માનવીને સંભવે ?'

બિંબિસાર આ શબ્દોથી ચમક્યો. આ નારી કેટલી ચતુર છે ? માત્ર આકૃતિ પરથી કેટલી પરખ કરી શકે છે ? તે એવા ને એવા ગંભીર છતાં વિનયભર્યા ભાવે બોલ્યો : 'દેવી, જેની આંખમાં અમી હોય તે સર્વને ઉત્તમ જ નિહાળે છે. હુ ઉચ્ચકુલોત્પન્ન છું એ આપનું અનુમાન સાચુ છે...પરંતુ કર્મની વિપરીત ગતિને વશ થઈને મારે આ નગરીમાં આવવું પડ્યું છે...આજ સવારે મેં એવું કોઈ મોટુ કાર્ય નથી કર્યું, જે પ્રશંસાને પાત્ર હોય ! મગધના એક ગામડામાં રહેતો હતો...ગંગામા તરવાની નાનપણથી ટેવ હતી...મે કેવળ મારી ફરજ બજાવી હતી.'

'આપનાં માતાપિતા...'

'માતા નથી...પિતાજી છે...ઘરનાં દુ:ખના લીધે મારે દેશ છોડવો પડ્યો છે.'

કામપ્રભા બે પળ સ્થિર નજરે જોઈ રહી...ત્યાર પછી બોલી : 'આપનાં પત્ની...'

બિંબિસાર કશું બોલ્યો નહિ, નીચું જોઈ ગયો.

કામપ્રભા કંઈ વિશેષ પ્રશ્ન કરે તે પહેલાં બે પરિચારિકાઓ ઉત્તમ ખાદ્ય સામગ્રીના બે થાળ લઈને આવી પહોંચી.

એક ત્રીજી પરિચારિકાએ બંનેનાં આસન સામે બાજઠ મૂકી દીધા

બિંબિસાર ભોજન સામગ્રીના થાળને જોઈને જ ચમકી ઊઠયો હતો. આટલી બધી સામગ્રી શા માટે? પણ તે કશું બોલ્યો નહિ.

બહાર વર્ષાનું તાંડવ ચાલુ હતુ. વીજળીઓના ચમકારા અને ગર્જનનો આભાસ આ ખંડમા પણ મળી રહેતો. હતો.

બીજી બે પરિચારિકાઓ જળપાત્ર અને રજતકુંડિકા લઈને આવી.

કામપ્રભાએ કહ્યું : 'આપના જેવા તેજસ્વી પુરુષનો સત્કાર કરતાં મને ઘણો જ હર્ષ થાય છે ..આજ હુ ધન્ય બની ગઈ છુ ... આપ હાથ ધોઈ લો'

રજતકુંડિકામાં જ પરિચારિકાએ બંનેના હાથ ધોવરાવ્યા.

ત્યાર પછી બંનેએ ભોજન શરૂ કર્યું. મધુગોલકનો એક ટુકડો મોઢામાં મૂકીને બિંબિસારે કહ્યું : 'દેવી, રાત્રિકાળે ભોજનની મને ટેવ નથી...તેમ મધ્યાહ્ન સમયે એક જ વાર ભોજન લઉ છું... એટલે આટલી બધી સામગ્રી...'

'આપ સંકોચ વગર જમો ..હુ દુરાગ્રહ નહિ કરું.'

સામાન્ય વાતો કરતાં કરતાં બંનેએ ભોજન કરી લીધુ.

દાસીઓ બધુ ઉઠાવી ગઈ.

મુખવાસ આદિથી નિવૃત્ત થયા પછી કામપ્રભાએ કહ્યું : 'શ્રીમાન, આપના સન્માન અર્થે મારા વાદ્યકારો આપને મનોરંજન આપવા ઇચ્છે છે. પરંતુ તે પહેલાં...'

'શું?'

'આપ મૈરેય, સિધુ, વારુણી, આસવ...જે કંઈ પ્રિય હોય તે...'

'આપની ક્ષમા માગી લઉં છું ..કોઈ પ્રકારનુ માદક દ્રવ્ય હુ નથી લેતો.'

'આપ પાર્શ્વગચ્છીય લાગો છો!'

'નહિ દેવી...મારાં માતુશ્રી જૈન દર્શનનાં ઉપાસક હતાં ..'

કામપ્રભા બિંબિસારને જોયા પછી માત્ર એનો સત્કાર કરવા નહોતી ઇચ્છતી...છલકતા યૌવનની એ પ્રતિમા સાથે મસ્તી માણવા પણ ઇચ્છતી હતી. સવારે સિમાના કિનારે જોઈને જ કામપ્રભાના નારી હૃદયે કહ્યું... આવો પુરુષ ભાગ્યવતીને જ સાંપડે!

પ્રીતિમતીએ ખંડમાં દાખલ થઈ કહ્યું .'મહાદેવી, બેઠક ખંડમાં સઘળી વ્યવસ્થા થઈ ગઈ છે.'

'ચાલો, અમે આવીએ છીએ.'

'જી...' કહીને બિંબિસાર ઊભો થયો.

બેઠકખંડ ઘણો જ સોહામણો, ભવ્ય અને શણગારેલો હતો. એક તરફ ગાદીતકિયાની બેઠક ગોઠવી હતી. સામે વાદ્યકાર મંડળીનાં આસનો હતાં. અને બધા વાદ્યકારો ત્યાં આવીને બેસી ગયા હતા. કામપ્રભાની નૃત્યમંડળીની દસબાર નર્તકીઓ પણ જમણે પડખે બેઠી હતી, ડાબે પડખે કેટલીક પરિચારિકાઓ અને ભવનના કેટલાક મુખ્ય પુરુષો બેઠા હતા.

દેવી કામપ્રભા અને માનનીય પરદેશી અતિથિને ખંડમાં દાખલ થતાં જોતાં જ સહુ ઊભા થઈ ગયા અને પ્રસન્નચિત્તે સહુએ દેવી કામપ્રભાનો જયધ્વનિ કર્યો.

કામપ્રભાએ બિંબિસારને મસૃણગાદી પર બેસવાની વિનંતિ કરી. બિંબિસારના બેઠા પછી કામપ્રભા બાજુની ગાદી પર બેઠી.

વાદ્યકારોએ દેવી સામે નજર કરી. કામપ્રભાએ ઈશારાથી જ આજ્ઞા આપી.

વાદ્યો શરૂ થયા

વીણા, સુરસપ્ત, કાંસ્યવાદ્ય, કાષ્ટતરંગ, બંસરી, વેણુ, ચર્મવાદ્ય, તંબુર, વગેરે વાદ્યોમાથી કલ્યાણની સુરાવલી વહેવા માંડી.

બિંબિસાર પોતે એક સમર્થ વીણાવાદક હતો ..દરેક રાગ-રાગિણીઓને પોતે રમાડી શકતો હતો અને વીણા પરની સિદ્ધિ તો અજોડ હતી પરંતુ અહી તે વણિક જયકીર્તિ બનીને આવ્યો હતો .. આચાર્ય જયકીર્તિ બનીને નહિ

કલ્યાણની કલ્યાણપદ સૂરલહરી વાતાવરણને માદક કરવા માંડી. પરંતુ બિંબિસારના મનને કંઈક ખટકી રહ્યું હતું. વીણાનો એકાદ તાર કંઈક દુર્મેળ દર્શાવી રહ્યો હતો, પરંતુ આ ખ્યાલ અન્ય કોઈ શ્રોતાઓને આવી શકે તેમ નહોતો.

કલાકાર બધુ સહી શકે છે, કલાવિકૃતિ સહી શકતો નથી

સહુ પ્રસન્નચિત્ત બન્યાં હતાં બંસરી તો શ્રોતાઓના પ્રાણને સ્પર્શી જતી હતી...મૃદંગવાદકની કુશળતા પણ દાદ માગે તેવી હતી...માત્ર વીણા ..બિંબિસારનુ કલાકાર મન અકળામણ અનુભવવા માંડ્યુ. તેણે મનમાં એમ પણ નક્કી કર્યું કે વીણા ગમે તેવી હોય, મારે શા માટે માથુ મારવુ જોઈએ? પણ કલાકારનું મન કેમ સ્થિર રહી શકે?

એકાદ ઘટિકા પછી રાગ સ્વરૂપમાં આવ્યો અને બિંબિસારની અકળામણ અસહ્ય થઈ પડી

સહુ પ્રસન્નચિત્ત હતા...સહુ રાગની સ્વર માધુરીમાં મસ્ત બની ગયાં હતા...પરંતુ કામપ્રભા જોઈ શકી કે જયકીર્તિને આનંદ નથી આવતો ..તેણે મનથી સમાધાન કર્યું : આ નવજવાનને જેમ મૈરેયમાં

રસ નથી તેમ સંગીતમાં પણ રસ હોય તેમ લાગતું નથી. સંભવ છે કે તેણે જીવનમાં આવાં વાદ્યો કોઈ વાર સાંભળ્યાં પણ નહિ હોય.

અકળામણથી કચવાતા બિંબિસાર સામે જોઈને કામપ્રભાએ પ્રશ્ન કર્યો: 'શેઠજી, આપનું ચિત્ત અપ્રસન્ન કેમ જણાય છે?'

'નહિ દેવી, એવું કશું નથી.' કહી બિંબિસાર આછું હસ્યો.

બીજી એક ઘટિકા ચાલી ગઈ.

અને બિંબિસારથી સહી શકાયું નહિ..તે વાદ્યકારો સામે બે હાથ જોડીને બોલ્યો: 'આપને ખોટું ન લાગે તો એક પ્રાર્થના કરું...'

જામેલા કલ્યાણ વચ્ચે આકસ્મિક અવરોધ આવ્યો. બધા વાદ્યકારો સ્તબ્ધ બની ગયા. કામપ્રભા પણ કશું સમજી નહિ બિંબિસારે કહ્યું: 'મને ક્ષમા કરજો...વીણાનો મધ્યમ તાર સૂરમાં નથી!'

મધ્યમ તાર!

ઉજ્જનીયનો સમર્થ વીણાવાદક આર્ય સુપ્રભ ભારે આશ્ચર્યમાં પડ્યો.

કામપ્રભા ચમકી! તેના મનમાં થયું, આ પરદેશી ગ્રામનિવાસી પરિહાસ તો નથી કરતો ને?

આર્ય સુપ્રભે તરત વીણાના મધ્યમ તારને તપાસ્યો..પરદેશી અતિથિની વાતમાં તથ્ય લાગ્યું. તેણે અતિ પ્રસન્ન સ્વરે ભાવનાથી કહ્યું: 'શ્રીમાન, આપની વાત સાચી છે...માત્ર એક અંશનો ફેર રહીગયો છે. મને લાગે છે કે આપ શ્રીમાનનો અનુભવ ..'

વચ્ચે જ બિંબિસારે કહ્યું: 'આચાર્ય, આપના જેવો કોઈ અનુભવ નથી. માત્ર સામાન્ય પરિચય છે.'

'સામાન્ય પરિચયથી આવું સૂક્ષ્મ દર્શન કદી ન થઈ શકે,' કહી આર્ય સુપ્રભે વીણાના તારને મેળમાં લાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મુશ્કેલી એ ઊભી થઈ કે તાર મેળમાં આવતો જ નહોતો

કામપ્રભા ભારે વિસ્મય અનુભવી રહી હતી. તે અવાક્ બનીને બિંબિસાર સામે જોઈ રહી હતી.

બિંબિસારે આચાર્ય સુપ્રભને કહ્યું. 'જરા મને આપો તો...'

સુપ્રભે ઊભા થઈ બિંબિસારના હાથમાં વીણા આપી. બિંબિસારે મધ્યમ તારની ચક્રિકા તપાસી–ત્યાં દોરાનો એક ટુકડો ભરાયો હતો. તે તેણે સંભાળીને લઈ લીધો અને કહ્યું: 'હવે મેળમાં આવી જશે.'

આચાર્યે કહ્યું: 'શ્રીમાન, મારી એક પ્રાર્થના સ્વીકારો.'

બિંબિસારે પ્રસન્ન નજરે સુપ્રભ સામે જોયું. સુપ્રભે કહ્યું. 'આપની દૃષ્ટિ, આપની આંગળીઓ અને આપની આંખો કલાકારની શાખ પૂરે છે...અમારા પર કૃપા કરીને વીણા ધારણ કરો'

બિંબિસાર પોતાની પરિસ્થિતિને સાવ વીસરી ગયો હતો.. વળી, છેલ્લા કેટલાક મહિનાઓથી વીણા બજાવી પણ નહોતી..તેના ચિત્તમાં વીણાને જોઈને ભાવના પણ નાચી ઊઠી હતી. તેણે તરત આચાર્ય સુપ્રભની વીણા હાથમા લીધી અને બરાબર મેળ કરીને કહ્યું. 'આચાર્ય, કલ્યાણની આરાધના અધૂરી જ રહી છે. એ જ પૂરી કરીએ.'

'જેવી આપની મોજ.' કહીને સુપ્રભ પોતાના આસન પર બેસી ગયો.

કામપ્રભા તો જાણે કંઈક અણધાર્યું બન્યુ હોય તેવા ભાવ સાથે એમ ને એમ બેસી રહી.

બિંબિસારે મસ્તક વીણાને અડાડી નમસ્કાર કર્યા અને તારને જાગતા કર્યા

કલ્યાણની આરાધના શરૂ થઈ

બધા વાદ્યકારો પ્રસન્ન ચિત્ત બનીને ઘડીભર આ પરદેશી અતિથિ સામે જોઈ રહ્યા ત્યાર પછી ધીરે ધીરે તેઓએ સાથ આપવા માંડ્યો.

કામપ્રભા મુગ્ધનેત્રે બિંબિસાર સામે જોઈ રહી. તેના મનમાં તો અનેક કલ્પનાઓ આવી રહી હતી. એક ગામડાનો વણિક પુત્ર આવી કલા ક્યાથી શીખ્યો હશે? ઉજ્જયનીના સર્વશ્રેષ્ઠ વીણાવાદકમાંથી દોષ કાઢનારો આ પરદેશી કેટલો મહાન હશે? જે માનવી સવારે મોતની પરવા કર્યા વગર એક વૃદ્ધાને બચાવે છે તે જ માનવી અત્યારે વીણા બજાવી રહ્યો છે! આ કોણ હશે?

કલ્યાણ રાગ સોળે કળાએ ખીલતા ચદ્ર માફક ખીલી ઊઠ્યો હતો. મૃદગવાદક તો આજ પોતાને ધન્ય માની રહ્યો હતો, અને સુપ્રભ જોઈ શક્યો કે કલ્યાણ રાગનુ આવું સૂક્ષ્મ સ્વરૂપ કોઈ સ્થળે જોવા–સાભળવા મળ્યુ નથી।

રાગ ઉત્તરોત્તર ભવ્ય બનતો જતો હતો ..ત્રણ ઘટિકા ચાલી ગઈ. પણ કોઈને કલ્પના સરખીયે ન આવી।

દેવી કામપ્રભાનું હૈયુ નૃત્ય માટે વારવાર આતુર બની જતુ હતુ. તેને એમ જ થતું હતુ કે અનેક વીણાવાદકોને સાભળ્યા છે, પરતુ આવી સ્વરમાધુરીનાં દર્શન કોઈ કલાકારે હજુ સુધી કરાવ્યાં નથી। આ કોણ હશે? આ ગમે તે હોય...આવા સુદર સ્વસ્થ પુરુષનાં ચરણમા યૌવનનુ સમર્પણ કરવું એ નારી માટે મહાન ગૌરવ છે। આવા પુરુપના સહચારથી યૌવન, રૂપ અને સમર્પણ ખીલી ઊઠે છે... ઊર્મિ અને મસ્તી ધન્ય બને છે। -

બિંબિસારે કલ્યાણનું અંતિમ સ્વરૂપ એક હૃદયવેધક આંદોલન સાથે પૂરુ કર્યું.

કામપ્રભા, બધા વાદ્યકારો, નર્તકીસમૂહ, વગેરે સમુદાય સ્તબ્ધ બની ગયો.

આચાર્ય સુપ્રભે કહ્યું. 'ધન્ય સાધના! શ્રીમાન, આજ અમે સહુ ધન્ય બની ગયાં...જીવનમાં પ્રથમ વાર જ આ લાભ પ્રાપ્ત

મૃદંગ સિવાય કોઈનો સાથ હતો નહિ...સહુ સાંભળવામાં જ મસ્ત હતા.

લય, શ્રુતિ અને સ્વરૂપનું આવુ રાગદર્શન આ પહેલાં કોઈએ નિહાળ્યુ નહોતુ.

જ્યારે હિંડોલ રાગ સમાપ્ત થયો ત્યારે પ્રાતઃકાળને થોડી જ વાર હતી.

સમય કે કાળનું ભાન કલાકારને રહેતું નથી.

હિંડોલ પૂરો થયા પછી દેવી કામપ્રભા ઊભી થઈ ગઈ અને બોલી: 'પ્રિય જયકીર્તિ, આપનો પરિચય...આપની કલા અને આપનું...'

વચ્ચે જ બિંબિસારે હસતાં હસતાં કહ્યું: 'દેવી, આપના ઉદાર હૃદયનો મને પરિચય થઈ ગયો છે. ખરી રીતે તો હું આજ ધન્ય બન્યો છું.'

આ અંગેની બીજી કેટલીક વાતો કરીને બિંબિસાર ઊભો થયો અને દેવી કામપ્રભા સામે જોઈને બોલ્યો: 'દેવી, આટલો વિલંબ થશે એવી મે કલ્પના નહોતી કરી...હવે મને રજા આપો.'

'નહિ પ્રિય...હવે તો આપે અહીં જ રહેવું પડશે. હજી હુ આપનો સત્કાર તો કરી શકી નથી.'

બિંબિસારે કહ્યું: 'દેવી, આપે આજે મારો જે સત્કાર કર્યો છે તે મારા માટે પ્રેરણારૂપ છે. આથી વિશેષ સત્કારની કોઈ જરૂર નથી... મારે હજી સિપ્રાતટે જવું છે...'

'હુ પણ જવાની છું...મારી સાથે જ આવજો.'

'ક્ષમા, દેવી...ફરી કોઈ વાર હું આવીશ.' બિંબિસારે વિનમ્ર ભાવે કહ્યું.

'ક્યારે આવશો?'

'હુ તો અહી સાવ કામધધા વગરનો છુ...ગમે ત્યારે આવી જઈશ'

કામપ્રભા બિંબિસારને રોકી રાખવા ઇચ્છતી હતી...પરતુ તે રોકી શકી નહિ.

વર્ષા પણ શાંત થઈ ગઈ હતી.

કામપ્રભાના રથમા બેસીને તે વિદાય થયો.

પખીઓ પ્રાતઃ ગાન ગાઈ રહ્યાં હતાં.

અને કામપ્રભાની મનની ઊર્મિ મનમા જ રહી ગઈ હતી.

## પ્રકરણ ૧૬ મું : : યોગાનુયોગ !

કામપ્રભાને ત્યાંથી નીકળેલો બિંબિસાર પાંથશાળાએ ગયો અને દામોદરને લઈ સીધો સિપ્રાતટે પહોંચ્યો.

સૂર્યોદય થઈ ગયો હતો.

આખી રાત વરસાદ પડેલો હોવાથી સિપ્રા પણ નવયૌવનાના અધીર હૈયા સમી બની ગઈ હતી.

આજ એક નજીકના જ ઘાટ પર સ્નાનાદિથી નિવૃત્ત થઈ દામોદર સાથે તે રવાના થઈ ગયો. તેના માનસપટમાંથી ગઈ કાલે નિહાળેલ તરુણીની છબી જરાયે ખસી નહોતી

ગઈ રાત્રે કામપ્રભાને ત્યાં વીણા બજાવતાં પણ તેના ચિત્તને એમ જ થયું કે પોતે એ અજાણી સુદરી સમક્ષ બેસીને વીણા બજાવી રહ્યો છે।

મુખ્ય બજારમાં આવ્યા પછી બિંબિસારે દામોદરને પાથશાળા તરફ મોકલી દીધો અને પોતે ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુના મંદિર તરફ વળ્યો.

ગઈ કાલે મંદિરના મુખ્ય દ્વારમાં જે અનિંદ્ય સુંદરી દેખાઈ હતી, તે આજ નહોતી...ક્યાંથી હોય? પોતે ઘણો વહેલો હતો

તેના મનમાં થયું, મંદિરમા જઈને તપાસ કરવી...પણ તરત તેના મનમા ખ્યાલ આવ્યો કે ભગવાનના મંદિરમા કોઈ નારીને જોવા ખાતર જવું એ મહાન દોષ છે! કોઈ પણ મંદિરમા ચિત્ત કેવળ ભગવાનની મૂર્તિમાં જ સ્થિર રહેવુ જોઇએ. જો આ રીતે ચિત્ત ચંચળ બને તો જીવનમા મોટો અપરાધ ઊભો થાય...

ના.. ના...ના...તો શું બહાર ઊભા રહેવુ? બહાર ઊભા રહેવામાં એક વિપત્તિ હતી પોતે એક પરદેશી છે. ઊભા રહેવાથી કોઈને ગમે તે પ્રકારનો સંશય આવે તે સ્વાભાવિક છે. નહિ, એ કરતા ભગવાનનાં દર્શન જ કરવાં.. કદાચ જિનપ્રાસાદમાં તે હોય તો ભલે .. મનને ભગવંતની પ્રતિમામા જ સ્થિર રાખવું.

આવો નિશ્ચય કરીને તે અંદર ગયો.

પણ એના કાન પર કોઈ નારીનો કોમળ મધુર સ્વર અથડાવા લાગ્યો. મન જરાક વિચલિત બન્યુ અને વળતી જ પળે તેણે ભગવંતની પ્રાર્થનામા મનને એકાગ્ર કર્યું.

જે તરુણીને જોવા માટે તે આવ્યો હતો તે તરુણી પોતાની બે ત્રણ સખીઓ સાથે પૂજન કરીને મંડપમા બેઠી બેઠી ચૈત્યવંદન કરી રહી હતી. એનો રાગ કોમળ મધુર હતો અને એ જ રાગ બિંબિસારના કાનને સ્પર્શી ગયો હતો...પરંતુ તેણે પોતાના ચિત્તને પ્રભુદર્શનમાં સ્થિર રાખીને કોણુ ગાય છે એ જોવા પૂરતી યે નજર ન કરી. એના મનનાં થયુ, અનેક ભાવિક સ્ત્રીઓ આવે છે. ગમે તે ગાતુ હોય... મારે શા માટે ચિત્ત બગાડવું જોઈએ?

પ્રભુદર્શન કરી ત્રણ ખમાસમણાં દઈ બિંબિસાર પાછો ફર્યો પાછા ફરતા સ્વાભાવિક તેની દૃષ્ટિ પ્રભુસ્તવન કરી રહેલી તરુણી પર ગઈ ..

ઓહ્ ! આ તો એ જ છે ! આટલો વિચાર મનમાં આવ્યો, પણ તે ત્યાં ઊભો રહ્યો નહિ ..બહાર ચાલ્યો ગયો.

મંદિર બહાર નીકળ્યા પછી તેના મનમા ફરી એનો એ પ્રશ્ન ઊભો થયો. રાહ જોઈને ઊભુ રહેવુ એ શુ ઉચિત ગણાશે ? અત્યારે વરસાદ ન હોવાથી અનેક લોકો દર્શનાર્થે આવી રહ્યા છે કોઈના મનમાં કુતૂહલ જાગે ..વળી, તે તરુણી ક્યારે બહાર નીકળે એ પણ અચોક્કસ છે.. તો ? અહીથી દૂર જવુ જોઈએ. પણ એમ થાય તો કદાચ તે તરુણી ચાલી જાય . તરત મનમાં બીજો પ્રશ્ન ઊભો થયો એ તરુણીને જોવાનો લોભ શા માટે રાખવો જોઈએ ? એ કોણ છે, પરિણીત છે કે અપરિણીત ? અરે, તે ગમે તે હોય મને આ રીતે જોવામાં શો લાભ ? મુગ્ધ બનેલા મને તરત ઉત્તર વાળ્યો, પાગલ, આવુ રૂપ સંસારમાં કવચિત જ જન્મે છે ! તારા હૈયામાં કોઈ દુષ્ટ હેતુ તો છે નહિ. તારે કેવળ એ કોણ છે એટલુ જ જાણવુ છે તો શા માટે અચકાય છે ? એટલુ જાણવામાં આવે તો એમાં કોઈ દોષ છે નહિ

છેવટે, મુગ્ધ મનનો વિજય થયો અને બિંબિસારે નક્કી કર્યું. આટલામાં બેચાર ચક્કર મારીશ ત્યાં તે નીકળશે . !

આમ વિચારી બિંબિસાર ધીરે ધીરે આગળ ચાલવા માંડ્યો . ગલીના નાકા પાસે પહોંચીને તે પાછો ફર્યો . તરુણી બહાર નીકળતી હતી.

તરુણી લગભગ બાજુમાં આવી અને સ્વાભાવિક તેની દૃષ્ટિ બિંબિસાર પ્રત્યે ગઈ -

એક પળ માટે બંનેની દૃષ્ટિ અથડાઈ પડી બિંબિસારના ગનમાં થયું ..નારીનુ સમગ્ર માધુર્ય શુ એની આંખમાં જ ઊભરાતુ હશે ?

થોડે આગળ ગયા પછી તેણે પાછળ નજર ફરી...તરુણી અને તેની સખીઓ મુખ્ય બજારના નાકે જમણી તરફ વળી રહી હતી

બિંબિસારના ચિત્તમાં તરત ચંચળતા જાગૃત થઈ. તે પાછો ફર્યો અને તરુણી કઈ તરફ અને ક્યા મકાનમાં જાય છે તે જાણવાની આશાએ મુખ્ય રસ્તા તરફ ચાલવા માંડ્યો.

તરુણી અને તેની સખીઓ મુખ્ય બજારના માર્ગ પર જમણા હાથે વળી ગઈ હતી.

પરંતુ બિંબિસાર જેવો ગલીના છેડે પહોચ્યો અને મુખ્ય બજારના જમણા હાથે જતા માર્ગ પર વળ્યો ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો.

તરુણી કે તેની કોઈ સખીઓ દેખાતી નહોતી. એટલી વારમાં એ ક્યા ગઈ હશે? શુ મુખ્ય બજાર પર જ કોઈ મકાનમા ગઈ હશે? તેણે સામે જોયું. કોઈ દેખાયું નહિ, ત્યારે શુ ધરતીમાં સમાઈ ગઈ હશે? અદૃશ્ય થઈ ગઈ હશે?

બિંબિસાર આવા વિચારો સાથે જમણા હાથવાળા રસ્તે આગળ ચાલવા લાગ્યો.

બે ડેલીઓ તેણે જોઈ..બાજુમાં દુકાન અને પડખે ડેલી.

શુ તે તરુણી આ કોઈ ડેલીમાં તો નહિ ગઈ હોય ને?

બિંબિસાર વિચારમગ્ન બનીને ઊભો રહી ગયો...

બજારની દુકાનો ખૂલી ગઈ હતી...કેટલીક બધ હતી તે ખૂલી રહી હતી...લોકોનો અવરજવર પણ વધી રહ્યો હતો.

બિંબિસાર જે ડેલી પાસે ઊભો હતો તે ડેલીની બાજુની દુકાન પણ ખૂલી ગઈ હતી બિંબિસારના મનમાં થયુ, તે તરુણી જો કોઈ પણ મકાનમાં ગઈ હોય તો આટલામાં હોય! આથી આગળ ગઈ હોય તો મારી નજરે ચડ્યા વગર રહે નહિ...મારે અહીં જ ઊભા

રહેવુ જોઈએ. ગમે ત્યારે પણ તે આટલામાંથી જ નીકળશે...

તરત તેના મનમાં બીજો વિચાર આવ્યો. તે તરુણી આટલામાં જ રહેતી હોય તે નિઃશંક છે તો પછી પાંથશાળામાં જઈ ભોજનથી નિવૃત્ત થઈને અહી પાછા આવવુ અને સાંજ સુધી રાહ જોવી. એટલા સમયમાં તે અવશ્ય ભવનની બહાર નીકળશે. પરંતુ પાંથશાળામાં જઉ અને પાછળથી તે નીકળે તો?

આવા પરસ્પર વિરોધી વિચારોમાં ખોવાયેલો બિંબિસાર એ દુકાનની બાજુમાં જ ઊભો રહ્યો.

એકાદ ઘટિકા પસાર થઈ, લોકોનો અવરજવર વધી રહ્યો હતો .. ઊભા ઊભા જરા થાક પણ લાગ્યો હતો બિંબિસાર તે દુકાનના ઓટલાના એક ખૂણા પર બેસી ગયો.

લોકોની ખરીદી શરૂ થઈ ગઈ હતી ..તેમાંયે તે જે દુકાનના ઓટલે બેઠો હતો તે દુકાન પર જાણે ખરીદનારાઓની વણઝાર શરૂ થઈ હતી બિંબિસારે તે દુકાન તરફ નજર કરી તેને દેખાયુ, દુકાનમાં અનાજ અને કરિયાણુ વેચાતુ લાગે છે એક આધેડ માણસ ગાદી ઉપર બેઠો હતો ..એક જુવાન માણસ માલ લાવી લાવીને જોખતો હતો તેના મનમા થયુ, આટલી સજ્જડ ઘરાકી હોવા છતાં માત્ર બે જ માણસો! તેમાય એક તો આ દુકાનનો માલિક લાગે છે ..આમ કેમ ચાલતુ હશે?

દુકાનના થડે બેઠેલા ધનદત્ત શેઠ પણ આજ ભારે આશ્ચર્ય અનુભવી રહ્યો હતો ..આવી ઘરાકી તેણે છેલ્લા બાર મહિનામાં કદી જોઈ નહોતી. બાર મહિના પહેલાં તેની જાહોજલાલી અનોખી હતી .. પણ છેલ્લા બાર મહિનાથી આર્થિક દષ્ટિએ તે એક ધંધામાં સપડાઈ ગયો હતો અને એથી તે લગભગ ઉત્સાહહીન બની ગયો હતો ..ધંધો પણ ધીરે ધીરે સાવ સાંકડો બની ગયો હતો એક વરસ પહેલાં આ જ

દુકાનમાં દશ માણસો કામ કરતાં હતાં: બે મુનીમ અને આઠ વાણોતર. પણ પરિસ્થિતિ પલટાતાં તેણે માત્ર એક જ નોકર રાખ્યો હતો.

જ્યારે પરિસ્થિતિ પલટાય છે ત્યારે બધું ફરી જાય છે...નાખેલો દાવ પણ કેટલીક વાર નિષ્ફળ જતો હોય છે. ધનદત્ત શેઠ ગ્રાહકોના થઈ રહેલા ધસારામાં રોકાયેલો હતો, છતાં તેની નજર ઓટલા પર બેઠેલા સુંદર નવજવાન પર બેત્રણ વાર ગઈ હતી. અને તે નવજવાન કેમ બેઠો હશે? એને શું કામ હશે? વગેરે પ્રશ્નો મનમા જાગેલા...પરંતુ ઘરાકી વધારે હોવાથી તેને કશું પૂછી શક્યો નહોતો.

બિંબિસારની આશા પણ પૂરી ન થઈ. ન એ તરુણી દેખાણી કે ન તેની સખી દેખાણી. છેવટે મધ્યાહ્ન થવા આવ્યો એટલે તે ભોજન માટે પાંથશાળા તરફ વિદાય થયો.

તેના ગયા પછી ધનદત્તની દુકાન પરની ઘરાકી ઓછી થઈ અને ધનદત્તે સુંદર નવજવાનને શું કામ છે તે જાણવા માટે તે તરફ નજર કરી પણ ત્યાં કોઈ હતું નહિ.

જેને જોવા માટે મન વ્યાકુળ બન્યું હોય, તે જો ન દેખાય તો મનને સ્પર્શી ગયેલી નિરાશા એક શ્રમ સમાન થઈ પડે છે

પાથશાળામાં આવીને બિંબિસારે હરી ગયેલું ભોજન લીધું, ત્યાર પછી તે શય્યા પર આડે પડખે થયો. પણ તરુણીના વિચારો મનને કે તનને આરામ લેવા દે તેમ હતા જ નહિ.

લગભગ અર્ધઘટિકા પછી તે બેઠો થયો અને વસ્ત્ર બદલાવી બહાર જવા તૈયાર થયો. દામોદરે કહ્યું. 'શેઠજી, હુ સાથે આવુ?'

'ના દામુ, તુ અહીં જ રહેજે. હું બજારમાં જઉ છુ...સધ્યા પહેલાં પાછો આવી જઈશ.' કહી બિંબિસાર બહાર નીકળી ગયો.

દામોદરને પણ નવાઈ લાગી. કારણ કે શેઠ જ્યારે બહાર જતા ત્યારે તેને સાથે લીધા વગર જતા જ નહિ.

દિવસનો ચોથો પ્રહર શરૂ થઈ ગયો હતો. આકાશ કંઈક સ્વચ્છ થયું હતું, એમ લાગતું હતું કે બે–ચાર દિવસ વરસાદ આવશે નહિ.

બિંબિસાર મુખ્ય બજાર તરફ રવાના થયો...અને પેલી દુકાન પાસે આવતાં જ તેના પગ થંભી ગયા. તેના મનને ચોક્કસ ખાતરી હતી કે સવારે આટલામાં જ તે તરુણી ગયેલી છે.

તેણે દુકાન સામે જોયું, ખાસ ઘરાકી હતી નહિ. ધનદત્ત શેઠ ગાદી પર આંખો મીંચીને આરામ લઈ રહ્યો હતો જુવાન વાણોતર એક ખૂણામાં બેઠો હતો.

બિંબિસાર દુકાનના ઓટલાના ખૂણા પર બેસી ગયો અને ચારેય તરફ જોવા લાગ્યો. તેના મનમા થયું, કદાચ સાંજ સુધીમાં કોઈ પણ કામ પ્રસંગે તે તરુણી આટલામાંથી જ બહાર નીકળશે...અને ન નીકળે તો તો આવતી કાલે પ્રયત્ન કરવો પડશે.

થોડી પળો વીતી ગઈ હશે ત્યાં ઘરાકો આવવા માંડ્યા. ધનદત્ત અને વાણોતર કામે વળગી ગયા ધનદત્તની નજર ઓટલે બેઠેલા નવ-જવાન પર ગઈ અને તેને નવાઈ લાગી. આજે સવારે જ તેના મનમાં એક શ્રદ્ધા બેસી ગઈ હતી કે આ પરદેશી ગમે તે હોય પણ જરૂર પુણ્યશાળી છે ..એનાં પગલાંથી જ મારી દુકાને ઘરાકી જામી હતી .. અત્યારે પણ એ આવ્યો કે તરત ઘરાકો આવવા શરૂ થયા છે...

ઘડીભર ઘરાકોને છોડીને તે ઊભો થયો અને બિંબિસાર પાસે આવીને બોલ્યો: 'ભાઈ, ક્યાં રહેવું ?'

'મગધમાં...' બિંબિસારે કહ્યું.

'આપનું નામ?'

'જયકીર્તિ...'

'કેવા છો ?'

'વણિક છું.'

વણિક ! ધનદત્તના હૈયામાં એક સાહધર્મીભાઈનો ભાવ ઊભરાયો. તેણે કહ્યું : 'કોઈનુ કામ છે ?'

'ના.. ધધાર્થે નીકળ્યો છુ. કેટલાક દિવસથી ધધા માટે રઝળુ છુ, પણ કોઈ કામ મળતુ નથી; એટલે અહીં બેસીને વિસામો લઈ રહ્યો છુ...જો આપને હરકત ન હોય તો હુ...'

'અરે, આપ ઉપર આવો...મારી બાજુમાં બેસો ' કહી ધનદત્તે બિબિસારને પરાણે ગાદી પર બેસાડ્યો.

બિબિસારને તો ઓટે જ બેસવું હતુ. કારણ કે તરુણી ક્યાંથી નીકળે છે તે તેને જોવુ હતું. પણ શેઠના આગ્રહ આગળ તે લાચાર બનીને ગાદીના એક છેડે બેઠો.

પછી તો ઘરાકી જામવા માંડી.

ધનદત્તની શ્રદ્ધાને વધારે બળ મળ્યુ. તેને પાકી ખાતરી થઈ કે આ પુણ્યશાળી જયકીર્તિના જ પગલાંનો પ્રભાવ છે, તેના મનમાં એ પણ થયુ કે ધધા માટે નીકળેલો જયકીર્તિ જો અહી જ રહી જાય તો ઘણુ ઉત્તમ. એને ધધો મળે મારો દિવસ ફરે !

સધ્યાને બે ઘટિકા બાકી રહી એટલે ધનદત્ત ઊભો થયો. ઘરાકો ઘણા હતા...પણ સૂર્યાસ્ત પહેલાં ભોજન કરવુ અનિવાર્ય હોવાથી તેણે વાણોતર સામે જોઈ ને કહ્યુ . 'સુખપાલ, અમે વાળુ કરીને હમણાં જ આવીએ છીએ...તુ બધાંને સતોષ આપજે...કોઈને કચવાટ ન રહેવો જોઈએ' ત્યાર પછી તેણે બિબિસાર સામે જોઈને કહ્યુ :

'ચાલો શેઠ, જરા વાળુ કરી આવીએ...'

'આપ જાઓ ..હુ અહી બેઠો છુ.'

'એમ તે હોય ? મારે તમારી સાથે કેટલીક ચર્ચા કરવી છે. વળી, મારા અતિથિ છો . ઊઠો...ભોજન કરાવ્યા વગર હુ આપને છોડીશ નહી '

બિબિસારને ઊઠવું પડ્યું.

દુકાનની અંદરના ભાગમાં બંને ગયા. કારણ કે દુકાનમાંથી ઘરમાં જવાનો રસ્તો હતો.

બિંબિસારના મનમાં થયું, મારું કાર્ય એમ ને એમ રહ્યું અને આ લાગણીભર્યા માનવીથી છટકવું એ અશક્ય છે...પણ એને મારી સાથે શી વાત કરવાની હશે?

ત્યાં તો ધનદત્તે જ તેના મનના સવાલનો જવાબ આપ્યો. ચાલતાં ચાલતા તેણે કહ્યું. 'જયકીર્તિ શેઠ, તમે ધંધો શોધો છો અને હું આપના જેવો ઉત્તમ માનવી શોધું છું. મે મનથી નક્કી જ કર્યું છે કે આપને ધંધામાં રોકી લેવા. આમ તો હુ એક ભારે મુશ્કેલીમાં સપડાયેલો છુ'

'મુશ્કેલી?'

'હા.. મારો એકનો એક પુત્ર આજ ત્રણ વર્ષથી માલનાં વહાણ ભરીને વિદેશ ગયો છે તેણે પરદેશી માલનું એક વહાણ ભરીને મોકલ્યુ હતુ, પણ કર્મસયોગે દરિયાના તોફાનમાં એ વહાણ બીજાના કાફલામા ચડી ગયુ અને બીજું વહાણ મારા નામે આવ્યું... આવતા માલ પર મે અગાઉથી સોદા કરી લીધા હતા. મારો માલ સ્થભતીર્થના બંદરે ઉતારવાનો હતો હું ને મારા મુનીમ ત્યાં પહોચી ગયા હતા વહાણ આવ્યુ ..પણ માલ ન નીકળ્યો ..જે માલ નીકળ્યો તે સાવ નજીવો હતો. દસ કોથળા રાખોડીના નીકળ્યા અને બીજો જે માલ નીકળ્યો તે ન સમજાય એવી વનસ્પતિઓના કોથળાથી ભરેલો હતો. મારા તકદીર ફૂટી ગયાં જે માલ નીકળ્યો તે લઈને આવ્યો અને કરેલા સોદાઓમાં મારે ઘણું સહન કરવુ પડ્યુ. મારી જાહોજલાલી નષ્ટ થઈ ગઈ.'

બિંબિસારે પ્રશ્ન કર્યો. 'રાખોડીના કોથળા?'

'હા ..મે સાચવી રાખ્યા છે.' ધનદત્તે ઘરમાં દાખલ થવાનું નાનું કમાડ ખોલ્યું અને બૂમ મારી 'નંદા, એક અતિથિ મારી સાથે છે ..જલદી કરજે, બેટા...!'

'જી...' એક મીઠો અવાજ આવ્યો.

બંને ઓસરીમાં ગયા

બિંબિસારે પ્રશ્ન કર્યો : 'શેઠજી, આપના પુત્ર ક્યારે આવશે તે કંઈ...'

'કશા સમાચાર નથી···એની પત્ની પણ સાથે ગઈ છે...આ વિશાળ ભવનમાં હું, મારી પુત્રી નંદા ને નંદાની માતા સિવાય કોઈ નથી. હમણાં દસેક દિવસથી નંદાની માસીની બે દીકરીઓ આવી છે એટલે કંઈક ભર્યું ભર્યું લાગે છે મકાનની શોભા તો માનવીની જ છે ને?'

હાથપગ ધોઈને બંને ઓસરીમાં મૂકેલા પાટલા પર બેઠા. ધનદત્ત શેઠે કહ્યું : 'બેટા ..'

'આવી, બાપુજી...' કહીને વળતી જ પળે નંદા બે હાથ વડે એક કાંસાનો થાળ ઉપાડીને આવી.

નંદાને જોતાં જ બિંબિસાર ચમક્યો. આ તો એ જ તરુણી.

યોગાનુયોગ કેવો બન્યો? જેને જોવા માટે મન તલસતું હતું. તેના જ ભવનમાં પોતે અત્યાર સુધી તપશ્ચર્યા કરી રહ્યો હતો

નંદા પણ અતિથિને જોઈને ચમકી આજે સવારે જ આ સુંદર પુરુષને એક પળ માટે જોયો હતો...ગઈ કાલે પણ આ જ પુરુષ મંદિર બહાર ઊભો હતો!

## પ્રકરણ ૧૭ મુ : : તેજંતુરી !

જ્યોત્સ્નાને જોતાં જ બિંબિસારના પ્રાણમાં હર્ષનો એક ઊભરો આવી ગયો

પિતાના બાજઠ પર બીજો થાળ મૂકવા નંદા આવી. બિંબિસારે જોયુ, નંદા પણ ત્રાંસી નજરે નિહાળી રહી છે! ઓહ, આ દ્રષ્ટિમા કેટલુ તેજ છે?

ધનદત્ત શેઠે કહ્યુ 'જયકીર્તિ, હવે...આપ ..'

'હા શેઠજી, પણ મારા પર એક કૃપા કરવી પડશે.'

'કહો.'

'હુ આપના પુત્ર સમાન છુ ..વયમાં તો સાવ નાનો છુ... આપ મને આ રીતે માનથી ન બોલાવો તો...'

'સારુ...સારુ ભાઈ, તને જોઈને મારા હૃદયમાં પણ એક લાગણી રમવા માંડી છે, તુ અહી ક્યાં ઊતર્યો છે?'

બિંબિસારે પાંથશાળાનુ નામ આપ્યુ.

'જયકીર્તિ, પાંથશાળામાં રહેવુ બરાબર નથી ..ભોજનનો પ્રબંધ શો કર્યો છે?'

સ્વાદિષ્ટ ભોજન કરતાં કરતાં બિંબિસારે કહ્યું . પાંથશાળા પાસે જ એક વીશી છે...'

'વીશી? એ ચાલે નહિ, હવે તમારે અહી જ રહેવાનુ છે, જમવાનુ છે અને કામ કરવાનુ છે. મારુ ભવન ઘણું વિશાળ છે .. મને પણ ઘણી હૂંફ મળશે ..દીકરાના વિયોગથી તડપતુ દિલ કંઈક આરામ મેળવશે.'

આ તો મનભાવતું વૈદે ચીંધ્યુ. નયનમાં રમી રહેલી સુંદરીના સહવાસમાં રહેવાનો, એના હાથનાં ભોજનનો અને ..એની મદભરી દૃષ્ટિના સત્કારનો આવો યોગ ક્યાંથી મળે? તે બોલ્યો : 'શેઠજી, આપે મારા પર મહેરબાની રાખી એ જ ઉત્તમ છે. મારાં એટલાં પુણ્ય છે. હું આપને ત્યાં કામ કરીશ...પણ પાંથશાળામાં મને કશી અડચણ પડતી નથી.'

'નહિ, જયકીર્તિ. પાંથશાળામાં તો બેચાર દિવસ રહેવાય...કંઈ જીવતર ન કઢાય આજે જ તારી સાથે સુખપલને મોકલુ છુ .. ત્યાં જે કંઈ સરસામાન હોય તે લઈને અત્યારે જ આવી જવુ જોઈએ.' શેઠે ભોજન પૂરું કર્યું હતું...તેમણે હાથ ધોવા શરૂ કર્યા

ત્યાં નંદા આવી અને બોલી. 'બાપુજી, કેટલી બધી ઉતાવળ કરી? હજુ સૂર્યાસ્ત ક્યા થયો છે? તમારી ઉતાવળને લીધે...'

શેઠે હસીને કહ્યું. 'નહિ બેટી, હવે જયકીર્તિ આપણો અતિથિ નથી...આપણા જ પરિવારનો એક સભ્ય છે.'

નંદા જયકીર્તિ સામે જોઈ રહી. જયકીર્તિની દૃષ્ટિ નીચે હતી. તેણે પણ જમી લીધુ.

એક ખંડમાં થોડી વાર બેસીને બંને દુકાનમાં ગયા.

ચાર પાંચ ઘરાકો ઊભા હતા. જયકીર્તિએ કહ્યું· 'શેઠજી,

આવતી કાલે સવારે જ હું મારો સામાન લઈને આવી પહોંચીશ.. મારી સાથે એક અશ્વ પણ છે.'

'અશ્વ છે તે શું થયું? મારે ત્યાં બધી સગવડ છે..સુખપાલ તારી સાથે જ આવે છે.' ધનદત્તે કહ્યું.

'મને બીજો કોઈ બાધ નથી...મારે માટે તો ભાગ્યનું દ્વાર ખૂલી ગયું છે...પરંતુ ચડતા પ્રહરે સવારે આવું તો વધારે સારું એમ મનને લાગ્યા કરે છે!'

'ભલે...બાજુમાં જ ભવનની ડેલી છે અને પાછળની શેરીમાં મોટો દરવાજો છે...સૂર્યોદય પછી તું આવજે...હું કદાચ પૂજા કરવા ગયો હોઈશ...પણ તારે પાછળના મોટા દરવાજેથી જ આવવું.'

થોડી વાર પછી બિંબિસાર વિદાય થયો.

પાંથશાળામાં પહોંચ્યા પછી તેણે દામોદરને કહ્યું. 'દામુ, આવતી કાલે મારે અન્યત્ર જવું પડે તેમ છે..'

'પણ શેઠજી, આવતી કાલે આપ ક્યાંય નહિ જઈ શકો.'

'કેમ?'

'થોડી વાર પહેલાં જ દેવી કામપ્રભાની દાસી આવી હતી અને આવતી કાલે સંધ્યા સમયે પોતે આપને તેડવા આવશે એવો સંદેશ આપી ગઈ હતી'

બિંબિસારે કહ્યું: 'દામુ, મારાથી આવતી કાલે અહીં રોકાઈ શકાય એવા સંયોગો નથી...પરંતુ તું ગભરાઈશ નહિ. તારે અહીં જ રહેવાનું છે અને ધનંજય આવે ત્યારે તેને રોકી રાખવાનો છે હું અવારનવાર અહીં આવતો રહીશ..તને તારો પગાર મળ્યા જ કરશે'

દામોદર સ્થિર બનીને બિંબિસાર સામે જોઈ રહ્યો.

રાતે બિંબિસારે દેવી અમ્બપાલી પર એક પત્ર લખ્યો. એ

પત્રમાં નંદા અંગેની કોઈ વાત નહોતી જણાવી, પરંતુ પોતે એક સ્થળે સ્વમાનપૂર્વક સ્થિર થયા પછી લઈ જશે એ વાતને જ વધારે લંબાણથી લખી હતી...સાથોસાથ પ્રેમ, મિલન અને મહાબિંબ વીણાની પણ વાત લખી હતી.

બીજે દિવસે વહેલી સવારે તે દામોદર સાથે સિપ્રા તટે ગયો. અને સ્નાનાદિથી નિવૃત્ત થઈ સૂર્યોદય પહેલાં જ પાંથશાળાએ આવી ગયો. તેણે પોતાનો જે કંઈ થોડોઘણો સરસામાન હતો તે ખોગીરમાં ભર્યો અને દામોદરને ખેપિયાને બોલાવવા રવાના કર્યો.

બિંબિસારના હૃદયને આજ ઘણો જ આનંદ પ્રાપ્ત થયો હતો. જે તરુણીને જોવા માટે તે પોતાની પરિસ્થિતિનો વિચાર કર્યા વગર તપ કરી રહ્યો હતો તે જ તરુણીના ભવનમાં રહેવાનો સુયોગ પ્રાપ્ત થયો...કેટલો આનંદ?

બિંબિસારને પ્રિયતમા દેવી અમ્બપાલીનું સ્મરણ થયા કરતું હતું. તે પોતાને ભાગ્યશાળી પણ માનતો હતો કે પૂર્વ ભારતનું શ્રેષ્ઠ નારી-રત્ન મળી શક્યું છે! આમ છતાં, નંદાને જોયા પછી તેના મનમાં એકાએક પલટો આવી ગયો હતો.

પુરુષ જાતિમાં રહેલો સ્વાભાવિક દોષ કોને મુક્ત રાખી શકે છે? પુરુષની આંખમાં વિષ છે કે અમૃત છે એ આજ પર્યંત અવ્યક્ત રહ્યું છે. પણ એટલું તો સ્પષ્ટ જ દેખાતું હોય છે કે રૂપ અને યૌવનની મદભરી પ્રતિમા જોયા પછી પુરુષની આંખની પાંપણ નાચી ઊઠે છે અને એ નૃત્યની મસ્તી મનને કાં તો પરવશ બનાવે છે, કાં પાગલ બનાવે છે, કાં બેવકૂફ બનાવે છે.

પુરુષની પાંપણ પર જે ચિત્ર પહેલાં અંકિત થયું હતું તે તરત કરમાયેલી ફૂલની પાંખડી માફક વેરાઈ જાય છે અને ત્યાં બીજું જ ચિત્ર રમવા માંડે છે.

નંદાને જોયા પછી બિંબિસારને એમ જ થયુ કે સંસારમાં આના જેવી રૂપવતી નારી કોઈ નહિ હોય !

ખરેખર, પુરુષ ઘણો જ પામર અને અસ્થિર છે ! પુરુષો પોતાનો દોષ છુપાવવા ખાતર વારંવાર સ્ત્રીને જ ચંચળ, અસ્થિર અને ટૂંકી બુદ્ધિવાળી કહેતા હોય છે...પરંતુ આમ કહેવા છતાં અને આવા ભયંકર આક્ષેપોના ખંજર વચ્ચે નારીને રાખવા છતાં, પુરુષની પામરતા કોઈ કાળે છુપાઈ શકતી નથી અને નારીનુ સમર્પણ પણ કોઈ કાળે કરમાઈ શકતુ નથી !

બે ઘટિકા પછી દામોદર રખોપિયાને લઈને આવી ગયો. બિંબિસારે તેના હાથમાં પત્રવાળી ત્રાંબાની ભૂંગળી આપી અને આવતી કાલે વૈશાલી જવાની વાત કહી.

ખેપિયો ઘણો જ ખુશ થયો.

બિંબિસારે કહ્યું : 'દેવી અમ્બપાલીના ભવનમાં પહોંચ્યા પછી તારે આ પત્ર પહોચાડવાનો છે અને દેવી જે કંઇ ઉત્તર આપે તે લઈને આવવાનો છે અહી દામોદર રહેશે, તું એને પત્ર આપી દેજે. તારી પાસે અશ્વ છે કે નહિ ?'

'છે ..શેઠજી...નાનો છે, પણ જરા યે થાકે એવો નથી.' ખેપિયાએ કહ્યુ :

બિંબિસારે તેને વિદાય કર્યો.

ખેપિયાના ગયા પછી દામોદરે કહ્યુ . 'શેઠજી, અહી કોઈ આપની તપાસ કરવા આવે તો મારે શો જવાબ આપંવો ?'

'ધંધાર્થે બહારગામ ગયેલ છે એમ કહેવુ. પણ દર સોમવારે વહેલી સવારે હુ અહીં આવી જઈશ.'

દામોદર કશું સમજી શક્યો નહિ, બહારગામ જવાનુ; અને દર સોમવારે આવવાનુ આ કેવી રીતે બને ?

બિંબિસાર એનો મનોભાવ કળી ગયો એટલે હસીને બોલ્યો: ' દામુ, દર સોમવારે હું તને મળવા આવીશ એમાં સંશય ન રાખીશ... પણ તારે કોઈને આ કહેવું નહિ. રાજગૃહીથી ધનંજય આવી જશે એટલે હું તેને મારા સ્થાને બોલાવી લઈશ. '

ત્યાર પછી બિંબિસાર પોતાનો સરસામાન લઈ અશ્વ સાથે વિદાય થયો.

ધાર્યા કરતાં જરા મોડું થઈ ગયું હતું...ધનદત્ત શેઠ પૂજાપાઠ કરી ક્યારના રાહ જોતા બહાર ઊભા હતા. નંદા પણ આજ દેવદર્શન કરીને વહેલી આવી ગઈ હતી અને જયકીર્તિના આગમનની રાહ જોઈ રહી હતી.

જયકીર્તિ આવી ગયો. ધનદત્ત શેઠ તેને પાછળની ગલીના મુખ્ય દરવાજેથી ઘરમાં લઈ આવ્યા.

ધનદત્ત શેઠે જયકીર્તિ આરામથી અને સ્વતંત્રતાપૂર્વક રહી શકે એ દૃષ્ટિએ પોતાના ખંડની બાજુનો જ એક ખંડ તૈયાર કરી રાખ્યો હતો. ધનદત્ત શેઠે જયકીર્તિને એ ખંડમાં લાવીને કહ્યું: ' જયકીર્તિ, આ ઓરડો તમને ફાવશે ને?'

જયકીર્તિએ જોયું. ખંડ ઘણો જ ભવ્ય, સ્વચ્છ અને સુંદર હતો. તે બોલ્યો: ' શેઠજી, મને આપના વાત્સલ્યની જ ભૂખ છે ..મને બધે ફાવશે. '

એક સપ્તાહ વીતી ગયું.જયકીર્તિના આગમનથી ધનદત્ત શેઠનો વેપાર ચમકી ઊઠ્યો હતો. બિંબિસારને કંઈ જોખતાં કે હિસાબ માંડતાં આવડતું નહોતું.. એ તો વીણાવાદક હતો, ધનુર્ધર હતો, અશ્વ-ચાલક હતો. રાજનીતિનો અભ્યાસી હતો...પરંતુ આવેલી પરિસ્થિતિ બધું શીખવી દે છે.

ધનદત્ત શેઠે જયકીર્તિને થડા પર જ બેસાડ્યો અને એ કામમાં જયકીર્તિને ખાસ મુશ્કેલી પડી નહિ.

સોમવારે જયકીર્તિ દામોદરને મળવા પાંથશાળામાં ગયો. દામોદર જોતાં જ બોલી ઊઠચો : ' શેઠજી, આપની રાહ જોઈ જોઇને હુ તો દુબળો પડી ગયો છુ '

' તે નવાઈની વાત કહી ..મેં તને કહ્યું હતું ને કે સોમવારે હું તને મળવા આવીશ.'

' પણ શેઠજી, આ એક સપ્તાહમાં બાર વખત દેવી કામપ્રભાની દાસી અહી આપને મળવા આવી ગઈ.'

' તે એને શુ કહ્યું હતું ?'

' આપે કહ્યુ હતુ તે જ પ્રમાણે. આપ ધધાર્થે બહારગામ ગયા છો આજ સાંજે પણ તે પાછી આવવાની છે.'

' હવે તેને કહી દેજે કે શેઠજી ક્યારે આવે તે કહી શકાય નહિ. આવશે એટલે દેવીને મળવા જરૂર આવી જશે.' બિંબિસારે કહ્યું અને દામોદરને પચાસ રૌપ્ય મુદ્રાઓ આપી.

દામોદરે કહ્યુ ' શેઠજી, કોઈ મહત્ત્વનુ કામ આવે તો મારે આપને સદેશો ક્યાં મોકલવો ?'

' મહત્ત્વનુ કામ કોઈ નહિ આવે. આપણો ખેપિયો વૈશાલીથી આવે એટલે તે જે પત્ર આપે તે બરાબર સાચવી રાખજે. હું દર સોમવારે તને મળવા આવીશ.'

આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો. તેના મનમાં એક ભય તો જરૂર હતો કે કોઈ વાર દામોદર અથવા કામપ્રભાની દાસી ધનદત્ત શેઠની દુકાનમાં જોઈ જશે તો જરા મુશ્કેલી ઊભી થશે ..પણ એના મનમાં એક રીતે નિરાંત હતી કે એ વખતે વાતને બીજી દિશાએ વાળી શકાશે.

અહી ધનદત્ત શેઠને ત્યાં એક સપ્તાહ થઈ ગયુ હતુ અને બિંબિસારનુ મન નદા પ્રત્યે વધુ ને વધુ ખેંચાતુ હતુ. તે જેમ જેમ

નંદાના સંપર્કમાં આવતો તેમ તેમ તેના હૈયામાં નંદા જેવી પવિત્ર, રૂપવતી, સંસ્કારી અને ધર્મિષ્ઠ જીવનસખી મળી જાય તો જીવન ધન્ય બને એવી ભાવના દૃઢ બનતી જતી હતી.

નંદાનું ચિત્ત પણ આ નૂતન અતિથિ પ્રત્યે આકર્ષાયું હતું... તે પોતાના મનોભાવને અવ્યક્ત રાખે એટલી કુશળ અને બુદ્ધિમતી હતી કોઈ પણ એમ ન કલ્પી શકે કે તેનું ચિત્ત આ નૂતન અતિથિ પ્રત્યે આકર્ષાયું છે. આમ છતાં તે જ્યારે રાતે એકલી શય્યામાં પડતી ત્યારે મધુર સ્વપ્નકલ્લોલ વચ્ચે તેની રાત વીતી જતી.

થોડા દિવસોથી આવેલી એની માસીની દીકરીઓ પણ નંદાના મનને કળી શકતી નહોતી. સ્ત્રીઓ ગમે તેટલી ચતુર હોય તો પણ પોતાની સખીઓ સમક્ષ હૈયું ખુલ્લું કરતી હોય છે. પરંતુ નંદા એક અપવાદ હતી

સવારે, બપોરે, સંધ્યા સમયે અને રાત્રિકાળે, એમ ચાર વાર બિંબિસાર અને નંદા મળી શકતાં હતાં. બંને વચ્ચે સ્વલ્પ વાતો પણ થઈ જતી...આમ છતાં નંદાનો મનોભાવ બિંબિસાર માપી શક્યો ન હતો.

પુરુષ જ્યારે કોઈ પણ નારી પ્રત્યે આકર્ષાય છે ત્યારે તે સામાના હૈયાનું માપ કાઢવા જેટલો ધૈર્યવાન રહી શકતો નથી...અને પોતાની પત્ની સાથે વરસોનો સહવાસ ગાળવા છતાં તે પત્નીના હૃદયમાં થતા ધબકારની વાણી સમજી શકતો નથી

પુરુષોનો આ સ્વભાવદોષ જુગજૂનો છે. બિંબિસાર નંદાનું મન ન વાંચી શકે તો એ કંઈ નવાઈ નથી ..પરંતુ એનું પોતાનું મન અતિ સ્પષ્ટ બની ગયું હતું તેને એમ જ લાગતું હતું કે જીવનમાં જો નંદાનો સથવારો ન સાંપડે તો જીવન એક ખારોપાટ જ બની જાય !

પરંતુ આ વાત નંદા સમક્ષ કરવી કેવી રીતે? આ પ્રશ્ન બિંબિસારને હમેશ મૂંઝવતો હતો. નંદાને કેવી રીતે વાત કરવી તે અંગે અનેક કલ્પનાઓ ઘડતો, પણ નંદા જ્યારે સામી આવતી ત્યારે તે બોલી શકતો નહિ ઘણી વાર નારીનું વ્યક્તિત્વ પુરુષ માટે છાયા બની જાય છે ઘણી વાર પુરુષનું વ્યક્તિત્વ નારીનો આશ્રય બને છે...પરંતુ નંદાનો પ્રભાવ જ કોઈ અપૂર્વ હતો. બિંબિસાર મનનો વેગ વ્યક્ત કરી શકતો નહોતો

આથી જ દેવી અમ્બપાલી કરતાં નંદા પ્રત્યે તેના પ્રાણમાં વિશેષ આકર્ષણ સંચિત થઈ રહ્યું હતું

સોમવારે સૂર્યાસ્ત પહેલાં વાળુ કરીને ધનદત્ત શેઠે કહ્યું. 'જયકીર્તિ, મારે જરા વખારમા જવું પડશે. તું સાથે આવે તો તને કેટલીક ખબર પડે.'

બંને ભવનના પાછળના ભાગમાં ભોંયરામાં આવેલી વખારમાં ગયા. વખાર ઘણી વિશાળ હતી હજારો ગુણી માલ વ્યવસ્થિત મૂકી શકાય એવી એ વખારમા સગવડ હતી.

ધનદત્ત શેઠે કહ્યું. 'જયકીર્તિ, એક દિવસ એવો હતો કે આ વખારમાં માલ સમાતો નહોતો. આજ સાવ ખાલી છે...'

'આપે કહેલુ કે વહાણમાં વનસ્પતિના કોથળા આવેલા ..'

'હા...એમાંથી કેટલોક માલ વેચાઈ ગયેલો...કેટલોક ફેંકી દેવો પડેલો .'

'અને પેલી રાખોડી .'

ધનદત્ત શેઠ હસી પડ્યા અને હસતાં હસતાં બોલ્યા. 'જો, સામેના ખૂણામા દસ કોથળા પડ્યા છે...બીજો માલ કંઇ છે નહિ, એટલે રાખ્યા છે...નહિ તો એનેય સિપ્રામાં પધરાવી દીધા હોત.'

જયકીર્તિ આશ્ચર્યભરી નજરે તે ખૂણા તરફ જોઈ રહ્યો. શેઠે

કહ્યું. 'રાખોડીમાં કશુ લાગતુ નથી. તારે જિજ્ઞાસાને નિવૃત્ત કરવી હોય તો જોઈ લેને...હું એક દ્રવ્ય શોધી લઉ.'

બીજા એક ખૂણામાં થોડીક માટીની કોઠીઓ અને માટલાંની ઊતરડો હતી...ધનદત્ત શેઠ તે તરફ ગયા. બિંબિસાર દસ ગુણોવાળા ખૂણા તરફ ગયો.

દસ ગુણો પૈકીની નવ ગુણો બરાબર બંધ હતી...એક ગુણનું મોઢુ જરા ખુલ્લુ હતુ. બિંબિસારે ખુલ્લા મોઢાવાળી ગુણમાં હાથ નાખ્યો...રાખોડી હળવી નહોતી પણુ વજનદાર હતી. તે ચમક્યો. રાખ કોઈ દિવસ વજનદાર ન હોય! શેઠે આ દૃષ્ટિએ તપાસ કેમ નહિ કરી હોય?

ભોંયરામાં પ્રકાશ આવે તેવી વ્યવસ્થા હોવાથી બિંબિસારે ધારી ધારીને રાખનુ નિરીક્ષણ કર્યું અને તેનો ચહેરો એકાએક ખીલી ઊઠ્યો. તે સમજી ગયો કે આ રાખ નથી પણુ તેજતુરી છે! કરોડોની કિંમતનો માલ છે...તેને સ્મરણ થયુ, આવી તેજતુરી પોતે રાજગૃહીમાં જોઈ હતી. તેને વિચાર આવ્યો. શેઠને આ શુભ સમાચાર આપવા...પણુ વળતી જ પળે તેના મનમા થયુ...ના શુભ–સમાચારો પણુ ઘણી વાર અકસ્માત સરજે છે. આ વાત નિરાંતે કહેવી જોઈએ.

આમ વિચારીને તે જ્યાં શેઠ ઊભા હતા ત્યાં ગયો..ધનદત્ત શેઠ ઊતરડનાં માટલાં તપાસતા હતા. બિંબિસાર તરત તેમને મદદ કરવા માંડ્યો ધનદત્તે કહ્યુ 'જયકીર્તિ, રાખોડી જોઈને?'

'હા...પરંતુ શેઠજી, ભાગ્યની લીલા કોઈથી સમજાતી નથી... આજે જે વખાર સાવ ખાલી લાગે છે તે આવતી કાલે પાછી બરાબર ભરાઈ જશે'

'તારી વાત સાચી છે...કોઈ પાપકર્મનો ઉદય ચાલે છે એટલે આ બધુ જોવુ પડે છે..' કહી શેઠે એક માટલુ સંભાળીને ઉતાર્યું.

એ માટલામાં પારો હતો. તેઓ બોલ્યા: 'દુકાનમાં પારો સાવ ખલાસ થઈ ગયો હતો એટલે વખારમાં છે કે નહિ તે તપાસવા આવ્યો હતો. વધારે તો નથી પણ પાંચ શેર જેટલો લાગે છે.'

બિંબિસારે કહ્યું: 'માટલુ લઈ લઉં?'

'ના...પારાની કૂપી અહીં લાવીને જ કાલે ભરી લઈશું.' શેઠે કહ્યું.

બિંબિસારે કહ્યું: 'શેઠજી, આવતી કાલે તો રાજભવનમાં જવાનું છે ને!'

'ના રે ના...ત્યાં જઈને શુ કરવુ? મહારાજ તો અહીં છે નહિ..મંત્રીઓને સોનુ ખરીદવુ છે...આપણે આપી શકીએ એમ નથી એટલે જઈને શુ કરવુ?'

'નહિ શેઠજી, નિમંત્રણ છે એટલે જવુ તો જોઈએ...'

શેઠે હસીને કહ્યું: 'તો તુ જ જજેને...તને પણ જાણવાનું મળશે.'

'ભલે તો હું જઈશ. આપના પ્રતિનિધિરૂપે જઈશ. આપે ઓળખપત્ર આપવુ પડશે' બિંબિસારે કહ્યું.

'ભલે...' શેઠે કહ્યું.

અને બંને વખારમાંથી બહાર નીકળ્યા.

## પ્રકરણ ૧૮ મું : : સુવર્ણનો સોદો!

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થયો હતો. રાજભવનના વિશાળ કચેરી ખંડમાં બિછાવેલી મસુણ બેઠકો પર નગરીના મોટા વેપારીઓ,

સાર્થવાહો અને ઝવેરીઓ વિવિધરંગી પાઘ ધારણ કરીને બેઠા હતા. દરેકનાં વસ્ત્રો ઉત્તમ હતાં. દરેકના કંઠમાં વજ્ર, નીલમ, મુક્તા વગેરેની મૂલ્યવાન માળાઓ ને કંઠાઓ શોભતાં હતાં.

બિંબિસાર પણ ધનદત્ત શેઠના મુખ્ય મુનીમ તરીકે માલવીય પોશાક ધારણ કરીને આવ્યો હતો. કચેરી ખંડના દ્વાર પાસે જ ઊભેલા એક રાજપુરુષે બિંબિસારનું ઓળખપત્ર તપાસ્યુ હતુ અને તે સહુ વેપારીઓ સાથે ગાદી પર બેસી ગયો હતો.

બિંબિસારનો ચહેરો ઘણો ભવ્ય હતો, નયનો તેજસ્વી હતાં, કાયા આકર્ષક હતી અને પીળા રંગની માલવીય પાઘ તેના વ્યક્તિત્વને વધારે ઓપ આપી રહી હતી.

અન્ય શ્રીમંત વેપારીઓ માફક તેણે ગળામાં કોઈ પ્રકારની માળા ધારણ નહોતી કરી, છતા તેના સામે સહુ જોઈ લેતા...બાજુમાં બેઠેલા એક વેપારીએ તેનો પરિચય પૂછ્યો. બિંબિસારે કહ્યું : 'ધનદત્ત શેઠનો હું મુનીમ છું...મારુ નામ જયકીર્તિ.'

રાજનો કોષાધ્યક્ષ અને બીજા બે મંત્રીઓ આવી ગયા હતા. મુખ્ય મંત્રીની રાહ સહુ જોઈ રહ્યા હતા. કારણ કે બધા નિમંત્રિત વ્યાપારીઓ આવી ગયા હતા

થોડા સમય પહેલાં ધનદત્ત શેઠનો રાજસંબંધ ઘણો જ ઉત્તમ હતો રાજને જોઈતો માલ તેઓ જ પૂરો પાડતા હતા. પરંતુ છેલ્લે કેટલાક સમયથી તેમની પરિસ્થિતિ પલટાઈ ગઈ હતી એટલે તેઓ ભાગ્યે જ આવતા. આમ છતાં, રાજભવનના મુખ્ય વ્યાપારીઓની યાદીમાં એમનુ નામ અગ્રસ્થાને હતુ અને તેથી જ અવારનવાર તેઓને નિમંત્રણ મળતું હતુ. એ સિવાય, મહામંત્રી એમના મિત્ર પણ હતા.

ચોપદારે મહામંત્રીના આગમનની છડી પોકારી.

બધા વેપારીઓ ઊભા થઈ ગયા.

સ્થિર, ગભીર અને ભવ્ય આકૃતિવાળા મહામત્રી ખડમાં પધાર્યા તેઓએ સર્વ વેપારીઓને કુશળ પૂછ્યા અને સર્વનાં અભિવાદન ઝીલ્યાં. ત્યાર પછી તેઓએ બેઠક લીધી.

થોડી વાર પછી મહામત્રીની આજ્ઞા લઈને કોપાધ્યક્ષે કહ્યું : 'મહાનુભાવો, આપ સર્વને મહામંત્રીની આજ્ઞાથી અત્રે એક કાર્ય માટે બોલાવ્યા છે. આપ સહુ જાણો છો કે રાજેશ્વર મહારાજાધિરાજ સિંધુ સૌવિરમાં બિરાજે છે. સિધુ સૌવિરથી તેઓ લગભગ બે મહિના પછી આવશે. તેઓશ્રીએ સિધુ સૌવિરથી એક મહત્ત્વની ખરીદી માટે આજ્ઞા પાઠવી છે અને તે આજ્ઞા મુજબ રાજને સો વાહ સુવર્ણ ખરીદવુ છે. [એક વાહ એટલે પચીસ મણ ને ચોવીસ શેર ૮૦ તોલાનો એક શેર એવા ચાલીસ શેરનો મણ.] સુવર્ણ વિશુધ્ધ હોવું જોઈએ અને વધુમાં વધુ ત્રણ મહિનાની અદર મળી જવું જોઈએ. જેનો ભાવ ઓછો હશે તેને આ સોદો આપવામા આવશે.'

સુવર્ણનો આવડો મોટો સોદો સાંભળીને બધા વ્યાપારીઓ વિચારમાં પડી ગયા. સહુના મનમાં થયુ, આટલુ બધુ સુવર્ણ બહારથી જ લાવવુ જોઈએ અને અત્યારે વર્ષાકાળ છે ત્રણ મહિનામાં લાવવુ કેવી રીતે?

એક વેપારીએ ઊભા થઈ મહામત્રી સામે બે હાથ જોડીને પ્રશ્ન કર્યો. 'મહામંત્રીશ્વર, આટલુ સુવર્ણ એકત્ર કરી શકાય એમ છે, પરતુ વર્ષાકાળ હોવાથી થોડો સમય લાગે. આપ એકાદ મહિનાનો વધુ સમય આપો તો...'

વચ્ચે જ મહામત્રીએ કહ્યું: 'વર્ષાકાળનો મને ખ્યાલ છે અને તેથી જ મે ત્રણ મહિનાનો સમય આપ્યો છે ..પરતુ જો કોઈ વેપારી બે મહિનામાં આટલુ સુવર્ણ પૂરુ કરશે તો એને દર તોલે દસ કપર્દક વધુ આપવામાં આવશે.'

વેપારીઓ અંદરોઅંદર ચર્ચા કરવામાં ગૂંથાયા. સુવર્ણનો ચાલુ ભાવ એક તોલાના નવ રૂપિયા ને નેવ્યાસી કપર્દક હતો...પણ જો આટલા સોનાની ખરીદી કરવા જઈએ તો સુવર્ણનો ભાવ એકાદ ટકો વધી જાય.

આ બધી ગણતરી રાખીને પાંચ મોટા વ્યાપારીઓએ ભાગમાં સોદો કરવાનો અંદરોઅંદર નિર્ણય કર્યો અને દસ રૂપિયા એંશી કપર્દકનો ભાવ રજૂ કર્યો.

મહામંત્રીએ અન્ય વેપારીઓ સામે જોયું...સોદા અંગે બોલી થવી શરૂ થઈ અને છેલ્લામાં છેલ્લો ભાવ એક તોલાનો દશ રૂપિયા પચાસ કપર્દક બોલાયો.

ધનદત્ત શેઠના મુનીમ રૂપે બિંબિસાર શાંતિથી બેઠો હતો. તે ઊભો થયો અને બોલ્યો: 'મહામંત્રીશ્વર, હું શ્રીમાન ધનદત્ત શેઠનો મુનીમ છું અને એમના પ્રતિનિધિરૂપે આવ્યો છું. એકસો વાહ સુવર્ણ મારા શેઠ બે મહિનામાં આપી શકશે અને અમારો ભાવ એક તોલાનો દશ રૂપિયા રહેશે.'

કચેરી ખંડમાં જાણે એકાએક વીજળી પડી!

બધા વેપારીઓ આ નૂતન અને જુવાન માણસ સામે જોઈ રહ્યા.

મહામંત્રીએ જાતે ઊભા થઈને કહ્યું: 'મહાનુભાવો, શ્રીમાન ધનદત્ત શેઠના મુનીમે દર્શાવેલી મુદત દરમ્યાન અને તેમણે જણાવેલા ભાવથી ઓછા ભાવે સુવર્ણ આપવાની આપનામાં કોઈની ઈચ્છા હોય તો કહેજો'

બધા વેપારીઓ એકબીજા સામું જોઈ રહ્યા હતા. સહુને થયું કે જેની પરિસ્થિતિ આજે બસો તોલા સુવર્ણ ખરીદી શકે એવી નથી તે ધનદત્ત શેઠ આટલું સુવર્ણ ક્યાંથી લાવશે? એનો દીકરો

પરદેશ ગયો છે તે આવી રહ્યો હશે? તે પણ ક્યાંથી આવે? વર્ષા-કાળમાં તેનાં વહાણો કદી આવી શકે નહિ.

કોષાધ્યક્ષે ઊભા થઈ પાંચ વાર સહુ સામે ધનદત્ત શેઠના પ્રતિનિધિએ દર્શાવેલી મુદ્દત અને ભાવની જાહેરાત કરી.

કોઈ એથી નીચે ન ઊતર્યું. કોઈની હિંમત ન ચાલી...

મહામંત્રીની સૂચના મુજબ કોષાધ્યક્ષે બિંબિસાર સામે જોઈને પ્રશ્ન કર્યો. 'શ્રીમાન ધનદત્ત શેઠ બે મહિનામાં એકસો વાહ સુવર્ણ આપી શકશે?'

'હા મહારાજ...'

'અને ન આપી શકે તો?'

'આપ જે શિક્ષા ફરમાવશો તે મસ્તકે ધારણ કરશે.'

'આપે દર્શાવેલી મુદ્દત અને આપે દર્શાવેલ ભાવ મંજૂર કરવામાં આવે છે જો બે મહિનાની મુદ્દતમાં એકસો વાહ સુવર્ણ રજૂ કરવામાં નહિ આવે તો શેઠશ્રીની મિલકત જપ્ત કરવામાં આવશે. એમના પ્રતિનિધિરૂપે તમે આવ્યા છો અને પહેલી વાર આવ્યા છો એટલે આ સોદામાથી છૂટવુ હોય અથવા શેઠશ્રીને વિચાર કરીને સોદો ન સ્વીકારવો હોય તો તમને આવતી કાલ સાજ સુધીની એક તક આપવામા આવે છે. જો આવતી કાલે સાંજ સુધી આપના તરફથી કોઈ સૂચના નહિ મળે તો સોદો મંજૂર થયો માની લેવામાં આવશે. અને આપે દર્શાવેલા ભાવ ઉપરાત દશ કર્પર્દક વિશેષ આપવામાં આવશે.'

બિંબિસારે બે હાથ જોડી કહ્યું: 'મારા શેઠ આ સોદો અવશ્ય પૂરો કરશે...આમ તો તેઓ પોતે જ આવવાના હતા, પરંતુ શરીર કંઈક અસ્વસ્થ હતું એટલે મને મોકલ્યો છે.'

મહામંત્રીએ પૂછ્યુ: 'મુનીમજી, આપનુ શુભ નામ?'

'જયકીર્તિ...'

'આપ હમણાં જ રહ્યા લાગો છો?'

'હા કૃપાળુ...'

'સારુ . તમે મારા રાજ્યના મહાન વેપારીઓ વચ્ચે જે હિંમત દર્શાવી છે તે બદલ મને તમારા ઉપર અધિક માન ઊપજે છે. શેઠશ્રીને મારા વતી કુશળ પૂછજો.' મહામંત્રીએ કહ્યું.

બિંબિસારે મસ્તક નમાવ્યુ.

અને સભા વિસર્જન થઈ. બધા વેપારીઓ ન સમજાય એવા આશ્ચર્ય સાથે મહામંત્રીને નમસ્કાર કરીને ખંડ બહાર વિદાય થયા.

દરેક વેપારીનાં વાહનો રાજભવનના ચોકમાં ઊભાં હતાં બિંબિસાર અશ્વ લઈને આવ્યો હતો. તે પોતાના અશ્વ પર બેસીને રવાના થયો.

મોટા મોટા વેપારીઓ અંદરોઅંદર કહેવા લાગ્યા. 'છોકરો ભારે તેજસ્વી છે...પણ ધનદત્ત એટલુ સુવર્ણ બે મહિનામાં ભેગુ નહિ કરી શકે.. એક તો વર્ષાકાળ છે અને આટલુ સુવર્ણ ખરીદવા માટેનુ ધન પાસે છે જ નહિ'

બીજા વેપારીએ કહ્યું: 'આવતી કાલે સંધ્યા પહેલાં જ આ સોદો ફોક થશે મને લાગે છે કે નવા મુનીમે વટમાં આવીને આ સોદો કરી નાખ્યો છે!'

આ રીતે વિવિધ મંતવ્યો ઉચ્ચારતા ઉચ્ચારતા અને નવા મુનીમના સાહસ પર કટાક્ષ વેરતા વેરતા બધા વેપારીઓ પોતપોતાના વાહનમાં બેસીને વિદાય થયા

દિવસનો બીજો પ્રહર પૂરો થઈ ગયો હતો...સુખપાલ ભોજન માટે ગયો હતો...પરંતુ ધનદત્ત શેઠ જયકીર્તિની રાહ જોતા બેઠા હતા દુકાન બંધ કરી હતી.

અને મુખ્ય દ્વારમાંથી બિંબિસાર દાખલ થયો. અશ્વ પરથી નીચે ઊતરી તેણે પોતાનો અશ્વ કામવાળાને સોંપી દીધો.

નંદા જોઈ ગઈ હતી એટલે તે બોલી: 'બાપુજી, જયકીર્તિ આવી ગયા છે.'

ધનદત્ત શેઠ તરત બહાર ઓસરીમાં આવ્યા. જયકીર્તિ પણ ઓસરી પર આવ્યો. તરત ધનદત્ત શેઠ બોલી ઊઠ્યા: 'રાજભવનની કચેરી જોઈને?'

'હા શેઠજી.'

'કેટલાક વેપારીઓ આવ્યા હતા?'

'લગભગ સાઠેક વેપારીઓ હતા.'

'સારુ..સારુ..હવે હાથપગ ધોઈ લે..આપણે જમતાં જમતાં વાતો કરીશુ.' શેઠે કહ્યુ.

જયકીર્તિ પોતાના ખંડમાં ગયો. પાઘ વગેરે કાઢી, હાથપગ ધોઈને શેઠની બાજુનાં પાટલા પર બેઠો. શેઠે કહ્યું: 'રાજને શું ખરીદવુ હતુ?'

'સોનુ.' બિ બિસારે શાંતિથી કહ્યું.

'સોનુ? ત્યારે તો રાજશેખર શેઠે જ સોદો સ્વીકાર્યો હશે? કેટલુ સોનુ ખરીદવાનુ હતું?'

'એકસો વાહ..'

'ઓહોહો..આટલુ સોનુ કોણ પૂરુ પાડી શકે? રાજશેખરનું પણ ગજું નથી.'

જયકીર્તિ અને ધનદત્ત શેઠ આ ચર્ચા કરી રહ્યા હતા, અને... તે જ વખતે નંદા અને તેની માસીની દીકરી બહેન ભોજનના થાળ લઈને મૂકવા આવ્યાં

જયકીર્તિએ કહ્યુ: 'શેઠજી, આ સોદો આપના વતી મે જ સ્વીકાર્યો છે।'

શેઠ ફાટી આંખે જયકીર્તિ સામે જોઈ રહ્યા...

નંદા પણ ત્યાં ને ત્યાં ઊભી રહી.

જયકીર્તિએ કહ્યું : 'શેઠજી, આ સોદો બે મહિનામાં પૂરો કરવાની મે ખાતરી આપી છે. અને એના દસ કપર્દક દર તોલે વધારે મળશે. દસ રૂપિયાનો ભાવ નક્કી થયો છે.'

'અરે જયકીર્તિ, આ તો ગજબનુ સાહસ કહેવાય! આપણે બસો તોલા સોનુ ખરીદી શકીએ એવી સ્થિતિમા નથી. એકસો વાહ સોનુ એટલે લગભગ ત્રણ હજાર મણ સોનુ થાય...ભારે કરી! મારે અત્યારે જ મહામંત્રીને મળવા જવુ પડશે.'

નંદા અને તેની સખીએ પાટલા પર થાળીઓ મૂકી ..પણ બંને ત્યાં ને ત્યાં ઊભી રહી ગઈ.

બિંબિસારે કહ્યુ : 'શેઠજી, મે આ સોદો ખૂબ જ વિચારીને કર્યો છે...આપને ખબર નથી પણ આપણી પાસે દસ હજાર મણ જેટલુ સોનુ પ્રાપ્ત કરી શકાય એટલી શક્તિ છે!'

'જયકીર્તિ, આજ તે ભાંગ તો નથી પીધીને?'

'ના શેઠજી, હુ સ્વસ્થ છું, અને ખબ જ સમજીને કહુ છુ .. આપણે પહેલાં જમી લઈએ. પછી હુ આપને આપની શક્તિનો ખ્યાલ આપીશ.'

ધનદત્ત શેઠ ભારે વિચારમાં પડ્યા...

બંનેએ જમવાનુ શરૂ કર્યું. જયકીર્તિએ ખૂબ જ પ્રસન્ન મનથી ભોજન કર્યું. આજ તેને હંમેશ કરતાં ભૂખ પણ વધારે લાગી હતી. પરંતુ ચિંતાથી ઘેરાઈ ગયેલા ધનદત્ત શેઠ ખાસ કશુ જમી શક્યા નહિ.

ચિંતા હંમેશ ક્ષુધાની શત્રુ હોય છે!

ભોજનથી નિવૃત્ત થઈને બંને એક ઓરડામાં ગયા. જયકીર્તિએ કહ્યું : 'શેઠજી, આપે ગઈ કાલે રાખોડીના કોથળા બતાવ્યા હતા ને?'

'હા.. પણ આ સોદાનુ શુ ? જયકીર્તિ, મારું આ ભવન જોઈને તેં કલ્પના કરી હોય કે હુ કોટ્યાધિપતિ છુ તો એ વાત સાવ ભૂસાઈ ચૂકી છે...બે મહિનામાં તો શુ પણ બાર વરસમાં યે આટલુ સુવર્ણ–સોનુ ભેગુ કરવાની મારામા કોઈ શક્તિ નથી. તે ભારે ઉતાવળ કરી નાખી છે ..'

'શેઠજી, આપ મારી વાત તો સમજો...રાખોડીના કોથળા એ રાખ નથી પણ સુવર્ણ સર્જક તેજતુરી છે.'

શેઠ ફાટી આંખે જોઈ રહ્યા.

બિંબિસારે કહ્યું: 'આપણે રોજ સો મણ સુવર્ણ બનાવીશુ .. એટલુ સીસું અને પારો તો આપણને બજારમાંથી મળી શકે. ત્રાંબુ પણ મળી શકશે ..લોહ પણ મળી શકશે...આપ સાવ નિશ્ચિંત રહો . સુવર્ણ બનાવવાની સઘળી જવાબદારી મારી છે ..આપ માત્ર શાંતિથી જોયા કરજો.'

ધનદત્ત શેઠે કહ્યું: 'પણ ભાઈ, એ રાખોડી તેજતુરી છે એની કંઈ પરીક્ષા ..'

'શેઠજી, મે તેજતુરી જોઈ છે. એનો પ્રયોગ પણ જાણું છુ અને મને ખાતરી ન થઈ હોત તો હું આવો સોદો કદી કરત નહિ.'

ધનદત્ત શેઠની ઉદાસીનતા ચાલી ગઈ હતી ..તેઓએ જયકીર્તિની પીઠ થાબડી.

ખંડ બહાર નંદા ઊભી રહી હતી...તે મુખવાસનો થાળ લઈને અંદર આવી.

ધનદત્ત શેઠે કહ્યું. 'નંદા, જયકીર્તિ આપણા પરિવારને તારી દે એવું લાગે છે!'

જયકીર્તિ સામે કશું ન સમજાય એવી નજરે જોઈને નંદા ચાલી ગઈ.

પછી તો જયકીર્તિ દામોદરને બોલાવી લાવ્યો...એક સપ્તાહ પર્યંત તેણે કોઈની કલ્પનામા ન આવે એ રીતે ત્રણ હજાર મણ તામ્ર, લોહ, પારદ અને સીસું ભેગુ કર્યું ..ત્યાર પછી પ્રયોગ કોઈને જાણવામાં ન આવે તેમ આરંભી દીધો.

આ પ્રયોગમાં દામોદર ખૂબ જ સહાયક બન્યો .. ..અન્ય કોઈ માનવીની સહાય લીધા વગર બિબિસારે હંમેશ સવાસો દોઢસો મણ જેટલુ સુવર્ણ બનાવવા માંડ્યુ. આ કામમાં નંદા પણ ખૂબ જ ઉત્સાહથી સહાયક બની...અને જયકીર્તિ સાથે સતત સંપર્કમાં રહેવાનુ બન્યુ.

બંનેને હૈયામાં પ્રેમના અંકુરો તો ફૂટી ગયા હતા...સતત સંપર્કથી એ અંકુરો પાંગરવા માંડ્યા.

એક મહિનામાં ત્રણ હજાર મણથી પણ વધારે સોનુ બનાવી દીધુ...

ધનદત્ત શેઠના હૈયામા નવો પ્રાણ ઉભરાવા માંડ્યો... ..તેઓ જયકીર્તિ પ્રત્યે ખૂબ જ મમતાળુ બની ગયા.

અને બીજા પંદર દિવસ પછી જયકીર્તિ અને ધનદત્ત શેઠ મહામંત્રીને મળીને એકસો વાહ સુવર્ણ તૈયાર હોવાનું જણાવ્યું. મહામંત્રી આશ્ચર્યમુગ્ધ બની ગયા.

અને સોનું રાજભંડારમાં પહોંચતુ કરવામાં આવ્યું...રાજમાંથી સોનાની કિંમત પણ ચૂકવવામાં આવી.

ધનદત્ત શેઠનો સિતારો ચમકી ઊઠ્યો.

જાહોજલાલી જીવતી બની.

અને ઉજ્જયનીના અન્ય મહાન વેપારીઓ ધનદત્ત શેઠની આ સ્થિતિ જોઈને ભારે નવાઈ પામ્યા.

ધનદત્ત શેઠ પર ધન્યવાદની છોળો વરસવા માંડી.

અમ્બપાલીનો જવાબ આવી ગયો હતો. પણ તેનો ઉત્તર આપ-

વાની બિંબિસારને ફુરસદ નહોતી રહી અને તે ઉત્તર આપવાનો નિર્ણય કરે તે પહેલાં ધનદત્ત શેઠે ઉજ્જયનીના આગેવાન વેપારીઓને બોલાવીને ઘણા જ ઠાઠમાઠથી પોતાની સુંદર કન્યા નંદાનુ સગપણ જયકીર્તિ સાથે કર્યું.

જયકીર્તિ ધન્ય બની ગયો. નંદા પણ હર્ષિત બની ગઈ.

આસો માસમાં જ બંનેનાં લગ્ન કરવાનુ મુહૂર્ત નગરીના પ્રખ્યાત જ્યોતિષીએ કાઢી આપ્યુ...

ગઈ કાલે જે એક કલ્પનાનુ સ્વપ્ન હતુ તે આજ સાકાર સત્ય બનવા માંડ્યુ.

પણ સગપણ થયા પછી જયકીર્તિના મનમાં પોતાનો સત્ય પરિચય ધનદત્ત શેઠને આપવાની ઇચ્છા થયા કરતી હતી.........

## પ્રકરણ ૧૯મું : : એક બાજુ હર્ષ—એક બાજુ વેદના

લગ્નને પાંચ દિવસ બાકી રહ્યા ત્યારે બિંબિસારે એક રાતે ધનદત્ત શેઠને કહ્યું: 'શેઠજી, એક વાત કરવાની ઇચ્છા ઘણા સમયથી મનમાં થયા કરે છે...પરંતુ સંકોચવશ કહી શકતો નથી.'

'જયકીર્તિ, તું તો મારે મન પુત્ર કરતાંય યે અધિક છે...સંકોચ ન કરવો. જોઈએ...એકાદશીનાં તો લગ્ન છે. તારે જે કંઈ કહેવુ હોય તે નિઃસંકોચ કહી શકે છે...પરંતુ તારી એક વાતનો સ્વીકાર હું કદી નહિ કરું.' શેઠે પોતાની રીતે વાત કરી.

બિંબિસારે કહ્યુ. 'કઈ વાત?'

‘ લગ્ન પછી તારા મનમાં અન્યત્ર રહેવાનો વિચાર હોય તો હું તેને સત્કારીશ નહિ. તારે આ ભવનમાં જ રહેવાનુ છે...’

‘ એવી કોઈ વાત નથી. પણ મેં આપને મારો સત્ય પરિચય નથી આપ્યો.’

શેઠે મુક્ત હાસ્ય સહિત કહ્યું : ‘ તારો સત્ય પરિચય તો મને ક્યારનો મળી ગયો છે. સુવર્ણનો સોદો તારા ભવ્ય જીવનનો પરિચય આપે છે.’

‘ એ તો આપની જ કૃપાનુ પરિણામ છે. હું મારા અંગત પરિચય સબંધી આપની સમક્ષ અસત્ય બોલ્યો છું. હું મગધનો વણિક નથી.’

‘ ત્યારે ?’

‘ મગધેશ્વર પ્રસેનજિતનો પુત્ર યુવરાજ શ્રેણિય છું. પણ મને બિંબિસારના નામે સહુ ઓળખે છે. રાજના નિયમને વફાદાર રહેવા ખાતર મારે દેશવટો ભોગવવો પડે છે.’ બિંબિસારે કહ્યુ.

શેઠની આંખોમાં આનંદ ઉભરાયો...ને હર્ષભર્યા સ્વરે બોલ્યા : ‘ યુવરાજ શ્રેણિક ! ઓહ, આ તો મારી નંદા પરમ ભાગ્યશાલિની બની ગઈ...’

બિંબિસાર ધનદત્ત શેઠના પ્રસન્ન વદન સામે જોઈ રહ્યો. થોડી વાર બંને બચ્ચે મૌન છવાયું. શેઠે કહ્યું : ‘ આ તો સુવર્ણમાં સુગંધ મળી...’

‘ છતાં, મારે આપને જણાવવુ જોઈએ અને આ અંગે મારી એક પ્રાર્થના પણ છે.’

‘ કહે.’

‘ આ મારો પરિચય અન્ય કોઈના કાને ન જવો જોઈએ... કારણ કે હું દેશવટો ભોગવુ છું અને અપરિચિત રહેવા ઇચ્છું છું.’

એ પળ વિચારીને શેઠે કહ્યું : 'તારી ભાવના મુજબ જ બનશે. તું મારો જયકીર્તિ જ રહીશ. આ વાત હું કોઈને નહિ જણાવું.'

બિંબિસારને ઘણો જ સંતોષ થયો. છતાં, આ વાતથી નંદાને વાકેફ કરવી જોઈએ એમ એને લાગ્યા કરતું હતું. પરંતુ ઘરમાં લગ્નની ધમાલ હતી નંદાને મળવાનો અવકાશ મળતો નહોતો અને તેને પણ લગ્ન અગાઉ ત્રણ દિવસ પહેલા જ શેઠના એક મિત્રના ભવનમાં જવું પડ્યું હતું.

ઘણા જ ઠાઠમાઠથી લગ્ન થઈ ગયાં. નગરીના અને નામાંકિત શ્રીમંતો લગ્નોત્સવમાં આવ્યા હતા.

મહારાજ ચંડપ્રદ્યોત હજુ આવ્યા નહોતા.. દસબાર દિવસમાં આવી જાય એવી વકી હતી. પરંતુ રાજના મહામંત્રીએ ધનદત્ત શેઠને રાજનો જોઈએ તેટલો રસાલો આપ્યો હતો. એટલું જ નહિ પણ, રાજના સઘળા મંત્રીઓ લગ્નોત્સવ નિમિત્તે આવ્યા હતા.

સામાજિક નિયમ પ્રમાણે લગ્નવિધિ પૂરો થયા પછી બિંબિસાર વાજતે ગાજતે નવવધૂને લઈને શેઠના મિત્રના ભવન પર ગયો. આજ એકાદશી હોવાથી, ભવન પર નવદંપતીને વધાવી, ગોત્રજનો વિધિ પતાવી નંદાને પિયર વિદાય કરી હતી.

બીજે દિવસે બિંબિસાર પણ ધનદત્ત શેઠના ભવનમાં ગયો હતો.

પોતાની એકની એક કન્યાનાં લગ્ન વખતે માતાપિતાએ ખૂબ જ ઉલ્લાસ દર્શાવ્યો હતો અને જમાઈ તેમ જ પુત્રી ઘરમાં જ રહેશે, એથી ભારે સંતોષ અનુભવ્યો હતો.

ધનદત્ત શેઠે સવાલક્ષ સુવર્ણ મુદ્રાઓ બિંબિસારને પહેરામણીમાં આપી હતી અને કન્યાને પણ પુષ્કળ ધન, અલંકાર, વસ્ત્રો, વગેરે આપ્યાં હતાં.

રાત્રિના બીજા પ્રહરની બે ઘટિકા પછી બિંબિસાર મેડી પર

શણગારેલા શયનગૃહમાં ગયો. આજ તેના અંતરની એક અભિલાષા પૂરી થઈ હતી ..મનોવાંછિત સહધર્મિણી પ્રાપ્ત થઈ ગઈ હતી અને આજની રાત...

શયનગૃહમા હજુ નંદા આવી નહોતી...તેની માસીની દીકરીઓ અને અન્ય સખીઓ વચ્ચે બેઠી હતી. ત્યાથી ક્યારે છુટકારો મળે તે કહી શકાય તેમ નહોતુ...અને અંતરમા પિયુમિલનની આશ થનગનતી હતી.

પિયુમિલનની આશા પણ એક મીઠી અકળામણ છે.

આશાનાં ગીત હૈયામાં ઘણાં રમતાં હોય, પણ પ્રિયતમાનાં પ્રથમ દર્શન સમયે એ બધાં ગીત જાણે શરમાઈને સંકોચાઈ જતાં હોય છે...સંધ્યા વખતે બિડાઈ જતાં કમળની માફક.

બિંબિસારને તો કોઈ ખાસ મિત્રો હતા નહિ ..હવે તો દામોદર પણ આ ભવનમાં જ રહેતો હતો. એ સિવાય બીજા અનેક દાસદાસીઓ રાખવામાં આવ્યાં હતાં. થોડા મહિનાઓ પહેલાં જે ભવન નિરાશ હૈયાના પ્રતીક સમુ હતુ તે જ ભવન આજે મુખરિત બની ગયુ હતુ.

ધનદત્ત શેઠ પરિસ્થિતિના આ પરિવર્તનનો સઘળો યશ બિંબિસારને જ આપતા.

બિંબિસાર શયનગૃહમાં એક સુંદર વિરામાસન પર બેઠો. તેણે ચારે તરફ નજર કરી...સુગંધિત તેલવાળી બે મોટી દીપમાલિકાઓ પૂર્ણ પ્રકાશ બિછાવી રહી હતી...વિશાળ પલંગ પર ફૂલોની ચાદર બિછાવી હતી ..દક્ષિણ તરફના વાતાયનમાંથી મીઠી હવા આવી રહી હતી...પલંગ પાસે જ એક ત્રિપદી પર સુવર્ણનો થાળ પડ્યો હતો .. એમાં પુષ્પમાળાઓ હતી અને તેના પર આછા ગુલાબી રંગનું વસ્ત્ર ઢાંક્યું હતુ.

નંદાના રૂપમાં બિંબિસાર એ પણ ભૂલી ગયો હતો કે આથીયે

ભવ્ય મધુરજની તેણે સપ્તભૂમિ પ્રાસાદમાં માણી હતી. સંગીતના મનોહર સ્વરગુંજન વચ્ચે તેણે દેવી અમ્બપાલીના અધરને ચાંપ્યા હતા.

પરંતુ આજ નંદા જ પોતાના હૈયાનો કબજો લઈ ચૂકી હતી દેવી અમ્બપાલીનો પત્ર આવ્યાને ઘણો સમય વીતી ગયો હોવા છતાં પોતે પ્રત્યુત્તર પણ પાઠવી શક્યો નહોતો બે મહિના તો સુવર્ણના સોદા પાછળ ગયા હતા અને નંદાના સ્મરણમાં જાણે કાળ સાવ સાંકડો બની ગયો હતો.

બિંબિસાર વારવાર દ્વાર તરફ જોતો હતો. નંદા ક્યારે આવે? એના યૌવનના અમૃત વડે હૈયાને ક્યારે તૃપ્ત કરાય? ક્યારે એ રસભર નૈનાંના કાતીલ ઉરભાવના સ્પર્શથી ધન્ય બની શકાય?

જ્યાં અધૈર્ય હોય ત્યાં સમય ઘણો લાંબો થઈ પડે છે.

બિંબિસાર દ્વાર તરફ દૃષ્ટિ રાખીને બેઠો હતો.

અને તેણે જોયુ, લજ્જાના ભારથી જાણે નમી પડેલી હોય તે રીતે નંદાને ખેંચીને તેની માસીની દીકરી ખંડમાં દાખલ થઈ અને તેણે હાસ્યોજ્વલ સ્વરે કહ્યુ: 'શેઠજી, નારી અને ફૂલ બંને સરખાં હોય છે।'

બિંબિસારે હાસ્યવદના સામે જોઈને એ રીતે જ આછા હાસ્ય સહ કહ્યુ .' આપની વાત સાચી છે. ફૂલને કરમાવા ન દેવુ એ જ માળીની કુશળતા છે।'

માત્ર હાસ્યભરી દૃષ્ટિ કરીને નંદાની બહેન તરત પાછી વળી ગઈ. જતી વખતે તેણે શયનખંડનુ દ્વાર અટકાવી દીધુ.

નંદા ત્યાં ને ત્યાં ઊભી રહી ગઈ. પિયુમિલનની આશા ઘડી પહેલાં હૈયામા ભારે આંદોલનો જગાડી રહી હતી અને પ્રીતમ સામે આવતા જ આ શુ થઈ ગયું? સમગ્ર પૃથ્વીની લજ્જા એકાએક નયન–મનને કેમ ઝકડી રહી?

બિંબિસાર આસન પરથી ઊભો થયો.

નેપાળના આછા કૌશેયના ઉત્તરીય વડે નંદાએ ઘૂંઘટ કાઢયો હતો. પરંતુ એનું ગુલાબી વદન અને નીચે ઢળેલાં કમળનયનો યૌવનની ઊર્મિઓ બિછાવી રહ્યાં હતાં.

બિંબિસાર નંદાની પાસે ગયો.

નંદાની એક અટકચાળી સખીએ આસ્તેથી ખંડનું દ્વાર ધકેલ્યું અને એક મીઠા હાસ્ય ગુંજન સહિત પુનઃ અટકાવી દીધું.

નંદાના હૈયાનો ધબકારો વધી ગયો.

બિંબિસાર દ્વાર પાસે ગયો અને આસ્તેથી કમાડની સાંકળ લગાવી દીધી. ત્યાર પછી તે નંદા પાસે આવ્યો અને નંદાના બંને હાથ પકડી લેતાં બોલ્યો : 'પ્રિયે, હવે તારી કોઈ સખી પરિહાસ નહિ કરે...'

પ્રીતમના હાથનો પ્રથમ સ્પર્શ! કેટલો મોહક અને મધુર..! પણ હૈયામાં અનેક વાતો લઈને આવેલી બોલકણી વાણીને આ શું થઈ ગયું છે?

બિંબિસારે નંદાના મુખચંદ્ર આડે વાદળા જેવો છવાયેલો ઘૂંઘટ અળગો કર્યો

નંદાના હૈયાને કંઈક નવો જ અનુભવ થઈ રહ્યો હતો. તેના નયનો કેમેય ઊંચા થતા નહોતાં.

બિંબિસાર અનેક પળ સુધી નંદાના ઉજ્જવળ સુંદર વદન સામે જોઈ રહ્યો. ત્યાર પછી બોલ્યો : 'પ્રિયે, કોઈ વાર મૌન મધુર લાગે છે કોઈ વાર કડવા ઔષધ જેવું લાગે છે...'

નંદાએ આસ્તેથી સ્વામીનાં નયનો સામે નયનો બિછાવ્યાં અને બિંબિસારે નંદાને બાહુબંધનમાં ભીંસીને તેના વદનકમળ પર એક દીર્ઘ ચુંબન ચાંપ્યું!

નંદાને થયું, આ બંધન અનંત કાળ સુધી આવું ને આવું

રહે, અનતકાળ સુધી અધરની મસ્તી આવી ને આવી રહે, અને અનતકાળ સુધી ..

ગમતુ હોય છતાં એમાં અણગમો વ્યક્ત કરવાનો સ્વભાવ નારીમાં સ્વાભાવિક હોય છે. જે બધન અનતકાળ સુધી રહે એવું મનમાં ઇચ્છતી નદાએ બધનમાથી છટકવાનો પ્રયત્ન કર્યો.

પણ બિબિસારે બધન વધારે દૃઢ બનાવ્યુ.

નદાએ પહેરેલી પુષ્પમાળાનાં પુષ્પો બધનના કારણે વિખૂટાં પડીને ત્યાં ને ત્યાં વેરાઈ ગયાં.

મીઠી અકળામણ અનુભવી રહેલી નદા માત્ર એટલુ જ બોલી 'આ ફૂલ...'

બિબિસારે તરત બીજુ ચુબન લઈને કહ્યું : 'આ ફૂલ મારા જીવનનુ સૌભાગ્ય છે. તે કદી નહિ કરમાય!'

શય્યા તરફ બને મદગતિએ ચાલવા માંડ્યાં.

નદાની નજર સુવર્ણના થાળ પર પડી અને તરત તેણે સ્વામીના સ્નેહપાશમાંથી છૂટીને એક માળા લઈ લીધી તરત બીજી માળા બિબિસારે લીધી અને બનેએ એકબીજાના કઠમાં આરોપી.

બિબિસારે મનથી નક્કી કર્યું હતુ કે, નદા સમક્ષ પોતાનો સાચો પરિચય આપવો. પરતુ નદાને જોયા પછી સઘળુ વીસરી ગયો એવી જ સ્થિતિ નંદાની હતી. નદાએ નક્કી કર્યું હતુ કે શયનગૃહમાં જતાં વેત સ્વામીનાં ચરણકમળમાં મસ્તક નમાવવુ. પણ લજ્જાના બોજથી તે સાવ ભુલાઈ ગયુ હતુ.

બિબિસારે નદાને પર્યંક પર બેસાડી.

અહીં આજ બિબિસાર મધુરજની ઊજવી રહ્યો હતો અને વૈશાલીના સપ્તભૂમિ પ્રાસાદમાં દેવી અમ્બપાલી પ્રસૂતિ શય્યામાં પોઢી હતી બાજુમાં જ અગિયાર દિવસની કમળ જેવી સોહામણી કન્યા પોઢી ગઈ હતી.

અમ્બપાલીએ આસો વદી એકમના રાત્રિકાળે કન્યાને જન્મ આપ્યો હતો. પ્રસૂતિ સુખરૂપ થઈ હતી. પરંતુ અમ્બપાલીનું ચિત્ત ભારે વેદના અનુભવી રહ્યું હતું. છેલ્લા ત્રણ મહિનાથી સ્વામીનો કોઈ સંદેશ આવ્યો નહોતો. પોતાના પત્રનો ઉત્તર પણ આવ્યો નહોતો. આથી તે ખૂબ જ અકળામણ અનુભવી રહી હતી. તેના મનમાં એમ જ થયા કરતું હતું કે તેઓ શું ઉજ્જયનીથી અન્ય કોઈ નગરી તરફ ગયા હશે? જો તેઓ આ તરફ આવવા નીકળ્યા હોય તો આટલો સમય કદી લાગે નહિ. તેઓનું આરોગ્ય તો નહિ કથળ્યું હોય ને?

અમ્બપાલીને એવી કોઈ કલ્પના નહોતી કે બિંબિસાર પોતાને ભૂલી જશે અને અન્ય કોઈ નારીના બંધનમાં બંધાઈ જશે!

આજે સવારે જ તેણે માધ્વિકાને આજ્ઞા કરી હતી કે પુત્રી-જન્મના સમાચાર મોકલવા માટે એક ખેપિયાને આજ ને આજ રવાના કરવો.

દેવી અમ્બપાલીની આજ્ઞા મુજબ તેણે એક ખેપિયાને તૈયાર પણ કર્યો હતો. અને દેવી અમ્બપાલીએ શય્યામાં બેઠાં બેઠાં એક પત્ર પણ લખી આપ્યો હતો.

આજ સંધ્યા પહેલાં જ ખેપિયો રવાના થઈ ચૂક્યો હતો.

અમ્બપાલીને એ પણ યાદ આવ્યું હતું કે જ્યોતિષીએ લખી આપેલા પત્રનું વાચન કરવું જોઈએ. પણ માધ્વિકાએ પ્રસુતિકાળના વીસ દિવસ પૂરા થયાં પછી એ પત્ર વાંચવો જોઈએ એમ જણાવ્યું હતું.

આથી જ્યોતિષીનો પત્ર એમ ને એમ સીલબંધ સચવાઈ રહ્યો હતો.

અમ્બપાલીના હૃદયને જેમ બિંબિસારનો પ્રશ્ન પીડી રહ્યો હતો તેમ જેનાં નયન, વદન, કર અને ચરણ કમળ સમાન છે એવી

કન્યાને માત્ર નેવુ દિવસ જ રાખી શકાશે. ત્યાર પછી કન્યાનો ત્યાગ કરવો પડશે. આ ચિંતા એક માતૃહૃદયને ભારે વીંધી રહી હતી.

આ બધી ચિંતાનો કોઈ ઉકેલ તેને દેખાતો નહોતો. એથી જ જ્યોતિષીનો પત્ર વાંચવા અર્થે તેનુ ચિત્ત ભારે આતુર બની ચૂક્યુ હતુ.

ક્યારે વીસ દિવસ પૂરા થાય અને ક્યારે જ્યોતિષીનો પત્ર આંખ સામે આવે?

પણ દિવસોને જતાં વાર લાગતી જ નથી.

અમ્બપાલીએ વિધિવત્ વીસ વાસાનું સ્નાન કર્યું. વૈદરાજે નાડી પરીક્ષા કરીને આરોગ્ય અંગે કોઈ ભય નથી એવો અભિપ્રાય આપ્યો.

અને એકવીસમે દિવસે પ્રાતઃકાળે જ અમ્બપાલીએ માધ્વિકાને જ્યોતિષીનો પત્ર લાવવાની આજ્ઞા કરી.

વૈદની સલાહ મુજબ ચાલીસ દિવસ પર્યંત અમ્બપાલીએ પ્રસૂતિ અંગે નક્કી કરેલા ખંડમાં જ રહેવાનુ હતું. અને એટલામાં જ હરવા ફરવાનું હતું એટલે તે જ્યોતિષીનો પત્ર લેવા પોતાના શયન-ખંડમાં જઈ શકતી નહોતી

માધ્વિકા જ્યોતિષીનો સીલબંધ પત્ર લઈ આવી.

ઘણા જ આતુર ભાવ સાથે અમ્બપાલીએ પેટિકાનુ સીલ તોડીને અંદરથી તાલપત્ર કાઢ્યુ ..

ઉષાનો આછો પ્રકાશ ખંડમા પથરાઈ ગયો હતો.

અમ્બપાલીએ તાલપત્ર આંખ સામે ધર્યું કે તરત કન્યા એકાએક રડવા માંડી. તરત માધ્વિકાએ કન્યાને ઉઠાવી લીધી...

થોડી પળો પછી કન્યા શાંત થઈ એટલે અમ્બપાલીએ પત્ર વાચન શરૂ કર્યું.

જેમ જેમ તે પત્ર વાંચતી ગઈ તેમ તેમ તેનો ઉષા જેવો

સુંદર ચહેરો ગંભીર અને ચિંતાગ્રસ્ત બનવા માંડ્યો. ફરી વાર તેણે પત્ર વાંચ્યો.

વૈશાલીના પ્રખ્યાત જ્યોતિષીએ જણાવ્યું હતુ :

'મહાદેવી અમ્બપાલીનુ દીર્ઘાયુ હો. મે આપને કહ્યું હતું કે કન્યા રત્નનો જન્મ થશે. આ પત્ર વાંચતી વખતે તે વાત સત્ય પુરવાર થઈ ગઈ હશે. કન્યા અતિસુંદર, રૂપવતી અને ગુણવતી બનશે. પરંતુ ગ્રહયોગ એટલો વિચિત્ર છે કે નેવુ દિવસ પછી એકાણુમા દિવસે જો આપની કન્યાને જોશો તો અંધ બની જશો એ એક નિશ્ચિત વાત છે.

આપના સ્વામી યુવરાજ બિંબિસારના પ્રસ્થાનનો મે શુભ દિવસ કાઢી આપ્યો હતો, પરંતુ તેઓને એ પહેલાં જ વૈશાલી છોડવુ પડ્યુ હશે.

યુવરાજ બિંબિસાર ઉજ્જયની જશે એમાં કોઈ સંશય નથી. અને આપની કન્યાના જન્મ પછી દસ દિવસ બાદ તેઓ એક કન્યા સાથે લગ્ન કરશે ..આ, લગ્ન પછી તેઓ સુખી બનશે. એટલુ જ નહિ પણ, છ માસ પછી એકાએક એમના ભાગ્યનુ પરિવર્તન થશે .. એમનુ ભવિષ્ય ઘણુ ઉજ્જવળ છે ..પરંતુ આપને ઘણા લાંબા સમય પર્યંત સ્વામીનો વિયોગ સહવો પડશે. આ વાત મિથ્યા નહિ બને. આપ જે જાણવા માગતાં હતાં તે આ પત્રથી મેં આપને જ્યોતિષની ગણતરી પ્રમાણે જણાવ્યુ છે.'

પત્રની નીચે જ્યોતિષીના સ્વાક્ષર હતા અને આશીર્વાદ પણ હતા.

માધ્વિકાએ દેવીને ગંભીર ચિંતામાં ડૂબેલાં જોઈને કહ્યું : 'મહાદેવી...'

'માધ્વિકા, ગઈ કાલે ઉજ્જયની ગયેલો ખેપિયો પાછો ક્યારે આવી પહોંચશે ?'

'ઓછામાં ઓછા પંદર વીસ દિવસ તો થશે જ.'

'સારુ ...' કહીને અમ્બપાલીએ પત્રને પુનઃ પેટિકામાં મૂક્યો અને પેટિકા બંધ કરી કહ્યું : 'સંભાળીને મૂકી દે.'

માધ્વિકાએ પેટિકા લેતાં પહેલાં હાથમાં સંભાળેલી કન્યાને આસ્તેથી શય્યામાં સુવાડી ..ત્યાર પછી પેટિકા લઈને તે ચાલી ગઈ... જતી વખતે તેણે જોયું ..દેવી અમ્બપાલીના નયન કિનારે મોતી જેવાં આંસુ ચમકતાં હતાં.

પરંતુ વળતી જ પળે અમ્બપાલી સ્વસ્થ બની ગઈ અને પોતાની કન્યાને પડખું આપી હૈયા સરસી દબાવી.

એના મનમાં થયું ...ભલે અંધ બનવું પડે .ભલે નષ્ટ થવું પડે...પણ ભાગ્યથી પ્રાપ્ત થયેલા આવા સુંદર રત્નનો ત્યાગ કેમ કરીને કરી શકાય ?

અમ્બપાલીએ પુનઃ કન્યાને હૈયા સરસી દબાવી.

## પ્રકરણ ૨૦ મું : : સુંદરીનો ત્યાગ

આચાર્ય ગોપાલસ્વામી કાદંબિની પર પ્રયોગમાં સફળ થઈ ગયા હતા.

આસો સુદિ પૂર્ણિમાના દિવસે કાદંબિની સંપૂર્ણ વિષમુક્ત થઈ ગઈ હતી અને આચાર્યે હરણ, શશક, હંસ, સારસ, મૂષક, વગેરે વિવિધ પ્રાણીઓ પર ચુંબન દંશન વગેરેથી ખાતરી પણ કરી લીધી હતી.

પરંતુ ગોપાલસ્વામીએ કરેલા વિષમુક્તિના પ્રયોગના પરિણામે

કાદંબિની ભારે નિર્બળ બની ગઈ હતી. જાણે એમ જ લાગતુ હતુ કે તે અકાળ વાર્ધક્યનો ભોગ બની ગઈ છે, પરંતુ કાદંબિનીને પોતાનુ ગમે તે થાય એ ચિંતા હતી જ નહિ..વિષમુક્તિ મળે તો પોતાનુ અભિશપ્ત જીવન અન્ય કોઈ માટે ખતરો ન બને એ એક જ વ્યથા તેના પ્રાણને વલોવી રહી હતી અને તે વ્યથા શરદ પૂનમની રાત્રિએ હંમેશ માટે નષ્ટ થઈ હતી.

આ પ્રયોગકાળ દરમ્યાન કાદંબિનીને આકરામાં આકરા પથ્યનું સેવન કરવુ પડ્યુ હતુ...વીસ દિવસ પર્યંત તો કેવળ શ્રુતિશીત જળ પર જ રહેવું પડ્યુ હતું...ત્યાર પછી પણ વનસ્પતિના યોગથી સિદ્ધ કરેલા દૂધ ઉપર અને મગનાં યૂષ પર રહેવું પડ્યુ હતુ. આવું આકરુ પથ્ય પાળવામાં કાદંબિનીએ એક પળ માટે પણ અણગમો અનુભવ્યો નહોતો. તે સમજતી હતી કે કાયાના રોમેરોમમાં પ્રસરેલુ વિષ નષ્ટ કરવુ એ સહજ સરલ નથી.

કાદંબિનીને વિષમુક્ત કર્યાં પછી આચાર્ય ગોપાલસ્વામીએ તેને વધુ એક માસ રહેવાનુ જણાવ્યું. કારણ કે તેનામાં નવુ લોહી ભરવુ હતુ, કરમાયેલા યૌવનને સજીવન કરવુ હતું, પ્રયોગથી આવેલી નિર્બળતાને નષ્ટ કરવી હતી.

આસો વદિ ત્રીજથી આચાર્યે કાદંબિની પર ગ્રાહણ ક્રિયા શરૂ કરી. કાદંબિનીએ આચાર્યનાં ચરણમાં મસ્તક નમાવીને કહ્યું હતું : 'ગુરુદેવ, હુ આપનો ઉપકાર...'

વચ્ચે જ ગોપાલસ્વામીએ કહ્યું. 'કાદંબિની, ઉપકાર તો મારે તારો માનવો પડશે...જો તું અહી ન આવી હોત તો વિષકન્યાના વરણનો પ્રયોગ કદી સિદ્ધ થાત નહિ વિષકન્યા નિર્માણ કરનારા મહાન પ્રયોગકારો એમ જ માનતા હોય છે કે આ પ્રયોગનુ કોઈ વારણ નથી...પરંતુ આ માન્યતાનો હું હંમેશ વિરોધી રહ્યો હતો. માનવનું

કોઈ પણ સર્જન માનવીથી જ નષ્ટ થઈ શકે છે. મારી આ દઢ માન્યતાને તારાથી બળ મળ્યુ છે અને મારુ વિજ્ઞાન સફળ થયું છે.'

કાદંબિની પ્રસન્ન નજર અને આભારથી ઉભરાતા ભાવે આચાર્ય સામે જોઈ રહી.

આચાર્ય ગોપાલસ્વામીએ કહ્યું: 'પુત્રી, તને વિષમુક્ત કરતી વખતે જ મને ખાતરી થઈ હતી કે તુ કોઈની કુળવધૂ થવા જ સરજાયેલી છે. તારા માટે મને એક વિચાર પણ આવ્યો છે...જો તારી ઇચ્છા હશે તો તારો પિતા બનીને કર્તવ્ય પૂરું કરી શકીશ.'

કાદંબિની કંઈક સમજી ગઈ. તે પ્રશ્નભરી નજરે જોઈ રહી. આચાર્યે કહ્યુ. 'કાદંબિની આર્ય સુમંતને તે જોયો છે?'

'હા ..'

'આર્ય સુમંત એક સ્વસ્થ નવજવાન છે. ઉત્તમ વૈદ છે ..દક્ષિણાપથના રહેવાસી છે...મને લાગ્યુ છે કે તુ એની ધર્મપત્ની બનવા માટે યોગ્ય છે.'

કાદંબિની સલજ્જ નયને નીચુ જોઈ રહી.

'છ મહિના પછી તે પોતાના વતનમાં પાછો જશે...મને એના પ્રત્યે પૂર્ણશ્રદ્ધા છે કે તે એક નિષ્ઠાવાન વૈદ્ય બનશે. એટલુ જ નહિ પણ, દક્ષિણાપથમા તે યશ અને કીર્તિ બંનેનો સ્વામી બનશે.'

'પરંતુ .' અચકાતાં અચકાતા કાદંબિની બોલવા ગઈ વધુ બોલી શકી નહિ.

આચાર્યે કહ્યું · 'તારી ઇચ્છા ન હોય તો મારુ કોઈ પ્રકારનું દબાણ છે એમ ન માનીશ...'

'બાપુજી, આર્ય સુમંત જેવા શ્રેષ્ઠ પુરુષની સહધર્મિણી બનવાનું ભાગ્ય એ મારા માટે નાની વાત નથી ..પરંતુ હુ કુલજાતહીન...'

વચ્ચે જ આચાર્યે હસીને કહ્યું: 'પુત્રી, વૈદ નાડી પરીક્ષા કરીને

નક્કી કરે છે...જાત જોઈને કશું નક્કી કરતા નથી જાત એ માનવીનું સાચુ ધન નથી...સંસ્કાર એ જ સર્વોત્કૃષ્ટ ધન છે...આર્ય સુમંત એક પવિત્ર બ્રાહ્મણ છે..અને તેના મનમાં આવો કોઈ પ્રકારનો જાતિભેદ છે નહિ...વળી, શાસ્ત્રીય દૃષ્ટિએ પણ, ઉચ્ચ પુરુષ ઊતરના વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે.'

કાદંબિનીએ સમતિસૂચક ભાવે આચાર્યના બને પગ પકડી લીધા.

આચાર્યે આશીર્વાદ આપ્યા. પછી તો ઔષધ પ્રયોગ ભારે ઝડપી બન્યો...માત્ર પંદર જ દિવસમા કાદબિનીનુ કરમાયેલુ યૌવન ખીલી ઊઠ્યું...વિષ નિવારણના પ્રયોગથી ખોવાયેલી લાલી પાછી આવી ગઈ...નવા ગૌરવ સાથે.

આચાર્યે પોતાના પ્રિય શિષ્ય આર્ય સુમંત સાથે કાદબિનીને ધર્મપત્ની બનાવવા અગેની ચર્ચા કરી હતી અને આર્ય સુમંતે ગુરુની વાતને આશીર્વાદ રૂપે મસ્તકે ચડાવી લીધી હતી.

પ્રયોગકાળનો એક મહિનો પૂરો થઈ ગયો. કાદંબિની નૂતન યૌવન, નૂતન આરોગ્ય, નૂતન ચેતના અને નૂતન ભાવધારાની સ્વામિની બની ગઈ.

માગશર માસના પ્રથમ સપ્તાહમાં જ આચાર્યે આર્ય સુમંત અને કાદબિનીનાં શુભ લગ્ન કરી દીધાં.

કાદબિનીના હૈયામાં કુળવધૂ બનવાની જ કવિતા રમતી હતી તે સાકાર બની ગઈ...જીવનમાં કાળની છાયા સમો આવેલો અભિશાપ શીતલ વેલડી સમો આશીર્વાદ બની ગયો.

કાદબિનીને જીવનનો સરલ પથ મળી ગયો. આચાર્ય ગોપાલ-સ્વામીને ઘણો સતોષ થયો.

મગધની રાજધાની રાજગૃહીમાં મહિનાઓથી કાદંબિનીની ગુપ્ત રૂપે તપાસ ચાલી રહી હતી...પરંતુ એના કશા વાવડ મળતા નહોતા.

મગધના મહામંત્રી એવું ઇચ્છતા જ નહોતા કે કાદંબિની એક વિષકન્યા છે એ વાત લોકો જાણે.

વૈશાલીમાંથી સહીસલામત છટકી ગયેલી કાદંબિની માર્ગમાં ક્યાં અટવાઈ પડી હશે? અથવા તો વૈશાલી પ્રદેશની સીમા પાર કરવા જતાં વૈશાલીના રક્ષકોના હાથમાં સપડાઈ ગઈ હશે કે શું બન્યું હશે?...

આ અંગે પાકી તપાસ કરવા મહામંત્રીએ કેટલાક ચર પુરુષોને વૈશાલી અને તેની આસપાસના પ્રદેશમાં મોકલી આપ્યા હતા. બે મહિના સુધી નિષ્ફળ તપાસ કરીને બધા પાછા આવ્યા અને મહામંત્રી તેમ જ મગધેશ્વરને ભારે આશ્ચર્ય થયું. છેવટે તેઓએ એમ જ માન્યું કે વૈશાલીના સીમા રક્ષકોએ કાદંબિનીને પકડી લીધી હશે અને કાં તો કાદંબિનીએ આત્મહત્યા કરી હશે અથવા એનો વધ કરવામાં આવ્યો હશે!

ધનંજય રાજગૃહીમાં આવી ગયો હતો...એકાદ મહિનો રોકાઈને તે પાછો ઉજ્જયની જવાનો હતો..

પરંતુ મહામંત્રીએ તેના પર એક જબ્બર કાર્યનો ભાર મૂકી દીધો અને ઉજ્જયની તરફ અન્ય કોઈને મોકલવાની વ્યવસ્થા વિચારી.

આથી ધનંજયને નછૂટકે તક્ષશિલા જવાની તૈયારી કરવી પડી.

તક્ષશીલામાં વર્ષાકાર અને કુમાર જીવકનો અભ્યાસ પૂરો થઈ ગયો હતો. એ બંનેને ઘણા જ આદર સાથે લઈ આવવાના હતા એટલે મગધેશ્વરના પ્રતિનિધિ રૂપે ધનંજયને પસંદ કરવામાં આવ્યો હતો.

ધનંજયે યુવરાજ બિંબિસારના જે કંઈ સમાચારો આપ્યા હતા, તે બધા સમાચારો સાંભળીને મહામંત્રીને અને મગધેશ્વર પ્રસેનજિતને ઘણો જ સંતોષ થયો હતો.

આ અંગે મગધેશ્વરે મહામંત્રીને કહ્યું હતું: 'મને લાગે છે કે, હવે આપણે યુવરાજને અહીં બોલાવી લઈએ. ચૌદ પંદર મહિના થઈ ગયા છે અને અહીંનો ભય રહ્યો નથી.'

મહામંત્રીએ કહ્યું: 'મહારાજ, હજી ભય નિર્મૂળ થયો ન કહેવી શકાય. મેં સાંભળ્યું છે કે મહાદેવી ત્રૈલોક્યસુંદરી કામરૂપના એક વૈદનો પ્રયોગ કરી રહ્યા છે. જો એ પ્રયોગ સફળ થશે અને મહાદેવી સગર્ભા થશે તો યુવરાજશ્રી પર મોતની એવી ને એવી આપત્તિ ઊભી રહેશે. થોડો સમય કસોટી પર રાખવો જોઈએ.'

મગધેશ્વરે કહ્યું: 'આપની વાત સાચી છે. પરંતુ મહાદેવીને હવે સંતાન થવાનો કોઈ સંભવ નથી.'

મહામંત્રીએ હસીને કહ્યું: 'કૃપાળુ, લાલસા એક વધુમાં વધુ બૂરી ચીજ છે! આપે તો સાંભળ્યું જ હશે કે ચાલાક સ્ત્રીઓ સગર્ભા થયા વગર પણ પુત્રજન્મનો ઉત્સવ ઊજવી શકે છે?'

'હું સમજ્યો નહિ.'

'ચાલાક સ્ત્રીઓ સગર્ભા હોવાની વાત જાહેર કરે છે. વાસ્તવમાં કશું હોતું નથી. પરંતુ નવ મહિના ને દશ દિવસ સુધી એવો જ દેખાવ કરે છે અને ત્યાર પછી તેને પુત્ર જ જન્મે છે.' મહામંત્રીએ હળવા હાસ્ય સાથે કહ્યું

મગધેશ્વર પ્રસેનજિત તરત હસી પડ્યા અને હસતાં હસતા બોલ્યા. 'મંત્રીશ્વર, મને લાગે છે કે આપ કોઈ સ્વપ્નની કથા કહી રહ્યા છો. સગર્ભા સ્ત્રીનું પેટ કદી છૂપું રહી શકતું નથી.'

'આપની વાત સત્ય છે. સગર્ભા સ્ત્રીનું પેટ છૂપું નથી રહી શકતું. પરંતુ ચાલાક સ્ત્રીનું પેટ બરાબર છૂપું રહી શકે છે. એ પોતાના પેટના ભાગને કૃત્રિમ રીતે કંઈ પણ બાંધીને મોટું દેખાડી શકે છે.'

આ વાત સાંભળીને મગધેશ્વર આશ્ચર્યમાં પડી ગયા. તેમણે કહ્યું.

'તમારી વાત સાચી છે. શ્રેણિકને હમણાં બોલાવવો તે બરાબર નથી. પરંતુ કામરૂપના વૈદે મને સ્પષ્ટ કહ્યું છે કે મહાદેવી હવે સગર્ભા બની શકશે નહિ. એ તો કેવળ મહાદેવીના આત્મસંતોષ ખાતર જ મારા પ્રોત્સાહનથી ઔષધપ્રયોગ કરી રહ્યા છે'

'એ બરાબર છે ..કોઈ પણ પ્રમાણિક વૈદ ખોટું આશ્વાસન આપી શકે જ નહિ. મને ભય તો રહ્યા જ કરે છે. કદાચ આ પ્રયોગ સફળ થયો છે એ બહાના નીચે આવુ કંઈક બને જોઈએ છીએ. આપને હવે કેમ રહે છે?'

'તમે નાગ સંનિવેશ તરફ ગયા હતા અને હુ બીમાર પડી ગયેલો. છેલ્લા ચાર દિવસથી કંઈક ઠીક છે.'

'રાજવૈદ શું કહે છે?'

'અવસ્થાજન્ય નબળાઈ હોવાનુ કહે છે. પરંતુ મારો વિચાર છે કે જીવક આવી જાય એટલે એની ચિકિત્સા કરાવવી મે સાંભળ્યું છે કે, જીવક કાયાકલ્પનું વિજ્ઞાન શીખ્યો છે અને શસ્ત્ર ચિકિત્સામાં પણ ઘણો કુશળ બન્યો છે.'

'હા મહારાજ, મે પણ જીવકની ખૂબ જ પ્રશંસા સાંભળી છે. આચાર્ય આત્રેય તો એમના પર ગર્વ લઈ રહ્યા છે. ખરેખર, જીવક મગધનો મહાપુરુષ બનશે. વર્ષાકાર પણ કૂટનીતિ અને રાજનીતિમાં અજાડ બન્યો છે' મહામંત્રીએ કહ્યું.

આ ચર્ચા પછી એક સપ્તાહ બાદ ધનંજય તક્ષશિલા તરફ વિદાય થયો તેણે પોતાની સાથે બે રથ અને દસ અશ્વારોહીઓ રાખ્યા હતા.

પરંતુ તક્ષશિલા જતાં પહેલા તેણે સુરસેન નામના એક વિશ્વાસુ રક્ષકને ઉજ્જયની તરફ રવાના કરી દીધો હતો. સુરસેનને મોકલતી વખતે ધનંજયે પાંથશાળાનુ નામઠામ લખી આપ્યુ અને યુવરાજને દેવાનો એક પત્ર પણ લખી આપ્યો હતો

આમ, તે કંઈક નિશ્ચિંત બનીને તક્ષશિલા તરફ રવાના થઈ ગયો હતો.

આ તરફ દેવી અમ્બપાલીનો ખેપિયો ઉજ્જયનીમાં ચાર દિવસ રોકાઇને પાછો ફર્યો હતો. કારણ કે પાથશાળામાં હવે દામોદર પણ નહોતો. અને બિંબિસાર તો નવવધૂના પ્રેમમાં એટલો ખોવાઈ ગયો હતો કે તેને અન્ય કોઇની યાદ નહોતી. અર્થાત્ તે પોતાની દુનિયાને માત્ર નંદામા જ જોઈ રહ્યો હતો.

ખેપિયાએ પાંથશાળાના સંચાલકને વાત કરી. પાંથશાળાના સંચાલકે કહ્યું· ‘જયકીર્તિ શેઠ ક્યાંક બહારગામ ગયા છે. એમનો માણસ અહી રહેતો હતો તે પણ એમની પાસે ગયો છે. કયે ગામ ગયા છે તેની મને ખબર નથી.’

આમ છતાં ખેપિયો ચાર દિવસ રોકાયો. નગરી મોટી હતી. બિચારો ક્યાં ફરે ને કોને પૂછે? છેવટે નિરાશ થઇને તે પાછો ફર્યો.

દેવી અમ્બપાલીના મનમાં આથી કંઇક સંતોષ પણ થયો કે સ્વામીનો સંદેશ ન મળવાનુ કારણ અન્ય કોઈ નહિ, પણ તેઓ ક્યાંક પ્રવાસે ગયા છે તે જ હોવું જોઇએ.

પરંતુ જ્યોતિષનું ભાવિ ..?

તો પછી યુવરાજે અન્ય લગ્ન કર્યાં હશે? ના ..ના...તેઓ એવા તો છે જ નહિ. તો પછી તેમનો સંદેશો કેમ નહિ આવ્યો હોય? શું તેઓ કોઈ પણ સ્થળે સ્થિર બનીને ગૌરવભરી રીતે મને લઈ જવાના હશે?

ઓહ, જ્યોતિષી તો ઘણું સ્પષ્ટ જણાવે છે કે વિયોગકાળ ઘણો લાંબો રહેશે એમણે ભાખેલા ભાવિનો પૂર્વ ભાગ સત્ય હોય તો ઉત્તર ભાગમાં શા માટે સંશય રાખવો જોઇએ?

આમ, એકાદ સપ્તાહ પછી તેણે જાતે પત્ર તૈયાર કર્યો અને પોતાના એક સૈનિક સાથે ઉજ્જયની રવાના કર્યો.

પ્રસૂતિકાળ પૂરો થઈ ગયો હતો અને લગભગ સિત્તેર દિવસ થયા હતા. અમ્બપાલી દરેક વાતે સ્વસ્થ હતી. એનું આરોગ્ય એટલું સુંદર અને અપૂર્વ હતું કે કોઇ પણ જોનારને એમ ન લાગે કે દેવી અમ્બપાલીને એક બાળક અવતર્યું છે! એમ જ લાગે કે દેવી હજી પુરુષથી અસ્પૃશ્ય છે, નવોઢા છે, ખીલતા યૌવનની બહાર છે.

અમ્બપાલીએ પોતાની સુંદર કન્યાનું નામ પદ્મસુંદરી રાખ્યું હતું અને નામકરણ વિધિ વખતે તેણે નગરનાં હજારો બાળકોને મીઠાઈ વહેંચી હતી અને યાચકોને પુષ્કળ દાન આપ્યું હતું.

નાની કન્યા પદ્મ જેવી કોમળ અને સુંદર હતી, એવી જ નયન મનોહર પણ હતી. ધાવમાતા વારવાર કહેતી કે, 'દેવી, આ કન્યા ષોડષી બનશે ત્યારે આપના કરતાં યે સવાઈ હશે.'

બાપને જેમ પુત્ર સવાયો થાય તે પ્રિય હોય છે, તેમ, માને દીકરી સવાઈ થાય તે ગમે છે..

સિત્તેર દિવસ પછી માધ્વિકાએ દેવીને કહ્યું. 'મહાદેવી, હવે માત્ર વીસ જ દિવસ રહ્યા છે. જો આપ નહિ સમજો તો પરિણામ અતિ વિપરીત આવશે. જે પ્રિય કન્યાને જોવાનો અંતરમાં પ્રેમ છલકે છે તે કન્યાને જીવનભર જોઈ શકાશે નહિ. એટલે આપ કોઈ પ્રકારનો દુરાગ્રહ સેવ્યા વગર જ્યોતિષીના કથન પ્રત્યે શ્રદ્ધા રાખો...'

'માધુ, હું બધું સમજું છું. પણ આ કેવળ મારી સંપત્તિ નથી. મારા સ્વામીની પણ એક મીઠી સ્મૃતિ છે.'

'એ બધું હોવા છતાં આપે આ વાતનો વિવેકથી ઉકેલ લાવવો જોઈએ. આપ કલ્પના તો કરો...અંધાપો આવ્યા પછી આપ શું જોઈ શકવાનાં હતાં? આપના સ્વામીને પણ કેવી રીતે જોઈ શકશો?'

'તો શું કરવું?'

'એ અગે તો મેં આપને કહ્યું જ હતું. તારિકા ઉત્તમ અને વફાદાર છે. આપ પોતે પણ એના જ હાથમાં મોટાં થયાં છો. કન્યાને એના હાથમાં સોંપી દો અને અન્ય પ્રદેશમાં મોકલી આપો તારિકા એને જીવ માફક જાળવશે. વળી, પુષ્કળ ધન આપવાથી આપના રત્નનો ઉછેર પણ આપ ઇચ્છો છો એવો જ થશે.'

અમ્બપાલી વિચારમાં પડી ગઈ.

ચાર છ દિવસ પછી દેવી અમ્બપાલીએ નછૂટકે પોતાની પ્રિય કન્યા પદ્મસુદરીને તારિકા સાથે વિદાય કરી.

તારિકા પદ્મસુદરીને લઈને ચપાનગરી તરફ રવાના થઈ.

અમ્બપાલીનો ભાંડારિક સાથે ગયો. અમ્બપાલીએ એક સુદર ભવન ખરીદી લઈ બધાં સાધનો વસાવી દેવાની ખાસ ભલામણ કરી હતી.

પુત્રીના પ્યારમાં તે પતિની યાદને વીસરી જતી..પરતુ હવે બને યાદ એના ચિત્તને વ્યથિત બનાવવા માંડી.

## પ્રકરણ ૨૧ મું : : પ્રત્યુત્તર

હૈયામાં વ્યથા ઉભરાતી હોય ત્યારે સમય પણ શત્રુ સમો બને છે. અને અંતરમા ઇચ્છિત સુખનો આનદ રમતો હોય ત્યારે સમય કેમ ચાલ્યો જાય છે તેની ખબર પણ પડતી નથી.

અંતરમાં બે દર્દ વ્યથા આપી રહ્યાં હતાં...એક તો કમળના

ફૂલ જેવી પુત્રીનો વિયોગ અને સ્વામીના વિરહની વ્યથા! સમય કોઈ પણ ઉપાયે જતો નહોતો.

માધ્વિકા દેવીના ચિત્તને પ્રસન્ન કરવાના અનેક ઉપચાર કરી રહી હતી. સંગીતકારો પણ દેવીના કલામય પ્રાણને જાગૃત કરવા ખાતર વિવિધ રાગ–રાગિણીનાં સ્વરૂપો રજૂ કરતા હતા ..દુઃખને ભૂલવા માટે માનવીએ કંઈક તો કરવું જ પડશે ..દેવી અમ્બપાલીએ ઉત્તમ પ્રકારના મૈરેયનું પાન શરૂ કર્યું. અને હવે તો અવારનવાર અનેક નવજવાનો, પ્રૌઢો અને રૂપના પિયાસીઓ દેવીની પ્રસન્નતા પ્રાપ્ત કરવા ખાતર આવવા શરૂ થયા હતા.

આ તરફ ઉજ્જયનીમાં નંદા અને બિંબિસારના દિવસો સુખના સુંદર સ્વપ્ન માફક ચાલ્યા જતા હતા. કોઈને કલ્પના પણ નહોતી આવતી કે શરદનો વિલય થયો છે અને કડકડતી ટાઢ શરૂ થઈ ચૂકી છે, થોડા સમયમાં એ પણ ચાલી જશે

કામસેનાનું મન જયકીર્તિ માટે તલસી રહ્યું હતું અને તે વધારે કંઈ તપાસ કરે એ પહેલા જ ઉજ્જયનીનો નવજવાન રાજા ચંડપ્રદ્યોત સિંધુસૌવિરમાથી ઉજ્જયની આવી ગયો હતો કામસેનાને રાજભવનમાં જવુ પડ્યુ.

ધનદત્ત શેઠે થોડા જ સમયમાં ધંધાને ખૂબ જ વિકસાવી દીધો હતો. જ્યાં ધન હોય ત્યાં ધંધો સ્વયં સર્જાય છે.

એની જાહોજલાલી રચાઈ ગઈ ..એના એ મુનીમો ..એના એ વાણોતરો અને એની એ પ્રતિષ્ઠા!

વેપારી ધન કરતાં પ્રતિષ્ઠાને વધારે ચાહે છે! ધનદત્ત શેઠે પોતાના જીવનમાં કદી પણ અનીતિમૂલક ધન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો નહોતો ..આજ દિવસ પાછો વળેલો હોવાથી તે વધુ ઉદાર બની ગયા હતા.

બિંબિસારનો ખાસ માણુસ દામોદર પણ પેઢીમાં જ ગોઠવાઈ ગયો હતો.

દિવસનો ત્રીજો પ્રહર ચાલતો હતો. ધનદત્ત શેઠ અને નાના શેઠ (બિંબિસાર) હજુ ભવનમાં જ બેઠા હતા. બહારગામથી આવેલા કેટલાક વેપારીઓ પેઢી પર બેઠા હતા...તેમના માલની તોળાઇ વગેરે વખારમાં ચાલતુ હતુ.

બરાબર આ સમયે પાંથશાળામાંથી દેવી અમ્બપાલીનો ખેપિયો શોધતો શોધતો ધનદત્ત શેઠની પેઢી પર આવ્યો. પાંથશાળાના મુનીમે કહ્યું હતુ કે 'જયકીર્તિ નામના એક નવજુવાન શેઠ અહી થોડો સમય રહ્યા હતા ..પરંતુ એકાએક તેઓ ક્યાંક બહારગામ ગયા હતા એનો માણુસ દામોદર એકલો અહી રહેતો હતો. તે પણ હવે નથી આવતો. પણ તમે ધનદત્ત શેઠની પેઢીએ જાઓ. દામોદર ત્યા કામ કરે છે...કદાચ એને મળશો તો આપને જયકીર્તિ શેઠ ક્યાં છે તે જાણુવાનુ મળી શકશે'

આથી તે ખેપિયો ધનદત્ત શેઠની પેઢીએ આવી પહોચ્યો અને ત્યાં ઊભેલા એક વાણોતરને કહ્યુ. 'આ પેઢીમાં દામોદરભાઈ કરીને કોઈ કામ કરે છે?'

'હા, આપને શુ કામ છે?'

'હુ એમને મળવા ઘણે દૂરથી આવ્યો છુ. મારે એક સદેશો આપવાનો છે'

'આપ અહી બેસો. હુ દામુભાઈને મોકલું છું.' કહીને તે વાણોતર પેઢીના અદરના ભાગમાં ગયો અને થોડી જ વારમા દામોદર સાથે પાછો આવ્યો.

દામોદરે સાવ અજાણ્યા લાગતા વૈશાલીના ખેપિયા પાસે આવીને કહ્યું. 'કહો, આપને શું કામ છે? મારુ નામ દામોદર...'

'નિરાંત થઈ...મહારાજ જયકીર્તિ સાથે આપ જ પાંથશાળામાં રહેતા હતા ને?'

'હા. પરંતુ આપ કોણ છો? મે તો આપને કદી જોયા નથી.'

ખેપિયાએ કહ્યું : 'આપ મને ક્યાંથી ઓળખો? હુ વૈશાલીથી સદેશો લઈને આવ્યો છું. મહારાજ જયકીર્તિ ક્યાં રહે છે એ જો આપ જાણતા હો તો મને જણાવવાની કૃપા કરો.'

'જયકીર્તિ શેઠ અહીં જ છે. આપને શુ કામ છે?'

'મારે એક પત્ર આપવાનો છે અને એનો ઉત્તર લઈ જવાનો છે' ખેપિયાએ કહ્યું.

'પત્ર લઈઆવ્યા છો?'

'જી હા..' કહી ખેપિયાએ પોતાની ભેટમાં છુપાવેલ એક સુવર્ણની ભૂગળી કાઢી

દામોદરે કહ્યુ. 'મને આપો, હુ શેઠજીને આપી દઈશ અને આપ પાંથશાળામાં જ રહેજો. આપનો પ્રત્યુત્તર હુ ત્યાં આવીને મારી જાતે જ આપી જઈશ.'

'પરતુ..'

દામોદર ખેપિયાનો મનોભાવ સમજી ગયો અને બોલ્યો : 'આપને શકા રાખવાનુ કોઈ કારણ નથી. હુ એમનો જ ખાસ માણસ છુ'

ત્યા જયકીર્તિ ભવનમાંથી પેઢીમાં આવ્યો. દામોદરે કહ્યું. 'જુઓ, આ આવ્યા તે જ જયકીર્તિ શેઠ છે, લાવો, એમને આપ લાવેલો પત્ર આપી દઉ.'

ખેપિયાએ તરત સુવર્ણની ભૂગળી દામોદરને આપી

દામોદર તે લઈને-જયકીર્તિ પાસે ગયો અને બોલ્યો. 'શેઠજી,

વૈશાલીથી એક ખેપિયો આવ્યો છે. આપનો આ સંદેશપત્ર લઈ આવ્યો છે.'

વૈશાલીનું નામ સાંભળતાં જ જયકીર્તિ ચમક્યો. માનસપટ પરથી ખસી ગયેલી અમ્બપાલી યાદ આવી. તેણે વળતી જ પળે સ્વસ્થ થઈ પત્ર લઈ લીધો અને કહ્યું : 'એને દસ સુવર્ણ મુદ્રાઓ આપ અને કહે કે પાંથશાળામાં રોકાય. સંધ્યા પછી આનો ઉત્તર મોકલી આપીશ.'

દામોદરે મુનીમ પાસેથી દસ સુવર્ણ મુદ્રાઓ લઈને ખેપિયાને આપી અને પાંથશાળામાં રાહ જોવાનું કહ્યું. ખેપિયો નમસ્કાર કરી છુટકારાનો દમ લઈ ચાલ્યો ગયો.

ધનદત્ત શેઠ હજી ભવનમાં જ હતા. જયકીર્તિએ સુવર્ણના ભૂંગળામાંથી તાલપત્ર બહાર કાઢયું અને વાંચવા માંડયુ. બે વાર વાંચ્યા પછી તેણે એ તાલપત્ર ફાડી નાખ્યુ. કારણ કે પોતે અમ્બપાલી સાથે લગ્ન કર્યાં છે એ વાત કોઈને કહી નહોતી. તેના મનમાં થયુ, ભવનમાં બેસીને પ્રત્યુત્તર લખવો એ જરા વિષમ થઈ પડશે. નંદા ઉદાર મનની છે છતાં જે વાત એનાથી અજ્ઞાત છે તે અજ્ઞાત જ રહે તો સારું.

આમ વિચારી તેણે ત્યાં ને ત્યાં પ્રત્યુત્તર લખવો શરૂ કર્યો.

'પ્રિયે,

સૌથી પ્રથમ હું ક્ષમા માગી લઉ છું કે તને કશા સમાચાર મોકલી શક્યો નથી. માનવીના ચિત્તમાં અનેક તરંગો આવે છતાં પરિસ્થિતિ આગળ લાચાર બનીને તરંગોને શમાવવા પડે છે અહીં આવ્યા પછી જેમ તું મને એક પળ માટે ભૂલી શકી નથી તેમ હું પણ ભૂલી શક્યો નથી જીવનના જે બંધન દૃઢ હોય છે તે કદી છૂટી શકતા નથી.

તારા સઘળા સમાચાર જાણીને મને ઘણો જ આનંદ થયો. તારું સ્વાસ્થ્ય ઘણું જ ઉત્તમ છે એ મારા માટે મોટામાં મોટું આશ્વાસન

થઈ પડયું છે. અને આપણી કન્યાનું નામ પણ અતિ આકર્ષક પાડ્યુ છે, પદ્મસુંદરી! જ્યોતિષીના કથન મુજબ એનો તારે ત્યાગ કરવો પડશે એ જાણીને મને ભારે દુ.ખ થાય છે. મારા વતી તુ એને ખૂબ ખૂબ પ્યાર કરજે.

પ્રિયે, તારા ઉદાર હૃદયનો મને પરિચય છે એટલે મારા જીવનમાં બની ગયેલી એક ઘટના તને જણાવું છુ આ ઘટના જણાવવા માટે મને અવારનવાર વિચારો આવતા હતા પરતુ હુ તારા જ સ દેશાની રાહ જોતો હતો. આજ મારી આશા ફળી છે અને મારા જીવનની ઘટના જણાવું છુ.

તું તો જાણે છે હું તને ગૌરવભેર લઈ આવવા માટે અનેક પ્રયત્નો કરી રહ્યો છુ. આવા પ્રયત્નોમાં એકાએક અહીના શ્રેષ્ઠી શ્રી ધનદત્ત શેઠ સાથે પરિચય થઈ ગયો અને મારે તેની એકની એક કન્યા નદા સાથે ગયા આસો માસમાં લગન કરવાં પડ્યાં. કારણ કે આમ બને તો જ મને એક ગૌરવભર્યું સ્થાન ઊભું કરવાની તક મળે તેમ હતુ. નદા પણ સ્વભાવની કોમળ અને લાગણીપ્રધાન છે. તારી નાની બહેન માફક સાથે રહી શકે એવી સુશીલ અને ધૈર્યવાળી પણ છે. આ સમાચારથી મને શ્રદ્ધા છે કે તારા મનને ઘણો જ હર્ષ થશે.

તારી મનોવેદના હુ સમજુ છુ. પણ કસોટી હ મેશાં ક ચનની જ હોય છે, કથીરની નથી હોતી. ચાર છ મહિનામા અહીનુ સ્થિર કરીને હુ તને ગૌરવભેર લઈ જઇશ. તું મારી પ્રાણાધિક પ્રિયતમા છે, એ વાત હજી મે નદાને કરી નથી, પણ હવે હું કરીશ. અને તારા જેવી સ સારની સર્વશ્રેષ્ઠ સુદરીને મોટી બહેન માનવામાં તે પણ અવશ્ય હર્ષ અનુભવશે.

પ્રિયે, તુ સ્વસ્થ રહેજે. આનદમાં રહેજે...વિયોગની વેદના વડે આશાનાં સુમધુર ફૂલોને ચીમળાવા ન દઈશ. પદ્મસુંદરીને મારા

વતી હમેશ રમાડજે...પ્યાર કરજે...આપણી સ્મૃતિ માટે અહી અતિ વખણાતાં હાથીદાંતનાં કેટલાંક રમકડાં આ સાથે મોકલુ છુ તે પદ્માને આપજે અને ..

શુ લખુ ? તારા પત્રને હૈયા સરસો ચાંપી તારા જ સ્પર્શનો અનુભવ લઇ રહ્યો છુ. એ જ લિ. તારા બિંબિસારનો પ્રણયાભિલાપ.'

લખેલો પત્ર ફરી વાર વાંચીને તેણે સુવર્ણની ભૂંગળીમાં મૂક્યો. બરાબર બધ કરી દામુને બોલાવ્યો અને કહ્યું : 'મુનીમજી પાસેથી બસો સુવર્ણમુદ્રાઓ લઈ લે અને મારી સાથે જરા બજારમાં આવ.'

'જી...' કહીને દામુ મુનીમજી પાસે ગયો.

બિંબિસાર પણ ઊભો થયો અને પગરખાં પહેરી રસ્તા પર આવ્યો. દામોદર પણ પાછળ ગયો. એ જ વખતે ધનદત્ત શેઠ પેઢીએ આવ્યા. જયકીર્તિને ન જોતાં મુનીમ સામે જોઇને પ્રશ્ન કર્યો : 'નાના શેઠ નથી આવ્યા ?'

'આવ્યા હતા ..હમણાં જ દામુને લઈને બજારમાં ગયા છે.'

'સારુ.' કહીને ધનદત્ત શેઠ ગાદી પર બેઠા

ધધો ખૂબ જ ખીલ્યો હતો. આસપાસનાં ગામડાંના, ઉપનગરોના અનેક વ્યાપારીઓ ધનદત્ત શેઠ પાસે માલ ખરીદવા આવતા. દરેક વેપારીને સંતોષ થતો. કારણ, ધનદત્ત શેઠ કદી કોઇને નગળો માલ આપતા નહિ તેમ, વધારે નફો કરતા નહિ.

દામુને લઇને બિંબિસાર જરા દૂરના એક ચોકમાં આવેલી હાથીદાંતનાં રમકડાં વેચનારની દુકાને ગયો.

ત્યાંથી ઉત્તમ પ્રકારના કેટલાંક રમકડાં ખરીદ કરી એનો એક કરડિયો બધાવ્યો અને દામુને સોંપીને કહ્યુ : 'તું પાંથશાળામાં જા .. આ કાગળ અને આ કરડિયો ખેપિયાને આપી દેજે.'

'જી...' કહીને દામુ વિદાય થયો.

બિંબિસારને એ કલ્પના પણ નહોતી કે જેના માટે આવાં ઉત્તમ રમકડાં મોકલ્યાં છે તે કન્યાનો તો દેવી અમ્બપાલીએ ત્યાગ કર્યો છે.

બિંબિસારને કોઈ કોઈ વાર ધનંજય યાદ આવતો ..પરંતુ ભવન બહાર નીકળ્યા પછી તેને વારવાર એમ થવા માંડ્યુ કે ધનંજય આજ સુધી કેમ નહિ આવ્યો હોય? માત્ર બે જ મહિના રોકાવાનો હતો અને ઘણો સમય થઈ ગયો. એના તરફથી કશો સંદેશ પણ નથી .. શું થયુ હશે?

બિંબિસાર ધનંજયનો વિચાર કરતો કરતો પેઢી તરફ વળ્યો. થોડે દૂર ચાલ્યો ગયો હશે ત્યાં સામેથી આઠ સ્ત્રીઓએ ઉપાડેલી બંધ પાલખી આવતી દેખાણી. તેણે આવી જ પાલખી અગાઉ બે વાર જોઈ હતી અને તે કામસેનાની જ હતી. બિંબિસાર થોડી પળો સુધી સામેથી આવતી પાલખીને જોઈ રહ્યો. તે નજીક આવી એટલે તરત એક બાજુ તરી ગયો.

પરંતુ પાલખીના જાળીવાળા પડદામાંથી જોઈ રહેલી કામસેનાની નજર જયકીર્તિ પર પડી ગઈ અને તેણે તરત પોતાની મુખ્ય પરિચારિકા, જે બાજુમા ચાલી રહી હતી તેને કહ્યું. 'જો પેલો કલાકાર જયકીર્તિ! તું એને લઇને ભવન પર આવજે.'

પરિચારિકાએ સરકીને જઈ રહેલા જયકીર્તિને જોયો. તરત તે તેની પાછળ પડી.

જયકીર્તિને ખ્યાલ નહોતો કે પાછળ કામસેનાની મુખ્ય પરિચારિકા પ્રીતિમતી આવી રહી છે. થોડે દૂર ગયા પછી તેના પર મૃદુ સ્વર અથડાયો: 'શેઠજી, જયકીર્તિ શેઠજી!'

જયકીર્તિ ચમક્યો. કોણ હશે? નંદાની કોઈ સખી તો નહિ હોય ને? હોય તો પણ આ રીતે રસ્તામાં ન જ બોલાવે જયકીર્તિએ પાછળ નજર કરી. પ્રીતિમતી લગભગ દોડતી હોય તે રીતે આવી રહી

હતી. નજીક આવી તે બોલી : 'અરે શેઠજી, આપને શોધવા પાછળ મારે ખૂબ જ પરેશાન થવું પડયું હતું. પાંથશાળામાં લગભગ હંમેશ જતી હતી. સદ્ભાગ્યે આજ આપ નજરે ચડી ગયા'

'દેવી તો કુશળ છે ને?'

'હા...આપને વારંવાર યાદ કરે છે. હમણાં તો તેઓ મહારાજ રાજેશ્વર પાસે હતાં. બે દિવસ માટે આજ ભવન પર જઇ રહ્યાં છે. આપ મારી સાથે પધારો.'

'પ્રીતિમતી, મારા વતી તું જ દેવીની ક્ષમા માગી લેજે. એમને મળવાની ઘણી ભાવના હોવા છતાં નોકરી એવી મળી છે કે મને જરાયે અવકાશ મળતો નથી. પંદરેક દિવસ પછી હું પાછો આવીશ ત્યારે અવશ્ય દેવીનો જ અતિથિ બનીશ.' બિંબિસારે વાતને ટાળવા માટે કહ્યું.

પ્રીતિમતી તરત બોલી : 'પણ પંદર દિવસ પછી દેવી કદાચ ભવનમાં ન પણ હોય...રાજરાજેશ્વર દેવીને નજરથી દૂર રાખતા જ નથી. એથી આપ અત્યારે જ મારી સાથે પધારો.'

'નહિ દેવી, અત્યારે તો મારે શેઠના કામે જવાનું છે અને સાંજ પડે તે પહેલાં તો પ્રસ્થાન કરવાનું છે. વચ્ચે મેં એક વાર તપાસ કરી હતી ત્યારે દેવી ભવનમાં જ નહોતાં.' બિંબિસારે વાત બનાવી.

'દેવી રાજભવનમાં ગયા હશે, પણ આપ અત્યારે મારી સાથે...'

'નહિ પ્રીતિમતી, જો જરા જેટલો સમય હોત તો હું અવશ્ય આવી જાત. મારા વતી ક્ષમા માગી લેજે.' બિંબિસારે બીજી વખત કહ્યું.

છેવટે નિરાશ થઈને પ્રીતિમતી ચાલી ગઈ. છૂટકારાનો દમ લઈને બિંબિસાર પણ પેઢી પર જવા આગળ વધ્યો.

પેઢીએ પહોંચતાં જ ધનદત્ત શેઠે કહ્યું : 'કઈ બાજુ ગયા હતા? હું તો ચિંતા જ કરી રહ્યો હતો.'

બિંબિસારે ગાદી પર બેસતાં બેસતાં કહ્યું : 'શેઠજી, હું મારા ગામના એક સંબંધીને જરા મળવા ગયો હતો.'

'તો પછી એને અહીં જ લઈ આવવો હતો ને!'

'મેં આગ્રહ તો ઘણો કર્યો પણ તે અત્યારે પાછો ફરવાનો છે.' બિંબિસારે કહ્યું

બિંબિસારને માર્ગમાં આજ ધનંજયનું સ્મરણ થયું હતું પણ એને કોઈ ખ્યાલ નહોતો કે ધનંજય રાજના જ કામે તક્ષશિલા ગયો છે. મગધનાં બે મહાન રત્નો આર્ય વર્ષાકાર અને કુમાર જીવકને સત્કારવા ધનંજય ગયો છે.

મુશ્કેલી તો એ પણ ઊભી હતી કે ધનંજયે પોતાની અવેજીમાં મોકલેલો માણસ આઠ દશ પાંથશાળાઓમાં તપાસ કરીને નિરાશ ભાવે પાછો ફર્યો હતો

મહામંત્રીને તેણે સમાચાર પણ આપ્યા હતા કે. 'યુવરાજ ઉજ્જયનીમાં ક્યાંય મળ્યા નહિ. મેં લગભગ બધી પાંથશાળાઓ જોઈ હતી.'

મહામંત્રીએ કહ્યું 'કંઈ હરકત નહિ ધનંજય હવે થોડા જ દિવસમાં પાછો આવી જશે.'

મહામંત્રીની કલ્પના સાચી હતી. ધનંજય મગધનાં બંને રત્નોને લઈને પાછો વળી રહ્યો હતો.

એક હતો, ભારતવર્ષનો ભાવિ રાજનીતિકાર નવજવાન વર્ષાકાર !

બીજો હતો, મગધેશ્વરની દાસીનો પુત્ર કુમાર જીવક ! જેણે આયુર્વેદના સર્વ અંગો સાધ્ય કર્યાં હતાં. જેની કીર્તિ પ્રારંભમાં જ ઊગતા સૂર્યનાં તેજસ્વી કિરણો માફક પ્રસરી ચૂકી હતી અને જેની રાહ પ્રસેનજિત જોઈ રહ્યો હતો. આરોગ્ય પ્રાપ્ત પ્રસંગ અર્થે !

આવા બે મહાપુરુષોને લઈને ધનંજય છેક સાકેત સુધી આવી ગયો હતો

## પ્રકરણ ૨૨ મું : : વસંતની બહાર

માનવીના ચિત્તને પ્રસન્નમુગ્ધ કરવાની તાકાત ઋતુરાજ વસંતમાં જેટલી છે તેટલી અન્ય કોઈ ઋતુમાં નથી.

પિયુમિલન માટે ઝંખતાં માનવહૈયાં વસંતની રંગભરી છટામાં કોઈ અનેરાં સ્વપ્ન માણતાં હોય છે.

જેમને વિયોગ નથી એવાં નરનારનાં અંતરની ઊર્મિઓ પણ રંગભરી બની જાય છે.

જે લોકો ઢળતી અવસ્થાની પાળ પર ઊભા હોય છે તે લોકો પણ વસંતનાં પુષ્પોની ચાદર વચ્ચે માણેલા દિવસોની સ્મૃતિમાં વિભોર બની જતાં હોય છે.

પશુ, પંખી, માનવ સર્વના પ્રાણને પલ્લવિત કરતો ઋતુરાજ પૃથ્વીને પ્રેરણા આપી રહ્યો હતો. ફાગણની શોભા સારાયે પૂર્વ ભારતને પોતામાં રમાડી રહી હતી.

વૈશાલીનુ જીવન તો રંગીલુ જ હતુ...જેમ, જુવાની અને મસ્તી માણવામાં વૈશાલીના લિચ્છવી જુવાનો સદાય તત્પર રહેતા હતા ..તેમાં ય ફાગણની મદભરી વાયુની લહેરીઓ વૈશાલીની મસ્તીને વધારે મસ્ત બનાવી રહી હતી.

સપ્તભૂમિ પ્રાસાદમાં પુનઃ નૃત્ય, ગીત અને યૌવનની માધુરી છલકી ઊઠી હતી.

જનપદ કલ્યાણીનાં ચિત્તને બિંબિસારનો અતિ આઘાત લાગેલો હોવા છતાં એ આઘાતને મનથી વેગળો કરવા સપ્તાહમાં બે વખત નૃત્યરાણી બનીને લોકોને મત્ત-વિભોર બનાવતી હતી.

બિંબિસારનો પ્રત્યુત્તર મળ્યા પછી તેના મનને ભારે આઘાત લાગ્યો હતો માનવીનો પ્રેમ જ્યારે ઘવાય છે ત્યારે માનવી કાં તો ભાગી પડે છે કાં નિષ્ઠુર બની જાય છે ..!

જ્યોતિષીનું ભાવિ સાચુ ન જ પડે એવી શ્રદ્ધા રાખી રહેલી અમ્બપાલીને જ્યારે પ્રિયતમના પ્રત્યુત્તર દ્વારા જ આ સત્યનાં દર્શન થયાં ત્યારે તે ખૂબ જ વ્યથિત બની ગઈ.

એક સપ્તાહ પર્યંત તો તે પોતાના ખંડમાંથી બહાર જ ન નીકળી માધ્વિકાએ દેવીને પ્રસન્ન કરવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ અમ્બપાલીનું ચિત્ત એવું ને એવુ વ્યથિત રહ્યું

આઠ દિવસ પછી માધ્વિકાએ કહ્યું. 'દેવી, આ રીતે નિરાશાના અંધકારમાં રહેવાથી આપનુ આરોગ્ય જોખમમાં મુકાશે.'

'માધુ, જેના જીવનની સમગ્ર આશાઓ જોખમમાં મુકાઈ ચૂકી હોય તેના આરોગ્યની શી ચિંતા?'

'દેવી, મને ક્ષમા કરો તો એક વાત કહુ.'

'કહે...મારા હૈયામાં રોષનો અગ્નિકણ પણ રહ્યો નથી.'

'યુવરાજશ્રીએ કોઈ પણ શુભ હેતુ ખાતર આ રીતે લગ્ન કર્યાં હશે...'

'માધુ, યુવરાજ એક નહિ પણ દસ લગ્ન કરે તો મને એ વાતનો કોઈ રંજ ન થાય...સ્વસ્થ અને સુદૃઢ પુરુષ માટે એકથી વધુ પત્નીઓ ગૌરવરૂપ હોય છે. પરંતુ લગ્ન કર્યાં પછી તેઓએ મને તરત

સમાચાર ન મોકલ્યા...જાણે મારો પ્રેમ વરાળ જેવો ન હોય! તેઓએ મને જણાવ્યુ હોત તો હુ વધારે પ્રસન્ન બનત. આ તો સમર્પણની કિંમત સાવ નષ્ટ થઈ ગઈ. મને આ વાતનુ જ દુઃખ છે.'

'દેવી, સમર્પણનુ મૂલ્ય કોઈ કાળે નષ્ટ થતું નથી આપના અંતરમાં જે પ્રેમ છે તે આપના જ સમર્પણનુ સ્વરૂપ છે ચિંતા અને વ્યથાથી શા માટે સ્વરૂપને વિકૃત કરવુ જોઈએ?'

અમ્બપાલી માધ્વિકા સામે આછુ હસી અને હસતાં હસતાં બોલી. 'સખી, જેને આવી વ્યથાનો અનુભવ નથી તેને કલ્પના ક્યાંથી આવી શકે?...પણ કંઈ નહિ..વ્યથાને પી જવાનુ બળ હુ ગમે તે ઉપાયે મેળવી લઈશ'

'એ તો મેળવવુ જ પડશે. આવતા સપ્તાહથી જ નૃત્યનો પ્રારંભ કરવાનો રહેશે. અનેક મુલાકાતીઓને મળવુ પડશે. ગણનાયકની પ્રાર્થના તો આપે સાંભળી જ હતી.'

'હા..જનપદ કલ્યાણીએ પોતાનુ કાર્ય કરવુ જ પડશે.. અમ્બપાલી મરી જશે પણ જનપદ કલ્યાણી જીવતી જ રહેશે..' અમ્બપાલીએ ભાવભર્યા સ્વરે કહ્યુ.

અને બીજા સપ્તાહે જ તેણે નૃત્યભૂમિ પર પગ માંડ્યો

લોકો તો જોઈને અવાક્ બની ગયા હતા! એનુ એ યૌવન! એની એ છટા! એનુ એ રૂપ..! એની એ તેજરેખા!

ઘણાખરા લોકોને તો એમ જ થયુ કે દેવી અમ્બપાલી માતા બની જ નથી. માતા બની હોય તો દેહનુ આવુ સૌષ્ઠવ રહે નહિ

બિંબિસારનો પ્રત્યુત્તર આવ્યાને એકાદ મહિનો વીતી ગયો. ફાગણના સપ્તરંગો ઉપવનમાં ખીલી ઊઠ્યા પરંતુ અમ્બપાલીએ ફરી વાર પત્ર લખવાનુ સાહસ ન કર્યું. મનમાં વારંવાર ઇચ્છા થતી હોવા છતાં નારી સુલભ અભિમાનનો વિજય થતો અને કંઈ પણ સમાચાર

જણાવવાની ભાવના દબાઈ જતી.

અમ્બપાલીએ મૈરેય પીવાનુ શરૂ કર્યું. તે કેવળ રાત્રિ સમયે જ મૈરેયનુ પાન કરતી. કારણ કે મૈરેયના નશામાં પ્રિયતમે આપેલી વ્યથા ભુલાઈ જાય!

પણ મૈરેયનો નશો વ્યથાને વધારે આળી બનાવતો હોય છે. જે સુખદ સ્મરણોથી તે દૂર રહેવા મથતી તે બધાં સ્મરણો નશાની માધુ-રીમાં ઉભરાતાં અને એ સ્મરણોમાં વિભોર બનીને અમ્બપાલી નિદ્રા-ધીન બની જતી.

માધ્વિકાને જરા ભય લાગવા માંડ્યો. આ પરિવર્તન શુ દેવીને અવળે માર્ગે નહિ દોરી જાય? યુવરાજને ભૂલીને તેઓ શુ કોઈ અન્ય પુરુષને પોતાનું યૌવન અર્પણ કરવા તૈયાર થશે?

માધ્વિકાને આવો ભય લાગે તે સ્વાભાવિક હતુ. પરંતુ અમ્બ-પાલી જરાયે અસાવધ નહોતી. એના સમર્પણને ડાઘ પડે તેવું તે ઇચ્છતી નહોતી. તે સમજતી હતી કે નારી જો ભોગની જ્વાળામાં ઝંપલાવે તો તે સર્વ વાતે નષ્ટ થઈ જાય. નારી એક એવું ફૂલ છે કે તેને કરમાતાં વાર લાગતી નથી. નારીનુ ગૌરવ એના સતીત્વમાં જ રહેલુ છે.

આ વાત દેવી અમ્બપાલીના હૈયામાં ગુપ્ત ધન માફક સચવાઈ રહેલી હતી.

આમ છતાં, તેણે જીવનમાં જબ્બર પરિવર્તન કર્યું હતુ.

નૃત્ય, રંગ, આનંદ, મૈરેય, હાસ્ય, પરિહાસ, મસ્તી—આ બધાં ઉદાત્ત તત્ત્વોથી તે રંગાઈ રહી હતી.

પરંતુ માધ્વિકાને એ કલ્પના નહોતી આવતી કે નારીના હૈયામાં પડેલુ અભિમાન આ રીતે જાગૃત થાય છે!

માત્ર એક જ સપ્તાહની વ્યથા ભોગવીને તે મદભર અલબેલી બની ગઈ હતી.

લોકદૃષ્ટિ ઘણી પાંખી હોય છે. અને લોકોની સ્મૃતિ પણ અતિ ચંચળ હોય છે. લોકોને એ યાદ પણ ન રહ્યું કે મગધનો એક યુવરાજ દેવી અમ્બપાલી સાથે રહ્યો હતો! દેવી અમ્બપાલીના રૂપયૌવનનો સ્વામી બનીને વૈશાલીની પ્રતિષ્ઠાને કલંક ચાંપી ગયો હતો.

ધનંજય ઘણો વહેલો આવી જાત પરંતુ કુમાર જીવકને સાકેતમાં એક માસ પર્યંત રોકાઈ રહેવું પડ્યું. વર્ષાકારને પણ સાકેતમાં ગમી ગયું. જીવકે ઘણા જ સંશોધન પછી એક અંતરદર્શક પાષાણની શોધ કરી હતી. ભગવાન આત્રેયની કૃપાથી તે બે પથ્થર મેળવી શક્યો હતો. એક પથ્થર ઘણો વિશાળ હતો અને બીજો પથ્થર માત્ર એક જ વેંતનો હતો. મોટો પથ્થર તેણે તક્ષશિલાની પ્રયોગશાળામાં આપ્યો હતો અને નાનો પથ્થર પોતાની સાથે રાખ્યો હતો. સાકેતની પાંથ-શાળાના રક્ષકની પચાસ વર્ષની પત્નીને ગર્ભાશયના અર્બુદની ભયંકર પીડા હતી. રક્ષક ગરીબ હતો છતાં પત્નીને બચાવવા માટે ઉપચાર કરી રહ્યો હતો..પરંતુ કોઈ પણ સંયોગોમાં પત્નીને સારું થતું નહોતું. તે એટલો બધો મૂંઝાઈ ગયો હતો કે પત્નીની વ્યથા જોઈને અર્ધ-પાગલ સમો બની ગયો હતો. જીવનના દીર્ઘકાળનો સથવારો આ રીતે તૂટી જાય તો કેમ જીવી શકાય? આ પ્રશ્ન તેના હૈયાને વલોવી રહ્યો હતો.

જે રાત્રિએ પાંથશાળાના એક ખંડમાં જીવક અને વર્ષાકાર આરામથી સૂતા હતા તે રાત્રિએ પાંથશાળામાથી રક્ષકની પત્નીની વેદનાભરી ચીસો વાતાવરણને કંપાવી રહી હતી. કુમાર જીવક આ વેદનાભરી ચીસો સાંભળીને જાગી ગયો હતો અને તેણે બીજા ખંડમા સૂતેલા ધનંજયને જગાડી આ ચીસો ક્યાંથી આવે છે તે જાણવા માટે પ્રશ્ન કર્યો. બંને નીચે ગયા અને રક્ષકની ઓરડીમાં પહોંચ્યા. રક્ષકની આધેડ પત્નીની ચીસો પરથી જ જીવક રોગની કલ્પના મનમાં

કરી શક્યો હતો, પરંતુ એની નાડી પરીક્ષા કર્યા પછી તેને ખાતરી થઇ અને તાત્કાલિક રાહત અર્થે પોતાની ઔષધ પેટિકામાંથી એક નિદ્રાપ્રદ ઔષધની પડીકી વાળી આપી.

બીજે દિવસે વહેલી સવારે અંતરદર્શક કાચ વડે જીવકે રુગ્ણાના અર્બુદની પરિસ્થિતિનો અભ્યાસ કર્યો અને તેણે રક્ષકને કહ્યું: 'ભાઈ, તારી પત્ની બચી શકશે. પરંતુ એનો ઉપચાર વિધિ ઘણો કઠિન છે. આ નગરીમાં કોઈ શસ્ત્રવૈદ્ય હોય તો તેને બોલાવી લાવ ..હું તેને સમજણ આપીશ.'

રક્ષક રડી પડ્યો નગરીમાં એવો કોઈ વૈદ નથી એમ જણાવીને તે બોલ્યો 'ભગવંત, પ્રભુએ આપને મારી પત્નીના કલ્યાણ માટે મોકલ્યા છે આપ જ કંઈક ઉપાય કરો હું સાવ ગરીબ માણસ છું'

વૈદના રક્તમાં દયા, કરુણા અને મમતા સ્વભાવથી જ હોય છે. જે વૈદમા આ વસ્તુનો અભાવ હોય છે તે વૈદ કદી કોઈનું કલ્યાણ કરી શકતો નથી. જીવકના હૈયામાં પડેલી કરુણા ખળભળી ઊઠી અને તે ત્યાં રોકાઈ ગયો. અગ્નિ કર્મના પ્રયોગો વડે રુગ્ણાનું અર્બુદ મટાડતાં એક મહિનો લાગ્યો આમ, સહુને સાકેતમાં એક માસ પર્યંત રોકાઈ જવું પડ્યું

રુગ્ણા બચી ગઈ અર્બુદ નષ્ટ થયું અને ગરીબનો સથવારો અર્ધ માર્ગેથી ખડી જતાં રહી ગયો

આ વિલંબના લીધે જ કુમાર જીવક અને આર્ય વર્ષકાર જેવાં રત્નોને લઈને ધનંજય ફાગણના પ્રથમ સપ્તાહમાં રાજગૃહી આવી પહોંચ્યો હતો

પરંતુ રાજગૃહીમાં તો ભારે ગમગીની છવાઈ ગઈ હતી મગધેશ્વર પ્રસેનજિત છેલ્લા પંદર દિવસથી શય્યાવશ બની ગયા હતા. રાજવૈદ અને અન્ય વૈદો રોગનું નિવારણ કરી શકતા નહોતા.

રાણી ત્રૈલોક્યસુંદરી પણ ગભરાઈ ગઈ હતી. તેણે સંતાન માટે સેવેલી ઝંખના અધૂરી રહી ગઈ હતી. અને કમનસીબે તેની પ્રિય સખી શ્યામાંગિનીની સલાહ પણ અમલી બનાવી શકી નહોતી...બનાવટી રીતે સગર્ભા બનવાની એને સલાહ મળી હતી અને છેલ્લા ઉપાય તરીકે એનો અમલ કરવાનો નિશ્ચય પણ કર્યો હતો, પરંતુ મહારાજ પ્રસેનજિતની માંદગી આવી પડી. ત્રૈલોક્યસુંદરી માટે હવે એક જ ઉપાય બાકી રહ્યો હતો. કોઈ પણ રીતે મહારાજ બેઠા થાય. એક જ વખત કામતૃપ્તિ કરે, અને પછી સગર્ભા હોવાની વાત વહેતી મૂકી દેવી.

આથી રાણી ત્રૈલોક્યસુંદરી મગધેશ્વરને બેઠા કરવા અર્થે આકાશ પાતાળ એક કરી રહી હતી. અને બરાબર આ અવસરે કુમાર જીવક આવી પહોંચ્યો.

મહામંત્રીએ અને જનતાએ આ બન્ને રત્નોના સ્વાગતનો જબ્બર ઉલ્લાસ બતાવ્યો હતો પરંતુ જીવકને ખબર પડતાં જ સ્વાગતના કાર્યક્રમમાંથી ખસી જઈને સીધો પિતાને મળવા ઊપડી ગયો.

એક દાસી દ્વારા થયેલા પોતાના પુત્રને આવેલો જોતાં જ મગધેશ્વરની આંખમાં આશાનો પ્રકાશ ઊભરાયો.

જીવક મગધેશ્વરનાં ચરણમાં નમી પડ્યો...મગધેશ્વરે તેના મસ્તક પર હાથ મૂકી આશીર્વાદ આપ્યા અને કુશળ પૂછ્યા.

ત્યાર પછી તેણે પિતાની કાયાને બરાબર તપાસી. રોગનો નિર્ણય તેણે મનમાં જ કરી લીધો અને વિચાર કરતો સ્થિર નજરે પિતાની વૃદ્ધ કાયા તરફ જોઈ રહ્યો.

બાજુમાં જ બેઠેલી રાણી ત્રૈલોક્યસુંદરીએ કહ્યું : 'બેટા, મગધેશ્વર તારી જ ઝંખના કરી રહ્યા હતા, તને શું લાગે છે?'

જીવક માતાને નમસ્કાર કરવા ભૂલી ગયો હતો તે એકદમ ઊભો

થઈ ગયો અને વિનયભર્યાં સ્વરે બોલ્યો : ‘ ક્ષમા કરજો મહાદેવી, આપ અહીં બિરાજો છો એ મારા ખ્યાલમાં જ ન રહ્યું. હુ આપને નમસ્કાર કરુ છુ.’

રાણીએ જીવકના મસ્તક પર પોતાનો હાથ મૂકીને પૂછ્યુ . ‘ જીવક, મહારાજને...’

વચ્ચે જ જીવક બોલ્યો : ‘ મહાદેવી, આપ નિશ્ચિત રહેજો ભયનુ કોઈ કારણુ નથી. અવસ્થામાં રોગ વધારે જોર કરતો હોય છે પણુ મગધેશ્વર એકાદ મહિનામાં જ સ્વસ્થ થઈ જશે ’

આવા આશ્વાસનથી રાણીનો ચહેરો અતિ પ્રસન્ન બની ગયો

પ્રવાસમાંથી સીધો તે અહીં આવેલો હોવાથી મહાદેવીએ તેને સ્નાનાદિથી નિવૃત્ત થવા વિદાય કર્યો

વિશાળ રાજભવનના એક ભાગમાં જીવક માટે રહેવાનુ ભવન તૈયાર રાખ્યુ હતુ. ત્યાં પહોંચ્યા પછી તે સ્નાનાદિથી નિવૃત્ત થઈ ભોજન કરવા બેઠો.

ઘણાં વર્ષો પછી આજ તે પોતાની પ્રિય માતૃભૂમિનુ અન્ન જોઈ શક્યો હતો. તેનુ ચિત્ત ઘણુ આનંદમય બની ગયુ હતુ.

આમ છતાં, તેના મનમાંથી મગધેશ્વરની માંદગીનો વિચાર એક પળ માટે પણુ ખસતો નહતો.

ભોજન કરીને તે પોતાના એક નિવાસખંડમાં ગયો ત્યારે એક દાસે આવીને સમાચાર આપ્યા : ‘ કુમારશ્રી, મહામંત્રી પધાર્યા છે ’

‘ ક્યાં છે ? ’

‘ નીચે બેઠા છે...’

‘ ચાલ, હુ આવુ છુ.’ કહી જીવક નીચેના બેઠકખંડમાં ગયો.

જીવકને જોઈને મહામંત્રી ઊભા થઈ ગયા જીવક એમનાં ચરણુમાં નમી પડ્યો. મહામંત્રીએ આશીર્વાદ આપીને કુશળ પૂછ્યા અને સામાન્ય વાતો કરીને કહ્યુ : ‘ કુમાર, મગધેશ્વરની તબિયત જોઈ? ’

'હા ..'

'શુ લાગે છે?'

'મારો અભિપ્રાય ભારે દુ:ખદ છે.'

'એટલે ?'

'મગધેશ્વરનો આ અંતિમ મંદવાડ છે. આ એમની અંતિમ શય્યા છે'

'કુમાર, આપ શુ કહો છો? રાજવૈદ તો કહેતા હતા કે એ એક મહિનામાં સ્વસ્થ થઈ જશે.'

'રાજવૈદે સમ્રાટને તપાસ્યા છે. એક વૃદ્ધ માનવીને તપાસ્યો નથી. મે સમ્રાટને કે મારા પિતાને નથી તપાસ્યા એક વૃદ્ધ પુરુષને તપાસેલ છે' જીવકે કહ્યું

'રોગ શો લાગ્યો?'

'જરાનો સ્વભાવ અને જીવન શક્તિની ક્ષીણતા. આ સિવાય કોઈ રોગ નથી મહામંત્રી, રોગ અવશ્ય દૂર થઈ શકે છે પરંતુ કામાભિમુખ બનેલો માણસ જ્યારે જરામાં સપડાય છે ત્યારે તે સ્વાભાવિક બની જાય છે એનો કોઈ ઉપાય હોતો નથી'

મહામંત્રીએ બે પળ વિચારીને કહ્યું · 'મે તો સાંભળ્યું હતું કે આપ કાયાકલ્પ વિજ્ઞાનના નિષ્ણાત બન્યા છો.'

'કાયાકલ્પનો પ્રયોગ જ્યાં બ્રહ્મચર્ય અને સદાચારનુ સેવન હોય ત્યાં જ સફળ થઈ શકે છે મગધેશ્વરમાં એ વસ્તુનો અભાવ છે .. પરંતુ ..'

'શુ ?'

'એમના પર કોઈ ઔષધો અસર કરી શકશે નહિ...'

'કુમાર, ચાર–છ મહિના સુધી વાંધો ન આવે એવુ...'

વચ્ચે જ કુમારે કહ્યું : 'આવતી કાલથી જ હુ એમના પર એક

પ્રયોગ કરવાનો છું અને એકાદ વર્ષ પર્યંત એમને શય્યામાં સ્વસ્થ રાખી શકાશે.'

'એટલું થાય તો પણ ઘણું, મારે આજ ને આજ શ્રેણિકને બોલાવવા ધનંજયને રવાના કરવો પડશે.' કહી મહામંત્રી વિચારમાં પડી ગયા.

## પ્રકરણ ૨૩ મું : : રાજગૃહીનું તેડું !

કુમાર જીવકની વાત સાંભળીને મહામંત્રીએ સેણિય બિંબિસારને બોલાવી લેવાનો મનથી નિર્ણય કર્યો અને આ અંગે તેઓ તરત મગધેશ્વર પાસે ગયા. મગધેશ્વર પાસે રાણી ત્રૈલોક્યસુંદરી આઠે પ્રહર બેસી રહેતી હતી. પરંતુ મહામંત્રીની પ્રાર્થનાથી તેને ખંડ બહાર જવું પડ્યું. ખંડ બહાર ગયા પછી રાણીના મનમાં સંશય નો'તો જાગ્યો કે મહામંત્રી મારાથી કંઈ ગુપ્ત કરવા માગતા હશે પણ એ વાત સાંભળી શકાય એવો અન્ય કોઈ ઉપાય નહોતો. રાણીના મનમાં એક શ્રદ્ધા હતી કે મગધેશ્વર પાસેથી બધું જાણી શકાશે !

મહામંત્રીએ મગધેશ્વરને શાંત સ્વરે કહ્યું : 'કૃપાવંત, મને લાગે છે કે યુવરાજ શ્રેણિકને હવે બોલાવી લેવા જોઈએ. આપનો રોગ ક્યારે શું પરિણામ લાવે તે કહી શકાય નહિ. કુમાર જીવક સમર્થ વૈદ હોવા છતાં તેઓ અવસ્થાના પ્રભાવને દૂર કરી શકશે કે કેમ એ સંશય છે જો આપ આજ્ઞા કરો તો હું યુવરાજને બોલાવું.'

'મહામંત્રી, મને પણ આ વિચાર ઘણી વાર આવ્યો છે. તમે

શ્રેણિકને સત્વર બોલાવો. મારા નામથી જ પત્ર લખજો. તે જરૂર આવશે. એ મારી પાસે હશે તો મને ઘણું ધૈર્ય મળશે.'

મહામંત્રીએ મહારાજનું મન જાણી લીધું...અને તેઓ તરત વિદાય થયા.

બીજે જ દિવસે મહામંત્રીએ બે રથ અને દસબાર રક્ષકો, દાસી, વગેરે સાથે ધનજયને ઉજ્જયની રવાના કર્યો.

ઉજ્જયનીમાં તો બિંબિસાર પોતાનું પૂર્વજીવન લગભગ વીસરી ગયો હતો. નંદાનો પ્રેમ એ જ જીવનનું સર્વસ્વ છે એમ તે માની રહ્યો હતો. નંદા બિંબિસારને ખૂબ પ્રેમથી હૈયા વચ્ચે સાચવી રહી હતી, અને બે મહિનાથી તે સગર્ભા થઈ હતી. સગર્ભાવસ્થાનાં પ્રાથમિક લક્ષણો તેના આરોગ્ય સાથે સંકળાઈ ગયાં હતાં. રોજ સવારે એક વમન થતું...માથું પણ જરા ભારે રહેતું.

માબાપને આ વાતની ખબર પડતાં તેઓ ખૂબ જ હર્ષમાં આવી ગયાં હતાં. અને નગરીના ઉત્તમ વૈદને તબિયત બતાવતાં વૈદે પણ કહ્યું હતુ કે. 'બહેનનું આરોગ્ય ઘણું ઉત્તમ છે...ઔષધની કોઈ આવશ્યકતા નથી.'

નંદાનુ ચિત્ત પણ માતૃત્વની આશાથી પુલકિત બની ગયુ .. માબાપને પણ એટલો જ હર્ષ થયો અને બિંબિસાર પણ હર્ષિત બન્યો. અંબપાલીને પુત્રી આવ્યાના સમાચાર તેને મળી ગયા હતા, ત્યાર પછી તેણે લખેલા પ્રત્યુત્તરનો આજ સુધી કોઈ જવાબ નહોતો મળ્યો...તેણે માત્ર એટલી જ કલ્પના કરી હતી કે પુત્રી સુંદર હશે! પરંતુ અમ્બપાલીનો વળતો ઉત્તર કેમ નહિ આવ્યો હોય એ પ્રશ્ન મનમાં ઊભો જ નહોતો થયો.

માનવીનું મન ચંચળ છે કે સ્વાર્થી છે એ સમજવુ ભારે ગહન છે. ઉજ્જયનીમાં આવીને બિંબિસારે મનમાં એક આશા રચી

હતી...કંઈક પુરુષાર્થ કરીને આરામથી રહી શકાય એવું સ્થળ ઊભુ કરવું અને અમ્બપાલીને બોલાવી જીવનની માધુરીનો રસાસ્વાદ લેવો.

સ્થળ ઊભું થાય તે પહેલાં મન અને હૈયુ બને પરવશ બની ગયાં. નંદાની મૂર્તિએ આશાની તમામ રચના ભાંગી ફોડીને ફેંકી દીધી. અને નંદા સાથે લગ્ન થયા પછી તો બિંબિસારને મગધના સિંહાસનની પણ કોઈ યાદ ન રહી. વૃદ્ધ પિતા શુ કરતા હશે, ધનંજય ગયો ને પાછો આવ્યો જ નહિ, શું કામ રોકાઈ ગયો હશે? વગેરે પ્રશ્નો ભૂંસાયા ન હોવા છતાં ભૂતકાળના થર નીચે દટાઈ તો અવશ્ય ગયા હતા.

જીવનની પાટી પર અંકિત થયેલી પહેલી પ્રીત કદી ભૂસાતી નથી. કોઈ વાર દટાતી હોય છે, અને કોઈ વાર એ પ્રીત હૈયું વલોવીને બહાર પણ નીકળે છે.

બિંબિસારના જીવનની આ પહેલી પ્રીત હૈયાના ખૂણામાંથી સાવ ભૂસાઈ ગઈ નહોતી. ભૂસાઈ શકે પણ નહિ. છતાં આજ દેવી અમ્બપાલી સાથે માણેલા આનંદભર્યાં દિવસો તે ભૂલી ગયો હતો. તેને એ પણ યાદ નહોતું કે મેઘલડી રાત્રે બને સપ્તભૂમિપ્રાસાદની આગાસી પર બેઠાં હતાં. રાત અંધારી હતી બિંબિસાર વીણા બજાવતો હતો. અમ્બપાલી પુલકિત નયને સ્વામીને નિહાળી રહી હતી. વીણામાંથી નીકળતી સ્વર લહરીઓ ઉલ્લાસભરી હતી. માધ્વિકા દૂર બેઠી હતી, ગીત પૂરુ થયું. વીણા પર રમતી બિંબિસારની આંગળીઓએ વિરામ લીધો અને પતિમાં તન્મય બનેલી અમ્બપાલી સ્વામીને વળગી પડી હતી માધ્વિકા મુખ ફેરવી ગઈ હતી. અમ્બપાલીએ પ્રશ્ન કર્યો હતો: 'પ્રિયે, મારી આશાઓના આશ્રય આપ જ છો. કોઈ કોઈ વાર મનમાં થાય છે કે આ આશ્રય દૂર ચાલ્યો જશે તો મારુ શુ થશે?'

બિંબિસારે માધ્વિકા બેઠી છે એવો ઈશારો કરીને કહ્યું હતુ:

'પાલી, ક્ષત્રિયનો પુત્ર છું. કંઈક પુરુષાર્થ કરવા જતાં કદાચ થોડા સમય માટે અળગુ થવુ પડશે. પરંતુ તારી આ મધુર સ્મૃતિઓ મારા હૈયામાંથી કદી વિચલિત નહિ બને. તારો આશ્રય હમેશ માટે તારો જ રહેશે. જો આ બંધન ભવોભવનાં હશે તો જન્માંતરે પણ આપણે વિખૂટાં નહિ પડીએ, કે એકબીજાને નહિ ભૂલીએ.'

આ વાત પર કંઈ વરસોનાં વાદળાંઓ નહોતાં છવાયાં. માત્ર એક જ ચોમાસુ ગયુ હતુ અને બિંબિસાર નંદાના અંકમાં સર્વસ્વ ભૂલીને પોઢી ગયો હતો.

ઘણી વાર સ્મૃતિઓ દટાય છે! ઘણી વાર મન પલટી જાય છે!

છેલ્લા એકાદ મહિનાથી બિંબિસારે વધેલી તેજતુરીમાંથી સુવર્ણ બનાવવાનુ શરૂ કરી દીધુ હતું. ધનદત્ત શેઠ નહોતા ઇચ્છતા, પરંતુ બિંબિસારનો આગ્રહ હતો કે સુવર્ણ હશે તો કોઈ વાર કામમાં આવશે.

ચૈત્ર સુદી તેરસના દિવસે ધનંજય રસાલા સાથે ઉજ્જયની પહોંચી ગયો. અને જે પાંથશાળામા યુવરાજને છોડ્યા હતા તે પાંથશાળામાં પોતાના રસાલા સાથે ગયો.

તેણે તપાસ કરી તો જાણવા મળ્યુ કે ઘણા સમયથી જયકીર્તિ ચાલ્યા ગયા છે અને દામોદર ધનદત્ત શેઠની પેઢીએ કામ કરે છે તેને બધી ખબર છે.

આ પાંથશાળામાં ઉતારો કરીને ધનંજય ધનદત્ત શેઠની પેઢીનુ ઠેકાણું લઈ તપાસ કરવા રવાના થયો.

ધનદત્ત શેઠની પેઢી ખૂબ જ પ્રકાશમાં આવી ગઈ હતી તેમાંય સોનાના સોદા પછી એની જાહોજલાલી પણ પૂર્વવત્ થઈ ગઈ હતી, એટલે ધનંજયને શોધવા માટે બહુ મહેનત ન કરવી પડી પેઢી પર ચડતાં જ તેની નજર ગાદી પર બેઠેલા વૃદ્ધ શેઠ પર ગઈ. તેણે નમસ્કાર કરીને કહ્યું : 'શ્રીમાન ધનદત્ત શેઠની પેઢી...'

'મારું નામ ધનદત્ત ..આવો...શું કામ છે?'

'આપને ત્યાં દામોદર કરીને કોઈ વાણોતર છે?'

'હા.. દામુનુ કંઈ કામ છે?'

'જી હા . આપ કૃપા કરો તો...'

તરત શેઠે એક બીજા વાણોતરને કહ્યું : 'અંદર જા, દામુને બોલાવી લાવ.'

બિંબિસાર અને દામોદર અંદર ભવનના સામા ખૂણા પરના એક ઓરડામાં સુવર્ણ બનાવી રહ્યા હતા.

ધનંજય એક તરફ બેસી ગયો. શેઠ અન્ય વેપારીઓ સાથે વાત-ચીતમાં પડ્યા.

લગભગ અર્ધ ઘટિકા પછી દામોદરને લઈને વાણોતર આવ્યો. તેણે ધનંજય સામે જોયું. પ્રથમ દૃષ્ટિએ તે ઓળખી શક્યો નહિ. પણ ધનંજય તરત ઓળખી ગયો કારણ કે તેણે જ દામોદરને યુવ-રાજની સેવામાં મૂક્યો હતો

દામોદરે નજીક આવી કહ્યું . 'શી આજ્ઞા છે?'

'મને ઓળખ્યો નહિ?'

'આપને ક્યાંક જોયા હોય એવો ભાસ થાય છે. બરાબર ઓળખી શક્યો નહિ?'

'ગાંડા, જયકીર્તિ શેઠની સેવા માટે મે જ તને અહીં ગોઠવ્યો હતો.'

'ઓહ, ક્ષમા કરજો, મહારાજ. આપ ક્યારે પધાર્યા?'

'આજ સવારે જ આવ્યો છુ જયકીર્તિ શેઠ ક્યાં છે?'

'અહીં છે ..'

'ક્યાં રહે છે?'

'આ ભવનમાં જ રહે છે. આપને ક્યાંથી ખબર હોય ! જય-કીર્તિ શેઠ જ આ પેઢીના કર્તાહર્તા છે અને મોટા શેઠના જમાઈરાજ છે.'

'જમાઈરાજ ?' ધનજયના આશ્ચર્યનો પાર ન રહ્યો.

'હા...ગયા આસો માસમાં જ મોટા શેઠનાં એકનાં એક પુત્રી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. શું તમે આ કશુ જાણતા જ નથી ?'

'હું ક્યાંથી જાણું ? હું તો દૂરદૂરના પ્રવાસે નીકળી ગયો હતો. અત્યારે તેઓ ક્યાં છે ?'

'આપ મારી સાથે અંદર પધારો. તેઓ અંદર જ છે.' એમ કહીને દામોદરે ધનદત્ત શેઠ પાસે જઈએ હાથ જોડી કહ્યું : 'મોટા શેઠ!'

'કેમ ?'

'નાના શેઠના મિત્ર પાટલીપુત્રથી આવ્યા છે અને નાના શેઠને મળવા ઈચ્છે છે. અંદર લઈ જઉ ?'

'તે એમાં મને શુ પૂછે છે ? જા, એમનુ સારી રીતે સ્વાગત કરજે.' શેઠે કહ્યું.

દામુ અને ધનજય અંદરના ભવનમાં ગયા. ધનંજય તો ભવન જોઈને આભો જ બની ગયો. કોઈ રાજભવન જેવું વિશાળ ભવન હતુ. સુંદર ઉપવન હતું. અનેક દાસદાસીઓ નજરે ચડતાં હતાં. તેના મનમાં સવાલ થયો, યુવરાજ એક વણિક ધનવાનના જમાઈ કેવી રીતે બન્યા હશે ?

ન શમી શકે એવા આશ્ચર્ય સાથે ધનજય ઉપવનના છેવાડે આવેલા ખંડો તરફ દામુ પાછળ જવા માંડયો.

એક મોટા ઓરડામાં સુવર્ણ બનાવવાની ક્રિયા ચાલતી હતી. જયકીર્તિ ધ્યાન રાખતો ઊભો હતો ત્યાં દામુ એકલો અંદર આવ્યો અને બોલ્યો : 'શેઠજી, પાટલીપુત્રથી આપના મિત્ર ધનજય આવ્યા છે.'

'ધનંજય ?' ક્યાં છે ?'

'બહાર ઊભા છે ..'

'ઓહ, સારુ. તુ અહી રહે. હું આવું છું.' કહી બિંબિસાર પોતાના પ્રિય સાથીને મળવા ઊલટભેર બહાર આવ્યો.

બિંબિસારને જોતાં જ ધનંજય નજીક આવ્યો અને ચરણમાં નમી પડ્યો. બિંબિસારે ધનંજયને ઊભો કરતાં કહ્યું: 'અરે મિત્ર, આ શું? તું તો બે મહિનામાં આવવાનો હતો ને...'

'મારે તક્ષશિલા જવું પડ્યુ હતુ. આર્ય વર્ષકાર અને કુમાર જીવકને લેવા.'

'ઓહ! બને સુખરૂપ છે ને?'

'હા ..મહારાજ પરતુ એક વિપત્તિ ઊભી થઈ છે. હુ એટલા માટે જ આવ્યો છુ.'

'વિપત્તિ?'

'હા ..પરતુ આ વાત આપણે કોઈ નીરવ સ્થળે કરીએ તો ઠીક.'

'બરાબર છે. તું ક્યારે આવ્યો છે?'

'હુ આજ સવારે આવ્યો છું. પરંતુ મારે જે કંઈ કહેવુ છે અને મગધેશ્વરનો પત્ર પણ આપવો છે તે જો આપ પાંથશાળામાં પધારો તો...'

વચ્ચે જ બિંબિસારે કહ્યું: 'ચાલ, હુ અત્યારે જ આવુ છુ. પિતાજીનો સદેશો...'

'પાંથશાળામાં જ છે. હુ તો આપ અહી છો કે નહિ તેની તપાસ અર્થે નીકળ્યો હતો.'

'સારુ.' કહીને ઉપવનમાં જરા દૂર ઊભેલા એક સેવકને બોલાવીને રથ તૈયાર કરવાની બિંબિસારે આજ્ઞા આપી. ત્યાર પછી તે ઓરડામા ગયો અને દામોદરને કેટલીક સૂચનાઓ આપીને પાછો આવ્યો. થોડી વાર બંનેએ ઉપવનમાં આંટા મારતાં મારતાં કેટલીક

વાતો કરી. બિંબિસારે પોતે અહીં લગ્ન કર્યાની વાત પણ જણાવી. ધનંજયે કોઈ પ્રકારનું આશ્ચર્ય વ્યક્ત ન કર્યું.

થોડી વારમાં જ રથ તૈયાર થઈ ગયો. અને ધનંજય તથા બિંબિસાર રથમાં બેસીને પાંથશાળા તરફ વિદાય થયા

પાંથશાળામાં પહોંચ્યા પછી ધનંજય બિંબિસારને એક ખંડમાં લઈ ગયો. એ ખંડમાં બે રક્ષકો બેઠા હતા. બિંબિસારને જોતાં જ બંને સેવકોએ ઝૂકીને નમસ્કાર કર્યા.

ધનંજયે બહાર જવાની આજ્ઞા કરી

ત્યાર પછી ધનંજયે મહામંત્રીએ આપેલો સીલબંધ પત્ર પોતાની પેટિકામાંથી બહાર કાઢ્યો અને યુવરાજના હાથમાં મૂકતાં કહ્યું. 'મહારાજ, મગધેશ્વર ખૂબ જ બીમાર છે. મહામંત્રીએ મને એક ગુપ્ત વાત કહેવાનું જણાવ્યું છે.'

'કહે...'

'પ્રથમ આપ આ પત્ર વાંચી જાઓ.' ધનંજયે કહ્યું.

બિંબિસારે સુવર્ણની ભૂંગળીનું સિલ તોડીને અંદરનો પત્ર કાઢ્યો. તેણે ઘણા જ સ્થિર મનથી વાંચ્યો. વાંચતાં વાચતાં તેના ચહેરા પર થતું ભાવ પરિવર્તન સામે ઊભેલો ધનંજય જોતો હતો.

પત્રમાં મહામંત્રીએ મગધેશ્વર વતી બધું લખ્યું હતું, તેમાં માંદગીની હકીકત સાથે તરત રાજગૃહી આવવાનું જણાવ્યું હતું. ત્યાર પછી મહામંત્રીએ માંદગી કઈ પળે કેવું રૂપ ધારણ કરે તે ન કહી શકાય એમ જણાવીને કહ્યું હતું કે 'આપને દેશત્યાગ કરાવવા પાછળ મમતાભર્યો મગધેશ્વરનો કયો આશય હતો તે ધનંજય સમજાવશે. આ પત્ર મળ્યા પછી એક પણ દિવસનો વિલંબ કર્યા વગર આપે અહીં આવવાનું છે. મગધના ભાવિની જવાબદારી આપના જ મસ્તકે મૂકવાની મગધેશ્વરની ઇચ્છા છે.'

બિંબિસાર બે વાર પત્ર વાંચી ગયો અને વિચારમાં પડી ગયો. ધનંજયે કહ્યું. 'મહારાજ, આપના દેશત્યાગ પાછળ આપની રક્ષાનો જ હેતુ હતો અને એ વાત આજ પર્યંત આપનાથી અજ્ઞાત રાખવામાં આવી છે'

'રક્ષાનો હેતુ?'

'હા મહારાજ, આપને તો યાદ હશે કે આપ વીણાવાદનનો અભ્યાસ કરીને પાછા આવ્યા ત્યારે આપનો મહેલ એકાએક સળગી ઊઠ્યો હતો'

'હા...અને એથી જ મારે મગધનો ત્યાગ કરવો પડ્યો હતો.'

'મહેલ સળગાવવા પાછળ મહાદેવી ત્રૈલોક્યસુંદરીનું કાવતરું હતું. તેઓ પોતાના એકના એક પુત્રને મગધેશ્વર બનાવવા ઇચ્છતાં હતાં. પણ એ નાનો હતો એટલે રાણીએ વિવિધ ઉપાયે રાજ્યના અન્ય હકદારોને નષ્ટ કરવા માંડ્યા હતા. આપને પણ એ જ રીતે નષ્ટ કરવાના હતા, પરંતુ આપના પ્રત્યે મગધેશ્વરના ચિત્તમાં અજબ મમતા હતી. તેઓ આપને જ મગધનો તાજ સોંપવા ઇચ્છતા હતા અને મહાદેવીના ષડ્યંત્રથી બચાવવા ખાતર જ આપને આ બહાને દેશવટો આપ્યો હતો. આમ થવાથી આપ મહાદેવીના ષડ્યંત્રના ભોગ થતા અટકી જાઓ અને મગધનું ભાવિ જોખમમાં ન મુકાય એ શુભ હેતુ મગધેશ્વરે સાધ્યો હતો. આપની સાથે મને પણ આપની રક્ષા અર્થે જ મોકલ્યો હતો.'

બિંબિસાર અવાક્ બનીને ધનંજય સામે જોઈ રહ્યો તેના મનમાં અનેક પ્રશ્નો ઊભા થઈ રહ્યા હતા. પરંતુ ધનંજયે ત્યાંની સઘળી વાત કરી કુમાર દુર્દમનું મૃત્યુ વિષકન્યાના યોગથી કેવી રીતે થયું અને મહામંત્રીએ મહાદેવીની આશાને કેવી રીતે તોડી નાખી વગેરે હકીકત સાથે વૈશાલીમાં પણ જે મૃત્યુ થયાં હતા તે મહામંત્રીના યંત્રનું જ પરિણામ હતું, વગેરે વાત કહી

બિંબિસારે પ્રશ્ન કર્યો: 'મને આપેલા દેશવટાનું કારણ તું જાણતો હતો?'

'હા મહારાજ...'

'છતાં તે મને કદી પણ આ વાતનો ઈશારો સરખોયે કેમ ન કર્યો?'

'મહારાજ, મગધના મંગળ ખાતર મારે સઘળું હૈયામાં જ સાચવી રાખવું જોઈએ, અને મગધેશ્વરની આજ્ઞાનું પાલન પણ કરવું જોઈએ. વળી, સમય પાક્યા પહેલાં રહસ્ય ખોલવા જતાં હેતુ વણસી જતો હોય છે. આ વાત કેવળ મગધેશ્વર, મહામંત્રી અને હું જ જાણતા હતા.'

બિંબિસારે ઊભા થઈ ધનંજયના ખભા પર પોતાના બંને હાથ મૂકી કહ્યું: 'ધનંજય, તારી આ વફાદારી મને હંમેશ યાદ રહેશે. પરંતુ ..'

'શું મહારાજ?'

'અહીંથી પ્રસ્થાન કરવું ભારે કઠણ છે. ધનદત્ત શેઠ કદાચ સંમત થશે, પણ...'

વચ્ચે જ ધનંજયે કહ્યું: 'સ્વામી, રસ્તામાં આપે મને કહ્યું હતું તેમ મહાદેવી નંદા અપૂર્વ બુદ્ધિમતી છે, અને તેઓ અવશ્ય રજા આપશે. કદાચ પ્રેમવશ રજા ન આપે તો પણ આપનું કર્તવ્ય આપે ભૂલવાનું છે નહિ. ત્યાં મહારાણી ત્રૈલોક્યસુંદરીએ એક બીજું ષડ્યંત્ર પણ ગોઠવ્યું છે.'

'હું સમજ્યો નહિ.'

'મહારાણીએ સગર્ભા થવા માટે ઔષધોપચાર શરૂ કર્યાં છે. તેઓ પોતાને સગર્ભા જાહેર કરે તે પહેલાં જ મગધેશ્વર શય્યાવશ બન્યા અને રાણીની આશા એમ ને એમ રહી ગઈ.'

'હ...' કહીને બિંબિસારે તાલપત્ર પાછું ભૂંગળીમાં નાખ્યું અને કહ્યું : 'ધનંજય, તું અહીં જ રહેજે. આપણે આવતી કાલે અથવા પરમ દિવસે પ્રસ્થાન કરી શકીશું. મારે શેઠજીને સમજાવવા પડશે. નંદા તો અવશ્ય સમજી જશે.'

થોડી વાર અન્ય કેટલીક વાતો કરીને બિંબિસાર રથમાં બેસીને વિદાય થયો.

તેના પ્રાણમાં પિતા પ્રત્યે ભક્તિ હતી ..આવા પ્રસંગે પિતાની સેવા કરવાનું કર્તવ્ય બજાવવું જોઈએ એમ તેને લાગતું હતું

## પ્રકરણ ૨૪ મું : : પ્રેમ અને કર્તવ્ય

ભવનમાં આવ્યા પછી બિંબિસાર પત્નીને મળવા ન જતાં સીધો પેઢીમા ગયો અને ધનદત્ત શેઠને નમસ્કાર કરતાં બોલ્યો 'શેઠજી, આપનું જરા કામ છે.'

ધનદત્ત શેઠને જરા નવાઇ લાગી આટલા વખતમાં કોઇ દિવસ બિંબિસારે આ રીતે ગંભીર સ્વરે વાત કે પ્રશ્ન કરેલ જ નથી

બે ચાર આડતિયાઓ સાથેની વાતચીત પડતી મૂકીને શેઠ ઊભા થયા. બંને અંદરના ભાગમાં ગયા ધનદત્ત શેઠે કહ્યું : 'કેમ, સુવર્ણ બનાવવામાં કંઈ મુસ્કેલી ઊભી થઈ?'

'ના...આજ મારા પર રાજગૃહીથી મહત્ત્વનો સંદેશો આવ્યો છે. મારા પિતાશ્રી સખત બીમાર છે. અને મારે તત્કાળ જવું પડે

તેમ છે. આ વાંચો!' કહી બિબિસારે સુવર્ણની ભૂંગળીમાંથી તાલપત્ર કાઢીને શેઠના હાથમાં મૂક્યું. શેઠને આવી કોઈ વાત નીકળશે એ કલ્પના જ નહોતી. બિંબિસાર હવે હંમેશ માટે અહીં જ રહેશે એવી દૃઢ ધારણા બંધાઈ ગઈ હતી. ધનદત્ત શેઠે મગધના મહામંત્રીનો પત્ર વાંચ્યો.

વાંચ્યા પછી તેઓને પણ એમ જ લાગ્યું કે બિંબિસારે જવું જ જોઈએ તેઓએ કહ્યું. 'બરાબર છે આવા પ્રસંગે જવું એ કર્તવ્ય ગણાય. સંતાન જો માતાપિતાના વિપત્તિ કાળમાં સહાયક ન બને તો એ ભારે નામોશી કહેવાય. પરંતુ આપ પાછા ક્યારે આવી શકશો?'

'એ તો ત્યાંની પરિસ્થિતિ પર આધાર રહ્યો. પિતાજીનું આરોગ્ય સુધરવા માંડશે એટલે હું તરત ચાલ્યો આવીશ.' બિંબિસારે કહ્યું

'એ બરાબર છે પરંતુ નંદાને આપની સાથે મોકલવી એ જરા ..'

'હું સમજું છું. એની વર્તમાન અવસ્થામાં આવો લાંબો પ્રવાસ ભયરૂપ થઈ પડે. એટલે આપ કહો છો તે બરાબર છે. આપના પુત્રી હાલ અહીં રહે તે જ વધારે ઉચિત છે.' બિંબિસારે કહ્યું

ધનદત્ત શેઠે બીજો પ્રશ્ન કર્યો : 'જવાનું ક્યારે નક્કી કર્યું છે?'

'આપ આજ્ઞા આપો તો આવતી કાલે જ જઉં.'

બે પળ વિચારીને ધનદત્ત શેઠ બોલ્યા. 'આવતી કાલનો દિવસ શુદ્ધ નથી પરમ દિવસે જ રાખજો'

'ભલે ..'

'આવતી કાલે પ્રવાસની સઘળી વ્યવસ્થા પણ થઈ શકશે.'

'બીજી કશી વ્યવસ્થા નહિ કરવી પડે. રાજગૃહીથી બે રથ આવ્યા જ છે. વળી, હું તો પાછો જ આવવાનો છું એટલે રસ્તાના પાથેય સિવાય કશું લઈ જવાનું નથી.' બિંબિસારે કહ્યું.

'એ તો બધું કાલે જોઈ લેવાશે.' કહી શેઠજી પેઢી તરફ વળ્યા. બિંબિસાર દામોદર પાસે ગયો.

આવતી કાલથી સુવર્ણ બનાવવાનુ બધ કરવાનો નિર્ણય જણાવી બિબિસારે સૌથી પ્રથમ તેજતુરીને સભાળપૂર્વક મુકાવી દીધી.

ત્યાર પછી સાય ભોજનથી નિવૃત્ત થઈને બિબિસાર પોતાના ખડમાં ગયો.

નદાને સ્વામી જવાના છે એ હજી ખબર નહોતી પડી ..કારણ કે શેઠે પણ જમતી વખતે આ અગે કશુ કહ્યું નહોતુ.

નદાની માતાને પણ આ બાબતનો કોઈ આભાસ મળ્યો નહોતો. તેમાય તેઓ મોટે ભાગે વ્રત, નિયમ, સામાયક, વગેરેમાં જ વધારે ગૂથાયેલાં રહેતાં હતાં તેમને એક જ ચિતા સતાવ્યા કરતી, એકનો એક પુત્ર પરદેશ ગયો હતો ..વહુ પણ સાથે ગઈ હતી અને બનેના કશા સમાચાર આવતા નહોતા. શુ થયુ હશે? પરદેશમાં કોઈ વિપત્તિ નડી હશે કે સાગરના તોફાનમાં સપડાયો હશે કે ધધામા કઈ વિપત્તિ આવી હશે? શુ થયુ હશે એ કશુ જાણી શકાયુ નહોતુ. એથી માતાના હૈયામાં આ ચિતા ભારેલા અગ્નિ જેવી પડી હતી.

નદાએ પણ ભોજન કરી લીધુ હતુ અને તે પોતાના શયન ખડમાં ગઈ,

ખડમાં બિબિસાર વિચારમગ્ન બનીને એક આસન પર બેઠો હતો નદાને આ રીતે જોતાં જ આશ્ચર્ય થયુ. કોઇ પણ વખત સ્વામી આ સમયે ખડમાં આવે નહિ આવે તો આ રીતે વિચારમગ્ન બનીને બેસે નહિ. તે સ્વામી સામે ઊભી રહી અને મૃદુમજુલ સ્વરે બોલી: 'કેમ, શરીર કઈ અસ્વસ્થ છે?'

'ના પ્રિયે. .હુ તારીજ રાહ જોઇ રહ્યો હતો.'

'શી આજ્ઞા છે?'

'પહેલાં આ વાંચી જા ..' કહી બિબિસારે નદાના હાથમાં મહામત્રીનો સદેશો મૂક્યો.

બાજુના જ આસન પર બેસીને નંદાએ મહામંત્રીનો પત્ર વાંચવો શરૂ કર્યો.

સમગ્ર પત્ર વાંચી લીધા પછી તે પળ માટે અસ્વસ્થ બની ગઈ. બિંબિસાર પત્નીના સદાય હસિત વદન પર ચિંતાની ઊપસેલી રેખાઓ જોઈ શક્યો

નંદાએ કહ્યું : 'આ સંદેશો ક્યારે મળ્યો ?'

'થોડી વાર પહેલાં જ...તું જ કહે કે મારે શું કરવું ઉચિત ગણાય ?'

'આપે કશો નિર્ણય નથી કર્યો ?'

'તારા વિચારો જાણ્યા વગર હું શું નક્કી કરું ?'

'આમ તો આ કર્તવ્યનો જ સાદ છે પ્રશ્ન એ છે કે આપને દેશવટો આપેલો ..?'

'હા ..એની પાછળનો હેતુ ઘણો ઉચ્ચ હતો' કહી બિંબિસારે ધનંજયે આપેલી માહિતી કહી સંભળાવી.

'આવા પ્રેમાળ પિતાની સેવા કરવા આપે જવું જ જોઈએ. કદાચ પિતા પ્રેમાળ ન હોય તો પણ એના સંતાનનું આવા સમયે કર્તવ્ય થઈ પડે છે. પરંતુ...'

'શું ?'

નંદા કશું બોલી નહિ વિચારમાં પડી ગઈ તેના મનમાં પતિ વિયોગની વ્યથાનું ચિત્ર આવી ચડ્યું હતું. પરંતુ આવી વાત કરીને પતિના કર્તવ્ય માર્ગનો અવરોધ કરવો ઉચિત નથી એમ પણ તેને લાગતું હતું

બિંબિસારે વિચારમાં પડેલી પ્રિયતમાનો એક હાથ પકડી લઈને કહ્યું . 'પ્રિયે, મારી ભાવના એવી હતી કે તને પણ સાથે લઈ જઉ. પરંતુ તારી પરિસ્થિતિ મારી ઊર્મિઓને રોકી રહી છે. બાપુજી પણ

આ સ્થિતિમાં તુ આટલો દીર્ઘ પ્રવાસ કરે એવું ઇચ્છતા નથી.'

'બાપુજીને આપે વાત કરી હતી ?'

'હા ..તેઓએ પણ જવાની સમતિ આપી છે .મારો વિચાર આવતી કાલે જવાનો હતો પરતુ દિનશુદ્ધિ ન હોવાથી પરમ દિવસે જવાનુ નક્કી કર્યું છે'

નદાનાં તેજસ્વી નયનો સ્વામી સામે સ્થિર બન્યાં. બે પળ સ્થિર નજરે જોયા પછી તે બોલી: 'પાછા ક્યારે આવશો ?'

'પ્રિયે, એવુ કાંઈ અનુમાન મારાથી થઈ શકતુ નથી. પિતાજી વયોવૃદ્ધ છે . કાળની ઠોકર ક્યારે લાગે તે કહી શકાય નહિ ..હુ તો ઇચ્છુ છુ કે તેઓ સો વર્ષ જીવે ..પણ મદવાડ કેટલો લબાય, એનુ શુ પરિણામ આવે અને મારે ક્યાં સુધી રોકાવુ પડે તે મારાથી કલ્પી શકાતુ જ નથી છતાં મે એક નિશ્ચય કર્યો છે . પિતાજી જો ઔષધપ્રયોગ વડે આરોગ્ય તરફ ઢળતા જશે તો તરત આવતો રહીશ અને ..'

'શુ ?'

'અવસ્થા આગળ એમની જિંદગી હારી જશે તો હુ ક્યારે આવુ તે કહી શકાય નહિ.'

'આપના અન્ય ભાઈઓ ..'

'ઘણા છે .મારા કરતાં બેચાર મોટા પણ છે . પરતુ પિતાજીને કોઈ પર શ્રદ્ધા નથી પિતાજીની ઇચ્છા શુ છે તે હુ જાણુ છુ તેઓ મને જ મગધનુ સિહાસન સોંપવા ઇચ્છે છે જો આવુ કઈ બનશે તો તારે મગધની સામ્રાજ્ઞી રૂપે આવવું પડશે ..'

'સ્વામી ..'

'હુ સત્ય કહુ છુ ..જો તને પુત્ર થશે તો મગધનો પ્રથમ યુવરાજ હશે.'

'પ્રિયતમ, સામ્રાજ્ઞીરૂપે આવવા કરતાં આપની દાસીરૂપે આવુ એ જ મારા માટે ગૌરવરૂપ છે. પરતુ આપ કહો છે। તેમ બનશે તો આપ અહી કયાંથી આવી શકો ?'

'હા પ્રિયે, એમ બનશે તો હુ મગધની મહાદેવીને શોભે એવા ગૌરવ વડે બોલાવીશ...'

'કદાચ ભૂલી જશો તો ?'

'મારુ હૃદય તારાથી અવ્યક્ત રહ્યું છે ?'

'નહિ સ્વામી, સસારનાં પ્રત્યેક નરનાર એકબીજાના હૈયાને કદી વાંચી શકતાં નથી...એ અશક્ય છે'

'શ્રદ્ધા ..વિશ્વાસ...વચન...શુ એનુ ...'

'હુ આપના પર આક્ષેપ નથી કરતી ..કરી શકુ પણ નહિ . કારણ કે આપ મારા સર્વસ્વ છો પોતાના સર્વસ્વ પર અશ્રદ્ધા કે અવિશ્વાસ કેમ હોય ? હુ તો આ એક સહજ વાત કહુ છુ. હૃદય પર કેવળ આત્માનુ રાજ્ય નથી હોતુ ...'

બિબિસાર હસ્યો અને હસતાં હસતાં બોલ્યો : 'તો ?'

'મનનુ પણ રાજ્ય હોય છે. હૃદયના આસન પર જ્યારે મન બેસે છે ત્યારે નિશ્ચિત થયેલાં જીવનનાં સત્યો ઘણી વાર વીખરાઈ જાય છે'

બિબિસારે અતિ ઉમળકાના ભાવ સાથે નદાને બને હાથ વડે હૈયા સરસી ખેચતાં કહ્યું : 'પ્રિયે, તારી વાત સાચી છે, પરતુ મારા હૃદય પર નથી આત્માનુ રાજ્ય કે નથી મનનુ રાજ્ય, ત્યાં કેવળ તારુ જ રાજ્ય છે. તુ જ મારા જીવનની, મનની અને કામનાઓની સ્વામિની છે. આથી વિશેષ...?'

નંદાએ કહ્યુ : 'મને વિશ્વાસ છે. હુ તો કેવળ મનની ચચળતાની વાત કરી રહી હતી. આપને કર્તવ્ય માર્ગેથી રોકવા એવી મારા

ચિત્તમાં કોઈ ભાવના નથી.'

'તારુ હૃદય કેટલું સ્વચ્છ અને કર્તવ્યદષ્ટિવાળુ છે તે હું ક્યાં નથી જાણુતો ?'

આ રીતે પત્નીની સમતિ મેળવીને બિંબિસારે દામોદરને ધનંજય પાસે મોકલ્યો.

બીજો દિવસ પણુ પસાર થઈ ગયો.

સવારે સૂર્યોદય વખતે પ્રસ્થાન કરવાનુ હતુ. ધનદત્ત શેઠે વિવિધ સામગ્રીઓ તૈયાર કરાવી હતી, પરતુ બિંબિસારે માત્ર થોડી વસ્તુઓ જ લેવાનુ નક્કી કર્યું હતુ અને વિદાય વેળાએ તેણે પત્નીને સ્મરણ રૂપે પોતાની રાજમુદ્રિકા અર્પણ કરતા કહ્યું હતુ: 'પ્રિયે, મારુ આ સ્મરણુ સાચવી રાખજે. હું જો પિતાજીને કઈક સારુ થશે તો તરત પાછો આવીશ ..નહિ તો...'

વચ્ચે જ નદાએ કહ્યુ. 'આપ નિશ્ચિંત રહેજો. પત્ની ખાતર પિતાની સેવામાં જરાયે ક્ષોભ આવવા દેશો નહિ. આ આપનુ સ્મરણુ હુ સાચવી રાખીશ ..પણ સાચુ સ્મરણ તો મારા ઉદરમાં જ પોપાઈ રહ્યું છે।'

બિંબિસારે જવાબમાં પ્રિયાના કોમળ વદનને બને હાથ વડે પકડી એક મધુર ચુબન લીધુ અને તે વિદાય થયો ..

બિંબિસારના ગયા પછી નદાનાં નયનો સજળ બન્યાં.

ધનદત્ત શેઠ અને તેમનાં પત્ની પોતાના પ્રિય જમાઈને વોળાવવા છેક નગરીના પાદર સુધી ગયાં હતા તેઓએ આરોગ્ય જાળવવાની અને અવારનવાર સદેશો મોકલવાની આગ્રહભરી વિનતિ કરી હતી.

સરલ હૃદયવાળા ધનદત્ત શેઠ અને નદાની માતાનાં ચરણુમાં નમી, બનેન આશીર્વાદ મેળવી સજળ નયને બિંબિસારે વિદાય લીધી

વળાવવા માટે દામોદર અને પેઢીના અન્ય માણસો પણુ આવ્યા

હતા, તે સહુ ગળગળા થઈ ગયા હતા. ગઈ કાલે જ બિંબિસારે દામોદર અને અન્ય માણસોને સારી રીતે સુવર્ણમુદ્રાઓ આપી હતી નાના શેઠની ઉદારતા પર બધાને અભિમાન હતુ. એવા નાના શેઠનો વિદાયથી સહુના હૈયાને દર્દ થાય તે સ્વાભાવિક હતુ.

બિંબિસારનો રથ દષ્ટિમર્યાદાથી દૂર થયો ત્યારે સહુ સજળ નયને પાછા ફર્યાં.

બિંબિસાર અને ધનજય રથમાં જ બેઠા હતા. બીજા ચોકિયાતો, દાસો, વગેરે અશ્વારોહીરૂપે હતાં. બે દાસીઓ અને એક પાકશાસ્ત્રી બીજા એક માલસામાનવાળા રથમાં બેઠાં હતાં.

બિંબિસાર સ્થિર નજરે ઉજ્જયની તરફ જોઈ રહ્યો હતો. પળે પળે ઉજ્જયની પાછળ રહી જતી હતી. અને પ્રિયતમા નદા ..

ઓહ, અત્યારે તે કેટલી વ્યથા અનુભવી રહી હશે? એનુ ચિત્ત કોણ પ્રસન્ન કરશે? એનાં આંસુ...

આ બધા વિચારો બિંબિસારના હૈયાને વલોવી રહ્યા હતા.

અને ધનજયે પ્રશ્ન કર્યો : 'મહારાજ, વૈશાલી થઈને જવુ છે કે...'

'ધનજય, વૈશાલીનો માર્ગ લાબો છે.. ચાર દિવસ વધારે થાય અને દેવી અમ્બપાલીને મળ્યા પછી ત્યાં કેટલા દિવસ રોકાવુ પડે તે કહી શકાય નહિ. કર્તવ્યને હમેશાં અગ્રસ્થાન આપવું જોઈએ.'

'તો...'

'આપણે એક સૈનિકને વૈશાલી મોકલીશુ ...હુ એક પત્ર લખી આપીશ અને રાજગૃહીના સમાચાર પણ જણાવીશ.'

ધનજય તરત બોલી ઊઠયો. 'આ વિચાર ઉત્તમ છે દેવીને કંઈ પણ સદેશો મોકલવો હોય તો રાજગૃહી મોકલી શકે'

લગભગ વીસ કોસ દૂરના એક મધ્યમ ગામની પાંથશાળામાં

આ કાફલો વિશ્રામ અર્થે રાતવાસો રહ્યો.

પાંચ જ કોસ દૂરથી વૈશાલીનો માર્ગ અલગ ફાટતો હતો અને બીજો નેવુ કોસ દૂરથી અલગ ફાટતો હતો. નેવું કોસ દૂરથી જતો માર્ગ જરા જોખમી ગણાતો હતો અને પહેલો માર્ગ લગભગ રાજમાર્ગ સમો હતો. વૈશાલી અને ઉજ્જયની વચ્ચેનો સઘળો વ્યવહાર આ માર્ગેથી જ થતો હતો. આથી જ બિંબિસારે એક સંદેશો તૈયાર કર્યો. તેણે પત્રમાં લખ્યુ :

'પ્રાણાધિક પાલી,

'ઘણા સમયથી તારા કોઈ સમાચાર પ્રાપ્ત થયા નથી. આપણી પદ્મરાણી ખૂબ જ સ્વસ્થ અને મનોહર હશે. મારા તરફથી એને ખૂબખૂબ રમાડજે.

પ્રિયે, આજ હુ ઉજ્જયનીથી રાજગૃહી જઈ રહ્યો છુ. મગધેશ્વર શય્યાવશ બન્યા છે અને મને તત્કાળ બોલાવ્યો છે. રાજગૃહીમા કેટલું રોકાણ થશે તે કઈ નિશ્ચિત નથી . પરતુ મારો બીજો સદેશો ન મળે ત્યાં સુધી આપણો સદેશ વ્યવહાર રાજગૃહી વૈશાલી વચ્ચે જ આપલે કરવાનો રહેશે.

મે તને વિગતથી સઘળી વાત જણાવી હતી. પરતુ તારા તરફથી એનો કોઈ ઉત્તર મળ્યો નહિ. જેમ ચાતક આશાનાં ગીતના સહારે આતુર બનીને રાહ જોતો હોય તેમ મે રાહ જોયા કરી છે.

મારુ હૃદય તારી પાસે જ રહ્યુ છે આમ તો હું ઉજ્જયનીથી સીધો તારી પાસે આવત અને પછી રાજગૃહી જાત. પરતુ કોઈ પણ ઉપાયે વહેલુ પહોંચવુ પડે તેમ હોવાથી અતરની ભાવનાને કર્તવ્યની જજીરો વડે ઝકડી રાખવી પડે છે.

પ્રિયે, તારા મુખચંદ્રમાં છલકાતું તેજ, અમૃત, સૌન્દર્ય, એક પળ માટે પણ હુ વીસરી શક્યો નથી. એ તો જીવનભર નહિ વીસરી

શકાય. માનવીનો પ્રથમ પ્રેમ વજ્રની રેખા સમો હોય છે!

મારો માણસ આ પત્ર લઈને આવે છે. તેની સાથે જ તારા હૃદયની મસ્તી પાઠવજે. પ્રિયે, મિલન કરતાં વિરહ વધારે શ્રેષ્ઠ છે. કારણ કે વિરહના અગ્નિ વડે જ સુવર્ણની પરીક્ષા થઈ શકે છે.

લખવા માટે એટલા વિચારો આવ્યા કરે છે કે જીવનભર લખ્યા જ કરું તો પણ મનને સંતોષ ન થાય. ઉજ્જયિનીથી વીસ કોસ દૂર આવેલા એક ગામની પાંથશાળામાં મધ્યરાત્રિએ આ પત્ર લખી રહ્યો છું...કલ્પના કરજે, તારી સ્મૃતિની પાંખ પર ઊડવામાં કેટલો આનંદ મળતો હશે?

રાજગૃહી ગયા પછી મગધેશ્વરને જો કંઈક ઠીક થશે તો હું તને મળવા અવશ્ય આવીશ.

ત્યારે...પ્યાર અને આનંદનાં સ્મરણોની મીઠી યાદ, તારો બિંબિસાર.'

આ રીતે પત્ર લખી એક ભૂંગળીમાં ગોઠવીને મોડી રાત્રે શ્રેણિક સૂઈ ગયો.

બીજે દિવસે સવારે જ એક સૈનિક સાથે આ પત્ર વૈશાલી રવાના કર્યો. સૈનિકને ક્યાં જવું વગેરે સૂચના ધનંજયે આપી દીધી.

ત્યાર પછીનો પ્રવાસ ઝડપી બનાવવામાં આવ્યો.

બિંબિસાર ચૌદમા દિવસે રાજગૃહી પહોંચી ગયો.

મહામંત્રીએ ખૂબ જ ઉમળકાભર્યું સ્વાગત કર્યું. અને તેનો બાલસાથી વર્ષકાર પણ ભેટી પડ્યો.

યુવરાજ બિંબિસાર વસ્ત્ર પરિવર્તન કરીને સીધો મગધેશ્વરના નિવાસ તરફ ગયો.

## પ્રકરણ ૨૫ મું : : પ્રશ્નતીર!

મગધના મહામંત્રીએ ધનંજયને ખાનગીમાં બોલાવીને ખાસ સૂચના આપી હતી કે: 'યુવરાજ શ્રેણિકને એક પળ માટે પણ નજર બહાર ન રાખવા. ખાસ કરીને મહાદેવી તરફથી સાવધ રહેવું.'

બિંબિસાર વસ્ત્રો બદલાવીને પિતાને મળવા ગયો ત્યારે ધનંજય પણ પડછાયા માફક તેની સાથે જ ગયો. બિંબિસારે કહ્યું . 'ધનંજય, તું તારે ઘેર જા..નિરાતે ઘરનાં માણસોને મળીને આવજે.. હવે મારે ખાસ કોઈ કામ છે જ નહિ.'

ધનંજયે હસીને કહ્યું: 'મહારાજ, આપ નિશ્ચિંત રહો ..આપે મને મિત્ર કહ્યો છે એટલે...'

'ઓહ્!' કહીને શ્રેણિકે તેના ખભા પર હાથ મૂક્યો.

બંને રાજભવનમાં ગયા

મહારાજ શય્યા પર પડ્યા હતા. તેમની પ્રચંડ કાયા જાણે શીર્ણ બની ગઈ હતી. શય્યાની બાજુમાં જ એક આસન પર મહાદેવી બેઠાં હતાં. રાણી ત્રૈલોક્યસુંદરીને હજી સુધી એ ખબર પણ નહોતી કે બિંબિસાર આવવાનો છે, કે આવ્યો છે!

ખંડમાં દાખલ થતાં જ બિંબિસાર પિતાની શય્યા પાસે ગયો અને પિતાના બંને પગ પર મસ્તક નમાવી બોલ્યો: 'મહારાજ...'

'ઓહ, શ્રેણિક..આવ બેટા આવ ..તું ક્યારે આવ્યો?'

'હમણાં જ આવ્યો છું.'

પિતાએ થોડી પળો સુધી સ્થિર નજરે પુત્ર સામે જોયુ અને કહ્યું. 'શ્રેણિક...તુ બહુ જ દુર્બલ બની ગયો છે..એક નિર્દય પિતાના કારણે..'

વચ્ચે જ પિતાના બને હાથ પકડી લઈને શ્રેણિક બોલ્યો. 'બાપુ..આમ ન બોલો...આપની મમતા. આપનુ વાત્સલ્ય.. પ્રેમ એ જ મારા જીવની સપત્તિ છે..હવે આપને કેમ રહે છે?'

'આ શય્યા પકડી છે...મને તો લાગે છે કે માનવી ગમે તેટલો મહાન હોય...છતાં આટલી સાડા ત્રણ હાથ ધરતી પણ તેની સાથે રહી શકતી નથી.. આ તારી માતાના બળથી જીવી રહ્યો છુ...' કહી મગધેશ્વરે રાણી સામે નજર કરી

બિબિસારે મહાદેવી સામે જોયુ...અને તે તરત ઊભો થઈને એમનાં ચરણમાં મસ્તક નમાવતા બોલ્યો: 'મા, મને ક્ષમા કરજો.. ધ્યાન નહોતું.. આપ કુશળ છો ને?'

રાણીએ બિબિસારનુ મસ્તક સૂઘ્યુ અને કહ્યુ. 'ભાઈ, તુ આવી ગયો એટલે મારા મનને નિરાંત થઈ...તારા વગર સમગ્ર રાજભવન સૂનું રૂનુ થઈ પડ્યુ હતું.'

'મહાદેવી...'

વચ્ચે જ ત્રૈલોક્યસુદરી બોલી ઊઠી: 'બેટા, તુ મને મા કહીને જ બોલાવ...મહાદેવી તો ક્યારની મૃત્યુ પામી છે...'

'મા..'

'શ્રેણિક, મારા હૈયામાં દાવાનળ સળગી રહ્યો છે...ગઈ કાલ સુધી પાપનો હતો..આજ પશ્ચાત્તાપનો સળગે છે! બેટા, કેવળ દીકરાને મગધની ગાદી મળે એવા દુષ્ટ હેતુ ખાતર મે શું નથી કર્યું?'

અને દીકરો ગુમાવ્યો ..' કહેતાં કહેતાં રાણી ત્રૈલોક્યસુંદરીનો સ્વર ગળગળો થઈ ગયો . આંખો સજળ બની ગઈ.

શ્રેણિકે વિનમ્ર સ્વરે કહ્યું . ' મા, આ સમાચાર મને મળ્યા ત્યારે મનને ખૂબ જ દુઃખ થયું હતું ...પરંતુ કર્મના પ્રભાવને કોણ ટાળી શકે છે ? આપ હવે ધૈર્ય રાખજો...હું કંઈ પરાયો નથી . આપનો જ પુત્ર છું .'

મગધેશ્વર શાંતિથી આ વાતો સાંભળી રહ્યા હતા...પોતાની પ્રિય રાણીની દૃષ્ટિ આડેથી પડદો ખસી ગયો છે એ જાણીને તેમનું વદન પ્રસન્ન થઈ ગયું ..પણ તેઓ કશું બોલ્યા નહિ.

મહાદેવીએ શ્રેણિકના બંને હાથ પકડી લીધા અને કહ્યું :' બેટા શ્રેણિક .મારા જ પાપે તારે વનવાસ વેઠવો પડ્યો હતો ..હવે હું તને ક્યાંય નહિ જવા દઉં ...'

' મા, હું આપનાં ચરણોમાં જ રહીશ. ' બિંબિસારે કહ્યું.

ત્રૈલોક્યનંદિનીએ બિંબિસારનું મસ્તક પુનઃ સૂંઘ્યું .

ત્યાર પછી શ્રેણિક સ્નાનાદિથી નિવૃત્ત થવા બહાર નીકળ્યો. એ જ રાતે તે જીવકને મળ્યો અને મગધેશ્વરના આરોગ્ય અંગે ચર્ચા કરી. જીવકે કહ્યું ' મગધેશ્વરની આ અંતિમ શય્યા છે...ઔષધો જો કામ કરશે તો એક વર્ષ પર્યંત કશો વાંધો નહિ આવે...નહિ તો ત્રણ ચાર મહિનાથી વધારે ટકી શકે એવું જીવનબળ એમની કાયામાં નથી રહ્યું '

' ભાઈ, મેં તો સાંભળ્યું છે કે આયુર્વેદ વિજ્ઞાને એવાં ઔષધો શોધ્યાં છે કે માનવીના વાર્ધક્યને નવયૌવનમાં પલટી નાખે..'

' આપની વાત સાચી છે .એવાં ઔષધો અપ્રાપ્ય પણ નથી .. પરંતુ વિપત્તિ બીજી જ છે. એ ઔષધો જિતેન્દ્રિય પુરુષોને જ કારગત નીવડે છે. મગધેશ્વરનું જીવન .'

'હું સમજી ગયો...પરંતુ એમનો રોગ કયા પ્રકારનો છે?'

'એમને કોઈ પ્રકારનો રોગ નથી...કેવળ દેહની શક્તિઓનો સ્વાભાવિક હ્રાસ છે.'

'શું એ હ્રાસને ન રોકી શકાય?'

'કોઈ રોકી શક્યું નથી...કોઈ રોકી પણ નહિ શકે...પ્રકૃતિના ગુણધર્મનું પરિવર્તન કોઈ કાળે થઈ શક્તું નથી.' મહાવૈદ જીવકે કહ્યું.

બિંબિસાર મનથી કંઈક નિરાશ થઈ ગયો.

આમ, એક સપ્તાહ વીતી ગયું. મગધેશ્વરની પરિસ્થિતિમા કંઈ વિશેષ પરિવર્તન ન થયું...કુમાર જીવકની ઔષધિનો પ્રભાવ માત્ર એટલો જ થયો હતો કે મગધેશ્વર કંઈક પ્રસન્નચિત્ત જણાતા...સહુ સાથે થોડી ઘણી વાતચીત કરી શકતા અને શય્યામાં થોડી વાર નિરાંતે બેસી શકતા.

મહાદેવી ત્રૈલોક્યસુંદરીને આ પરિવર્તનમાં આશા દેખાતી હતી, પરંતુ કુમાર જીવકને જરાય આશા નહોતી જણાતી.

પથ્યાપથ્ય ઘણું આકરું હતું, છતાં તેનું પાલન થતુ હતું. માત્ર રાણીના મનમાં એમ થયા કરતુ હતું કે ઉત્તમ ખોરાક આપવામા આવે તો શક્તિ અવશ્ય ઊભી થાય. પરંતુ જીવક પથ્યાપથ્યના પાલનમા ઘણો દૃઢ હતો. તે કહેતો હતો કે. 'સાદો આહાર જેટલું બળ આપશે તેટલું બળ શક્તિવાળા આહારથી મળવું દુર્લભ છે. કારણ કે શક્તિવાળા આહારને પચાવવાની શક્તિ મગધેશ્વરની હોજરીમાં છે નહિ.. આ સ્થિતિમાં શક્તિવર્ધક આહાર વિષરૂપ જ પરિણમે.'

જીવકના આ વિચારોને રાજવૈદે પણ સમર્થન આપ્યું હતુ અને આથી દેવી ત્રૈલોક્યસુંદરી પોતાના મન મુજબ ફેરફાર કરી શકી નહિ.

પિતાની સેવા–પરિચર્યાનો ભાર શ્રેણિકે જ સંભાળી લીધો હતો અને તે સવારથી રાત્રિના પ્રથમ પ્રહર પર્યંત પિતાજી પાસે જ રહેતો

હતો. મગધેશ્વરના બીજા પુત્રો કોઈ વાર આવીને કુશળ પૂછી જતા. આમ, બિંબિસાર પિતાની સેવામાં એટલો ગૂંથાઈ ગયો હતો કે તે ઉજ્જયનીમાં સંદેશની આશા સેવી રહેલી નંદાને કોઈ પ્રકારના સમાચાર મોકલી શક્યો નહિ. તેના મનમાં નંદાનું સ્મરણ અવારનવાર જાગૃત થતું, પરંતુ પરિચર્યાના અંગે તે કોઈ દૂતને મોકલી શક્યો નહિ.

ઉજ્જયનીથી નીકળ્યા પછી બિંબિસારે દેવી અમ્બપાલીને ત્યાં એક માણસને સંદેશ સાથે રવાના કર્યો હતો. તે પણ પાછો આવી ગયો હતો.

રાતના બીજા પ્રહર પછી તેણે દૂતને બોલાવ્યો અને પૂછ્યું. 'દેવી કુશળ છે ને?'

'હા મહારાજ.'

'દેવીએ જે સંદેશો આપ્યો હોય તે...'

'મહારાજ, દેવીએ કશો સંદેશો નથી આપ્યો આપનો પત્ર મેં દેવીની મુખ્ય દાસીએ આપ્યો હતો. બીજે જ દિવસે મુખ્ય દાસી મને કહી ગઈ હતી કે દેવી હમણાં ખૂબ જ કામમાં રોકાયેલાં છે... પછી તે પોતાના દૂત મારફત સંદેશ મોકલશે.'

'હં...' કહીને બિંબિસાર વિચારમાં પડી ગયો

બીજા પંદર દિવસ ચાલ્યા ગયા. અમ્બપાલીનો કોઈ દૂત આવ્યો નહિ તેમ, પોતે પણ નંદાને કે અમ્બપાલીને કશા સમાચાર મોકલી શક્યો નહિ.

કારણ કે મગધેશ્વરે મહામંત્રી સાથે ચર્ચા કરીને બિંબિસારને રાજકાર્યમાં ગોઠવવાનો નિર્ણય લીધો હતો અને પિતાની આજ્ઞા મુજબ શ્રેણિકને રાજકાર્યમાં રસ લેતા થવું પડ્યું. રાજદરબારમાં જવું, ન્યાયના પ્રશ્નો વિચારવા, મંત્રીઓની મંત્રણાઓ વખતે હાજરી આપવી, સીમાઓના કૂટ પ્રશ્નો સમજવા, લોકોની ફરિયાદો તરફ ધ્યાન

આપવું, ભાયાતોના ઝઘડાઓનો ઉકેલ શોધવો, મગધ પ્રત્યે વૈરભાવ રાખી રહેલા અન્ય રાજ્યોના પ્રશ્નો વિચારવા, વગેરે કામગીરી એટલી વધી પડી હતી કે શ્રેણિક નંદાને કે અમ્બપાલીને યાદ કરી શકતો નહોતો...એટલું જ નહિ પણ, પોતાની જીવનસંગિની સમી વીણાને પણ રમાડી શક્યો નહોતો.

બીજા બે મહિના વીતી ગયા.

મહામંત્રી બીમાર પડ્યા ..એમની જ પ્રેરણાથી થોડા સમય માટે વર્ષકારને પોતાના કાર્યમાં ગોઠવી દીધો. વર્ષકાર નવજવાન હતો, બુદ્ધિમાં તેજસ્વી હતો અને શ્રેણિકનો ખાસ બાલસાથી પણ હતો. બંને વચ્ચે મેળ પણ ઘણો હતો.

એક રાત્રિએ બંને મિત્રો મગધના ભાવિ અંગે ચર્ચા કરતા હતા...વર્ષકારે કહ્યું હતું : 'યુવરાજશ્રી, મગધની તાકાત અમાપ છે. પણ એ તાકાતનો કુશળતાપૂર્વક ઉપયોગ થતો નથી. મગધના આદર્શને આવતી કાલે પીંખી નાખે એવી એક શક્તિ હું જોઈ રહ્યો છું.'

'કઈ શક્તિ?'

'વૈશાલીનું ગણતંત્ર! મગધેશ્વર ઘણા સમયથી વૈશાલીને નષ્ટ-ભ્રષ્ટ કરવાનાં સ્વપ્ન સેવી રહ્યા હતા, પરંતુ તેઓ કશું કરી શક્યા નથી. વૈશાલી ઉત્તરોત્તર બ્રાહ્મણદ્રોહી બની રહ્યું છે ..ત્યાં બ્રાહ્મણનું કોઈ મહત્ત્વ રહ્યું નથી ..વેદ અને સંહિતાઓ પ્રત્યે સૂગ ઊભી થતી જાય છે. લોકો વધુમાં વધુ અધાર્મિક બની રહ્યા છે ..આ ચેપ ઘણો જ ભયંકર છે...આજ સુધી શ્રમણ સંસ્કૃતિની આરાધના હતી. હવે ગૌતમબુદ્ધની હવા જોર પકડી રહી છે...જૈનોની શ્રમણ સંસ્કૃતિ એક રીતે ઉત્તમ હતી, પરંતુ આ બૌદ્ધ સંસ્કૃતિ તો વર્ણાશ્રમ ધર્મને નષ્ટ જ કરી નાખશે...પણ શું થાય?...મગધેશ્વરનું સ્વપ્ન સાકાર બને તે પહેલાં જ તેઓ શય્યામાં પડ્યા!'

વર્ષકારના અંતરમાં વૈશાલી પ્રત્યે પોષાયેલો ભાવ જોઈને બિંબિસાર પળ માટે ધ્રૂજી ઊઠ્યો...એને વૈશાલી પ્રથમ યૌવનના મધુર સ્વપ્નની સ્મરણભૂમિ છે। એ વૈશાલીમાં દેવી અમ્બપાલી વસે છે। ગમે ત્યારે પણ અમ્બપાલીને આ રાજભવનમાં લાવવાની જ છે. જો વૈશાલી પ્રત્યે આવો ભાવ પોષવામાં આવે તો અમ્બપાલી કદી આવે નહિ.

આવા વિચારો વચ્ચે શ્રેણિકનું ચિત્ત પરોવાઈ ગયું. તે કશું બોલ્યો નહિ ..વર્ષકારને આશ્ચર્ય થયું ...વૈશાલીનું નામ સાંભળીને યુવરાજ વિચારમગ્ન કેમ બની ગયા હશે? તે બોલ્યો : 'મહારાજ, ક્ષમા કરજો ..વૈશાલી પ્રત્યે મારા અંતરમાં કોઈ પ્રકારનો વિદ્વેષ નથી... પરંતુ ભારતવર્ષની મહાપ્રાણસમી આર્ય સંસ્કૃતિની જ્યોત યુગયુગ પર્યંત અમર રાખવી હોય તો વૈશાલી પ્રથમ ભૂંસાઈ જવું જોઈએ...મગધની જનતાના ચિત્તમાં રાજા પ્રત્યેની શ્રદ્ધા બચાવવી હોય તો માત્ર વૈશાલી નહિ પણ પૂર્વ ભારતનાં સઘળાં ગણતંત્રોને પીસી નાખવાં પડશે.'

'મિત્ર, તક્ષશિલામાં રહીને તે મગધના મંડળની જ આરાધના કરી લાગે છે.'

'મગધના મંડળની આરાધના તો રક્તાણુઓમાં પડી છે.. પરંતુ હું તો સમગ્ર ભારતના કલ્યાણની આરાધના ચાહું છું... ભારતવર્ષ પર આજે કોઈ શક્તિશાળી નથી...પરિણામ એ આવ્યું છે કે તે અનેક પ્રદેશો, ખંડો અને રાજ્યોમાં વહેંચાઈ ગયું છે. કોઈ પણ રાષ્ટ્ર આ રીતે વિવિધ ટુકડાઓમા પડી જાય ત્યારે એની સ્વાધીનતા કદી સ્થિર રહી શકે નહિ ..જનતા કદી આરામ અને આનંદનો ઉપયોગ કરી શકે નહિ...ભારતવર્ષનું કલ્યાણ કોઈ એક સમર્થ અને શક્તિશાળી ચક્રવર્તીના હાથમાં જ પડ્યું છે ..અને એવી શક્તિનાં દર્શન મને આપનામાં થયાં છે!'

બિંબિસાર હસી પડ્યો અને હસતો હસતો બોલ્યો : 'મિત્ર, તારી સ્વપ્નભૂમિ ઘણી વિરાટ છે...ઘણી કઠોર છે...ઘણી ચિત્તાકર્ષક પણ છે! સંસારમાં સહુને પોતાનાં હોય તે મહાન લાગે છે...મારાં કાડામા આવી તાકાતના તને દર્શન થવા એ તારો મારા પ્રત્યેનો પ્રેમ છે! પરંતુ મારી પરિસ્થિતિ તો સાવ નિરાળી છે...મેં કોઈ દિવસ મગધના શાસક તરીકેનું સ્વપ્ન સેવ્યું નથી ..હું તો મારી વીણામાં મસ્ત હતો ..એ મસ્તી આજ જાણે અદૃશ્ય થઈ ગઈ છે...તને મે વાત નથી કરી...પરંતુ દેશવટો ભોગવતો હતો ત્યારે વૈશાલીમાં છદ્મવેશે રહ્યો હતો અને વૈશાલીની મહાન કીર્તિ ગણાતી દેવી અમ્બપાલી ..'

વચ્ચે જ વર્ષકારે કહ્યું : 'શુ આપ જનપદકલ્યાણીના પરિચયમા આવ્યા હતા.'

'માત્ર પરિચય નહિ...પ્રણયમાં પણ. અમે બંને ગાંધર્વ લગ્નથી બંધાયાં હતા.' આમ કહી બિંબિસારે અમ્બપાલી સાથેના સંબંધની વાત વિગતથી કહી.

વર્ષકારના ચિત્તમાં એક આશા ચમકી. દેવી અમ્બપાલીને પ્રાપ્ત કરવા ખાતર વૈશાલીને નષ્ટ કરવુ જ પડશે!

અહી બિંબિસાર પોતાના બાલસાથી સાથે વૈશાલી અને અમ્બપાલીની વાત કરી રહ્યો હતો, ત્યારે વૈશાલીમા અમ્બપાલીની કીર્તિ એટલી વિસ્તૃત બની ગઈ હતી કે તેના દર્શન અર્થે દૂરદૂરથી લોકો આવતા અને દેવી અમ્બપાલીનુ નૃત્ય નિહાળવા ખાતર સુવર્ણની છોળો ઉડાડતા.

થોડા જ સમય પહેલાં સિંદસૌબિરથી આવેલા ચંડપ્રધાને દેવી અમ્બપાલીને પોતાને ત્યાં પધારવાનુ નિમંત્રણ આપેલુ અને દેવી અમ્બપાલીએ એ નિમંત્રણનો જવાબ એટલો આપેલો. 'જનપદ કલ્યાણી પોતાના પ્રાસાદનો ત્યાગ કરી શકે નહિ. આપ અવશ્ય પધારજો.'

પણ જે દિવસે બિંબિસાર અને વર્ષકાર વાતો કરી રહ્યા હતા તે જ દિવસે વૈશાલી ગણતંત્રનાં એક મહાનાયક મહારાજ નંદીવર્ધનના નાના ભાઈ વર્ધમાનકુમારનાં લગ્ન નિમિત્તે દેવી અમ્બપાલીને ક્ષત્રિય કુંડગ્રામ જવું પડ્યું હતું.

જેના વદન પર પરમશાંતિ, અપૂર્વ સ્થિરતા, હૈયાને ભેદી નાખે એવી ગૌરવભરી ગંભીરતા અને કોઈને પણ મસ્તક નમાવવાનું મન થાય એવી તેજરેખા સ્વભાવરૂપે વિલસી રહી હતી તે નવજવાન કુમાર વર્ધમાનના લગ્ન નિમિત્તે ગોઠવાયેલી રાજસભામાં દેવી અમ્બપાલી નૃત્ય કરી રહી હતી.

તે વર્ધમાન કુમારને જોઈને જ ચમકી ગઈ હતી. આવું તેજ અને આવું રૂપ તેણે આજ સુધી કોઈ પુરુષમાં જોયું નહોતું.

વર્ધમાનકુમારની કેવળ એક જ દ્રષ્ટિ મળે તો ધન્ય બની જવાય એમ અમ્બપાલીને લાગ્યું હતું અને એ ખાતર તેણે નૃત્યને પોતાની સમસ્ત કલા વડે સમૃદ્ધ અને સુરભિત કર્યું હતું પરંતુ જેઓ જન્મથી જ જ્ઞાનગંગાના સ્વામી બનેલા છે તે કુમાર વર્ધમાને સંસારની સર્વશ્રેષ્ઠ સુંદરી પ્રત્યે નજર સરખી પણ ન કરી.

તેઓ શાંત અને સ્થિર ભાવે બેઠા હતા. કોઈને તેઓ અપ્રસન્ન જણાતા નહોતા.

પણ દર્શકોને એમ થયા કરતું હતું કે, વર્ધમાનકુમાર વડીલોની મર્યાદા સાચવવા ખાતર શાંત ભાવે બેઠા છે

છેક પાછલી રાતે દેવી અમ્બપાલી સપ્તભૂમિ પ્રાસાદ તરફ જવા પાછી ફરી ત્યારે તેના ચિત્તને એક દર્દ થઈ રહ્યું હતું. જે રૂપયૌવન અને મસ્તીને નિહાળવા ચમરબંધી પુરુષો પાગલ બનતા હોય છે, તે રૂપ તરફ આ એક ઊગતા નવજવાને મીઠી, દ્રષ્ટિ પણ ન નાખી? ઓહ, આમ કેમ બન્યું હશે?

દેવી અમ્બપાલી બિંબિસારને ભૂલવા ખાતર પોતાની કલામાં અને રૂપની માવજતમાં ખૂબ જ નિમગ્ન બની ગઈ હતી.

પણ આજ...

એના મનને એક ડંખ લાગ્યો...વર્ધમાનકુમારને હું કેમ આકર્ષી શકી નહિ? મારા રૂપ-યૌવનમાં શું કોઈ ત્રુટી છે?

ના...ના ..ના...

દેવી અમ્બપાલી શય્યામાં પડી.

પરંતુ આ પ્રશ્નતીર એના પ્રાણને કંપાવી રહ્યું હતું.

## પ્રકરણ ૨૯ મું : : અભિમાનની જ્યોત

સ્વામીને ગયાને છ છ માસ પસાર થઈ ગયા, પ્રસૂતિકાળ સાવ નજીક આવી ગયો, પરંતુ રાજગૃહીથી કોઈ સંદેશો ન આવ્યો. ધનદત્ત શેઠે તપાસ અર્થે દામોદરને રાજગૃહી મોકલવાનો નિર્ણય કર્યો, પરંતુ નંદાએ આ રીતે માણસને મોકલવાની ના પાડી. તેણે પિતાજીને કહ્યું: 'બાપુ, કાં તો એ ખૂબ જ કામમાં હશે અથવા રાજકાર્ય અંગે અન્યત્ર ગયા હશે...આપણે કોઈને મોકલવાની જરૂર નથી.'

પિતાએ નંદાને સમજાવવા પ્રયત્ન કર્યો પણ નંદાએ પોતાની વાત પકડી રાખી અને રાહ જોવાનું જણાવ્યું.

ધનદત્ત શેઠ નિરુપાય બન્યા. એમના હૃદયને પુત્રની ચિંતા તો પજની રહી હતી. ત્યાં જમાઈની નવી ચિંતાએ ઉમેરો કર્યો.

બિંબિસાર અહીં પુત્ર માફક જ રહેતો હતો. શેઠની જાહોજલાલીના સર્જનમાં એનો જ ફાળો હતો. અને અતિ લાગણીવાળો પણ હતો. આવો જમાઈ છ છ મહિનાથી કશા સમાચાર ન મોકલે તો કેટલી ચિંતા થાય?

પરંતુ કેવળ ગણતરીના દિવસો પછી આ ચિંતા પર હર્ષની એક પચરંગી વાદળી આવી પડી.

નંદાએ સુંદર સ્વસ્થ અને તેજસ્વી પુત્રને જન્મ આપ્યો.

સમગ્ર ભવનમાં આનંદ આનંદ છવાઈ ગયો. ધનદત્ત શેઠે ઉજ્જયિનીનાં ત્રણ હજાર વણિક ગૃહોમાં ખુશાલી નિમિત્તે મીઠાઈ મોકલી. ગરીબોને પુષ્કળ દાન આપ્યું.

અને ખુશાલીમા એક નવી ખુશાલી ભળી ગઈ..નંદાને પુત્ર-જન્મ થયાને ત્રીજે જ દિવસે યવદ્વીપથી સમાચાર આવી ગયા કે બધાં સહીસલામત છે અને દેશમાં આવવા રવાના થઈ ગયાં છે.

વર્ષોથી જેના કશા વાવડ નહોતા તે એકનો એક પુત્ર અને પુત્રવધૂ જીવંત છે...દેશ તરફ આવવા રવાના થઈ ગયાં છે...!

સહુના મન પર પહેલી અસર એ થઈ કે નંદાના પુત્રના પગલે જ આ શુભ સમાચાર આવ્યા છે...નંદાનો પુત્ર ખરેખર કોઈ ઉચ્ચ કોટિનો જીવ છે!

પુત્રના સુંદર વદનને જોઈને નંદા ખૂબ જ પ્રસન્નચિત્ત બની ગઈ. પ્રસૂતિકાળની સમગ્ર પીડા વિસ્મૃત બની ગઈ અને અંતરમાં રહેલો માતૃત્વનો મંગલમય મહેરામણ લોઢ લેવા માંડ્યો.

નંદાના આરોગ્ય પર કોઈ અસર ન થઈ.

ઉત્તમ જીવો જન્મ વખતે પણ માતાને પીડારૂપ થતા નથી.

નંદાના પુત્ર–જન્મની વધાઈ આપવા અનેક સ્નેહીઓ, સગાં, વગેરે વિવિધ ભેટ લઈને રોજ આવતાં હતાં.

મહારાજા ચંડપ્રદ્યોતે પણ ધનદત્ત શેઠને ત્યાં વધાઈરૂપે સુવર્ણની એક માળા અને સાચા કિનખાબનો ટુકડો વગેરે મોકલ્યાં.

પહેલુ નહાણુ સુખરૂપ પતી ગયું.

દાયણની સલાહ મુજબ આહારની વ્યવસ્થા થઈ હતી. હ મેશ શતપાક તેલનુ માલિશ બાળક અને માતા બ નેને કરવામાં આવતુ હતું. અડાયાં છાણાંનો પરિષેક વ્યવસ્થિત રીતે અપાતો હતો. ગર્ભાશયમાં કોઈ દોષ ન જન્મે એટલા ખાતર વિવિધ દ્રવ્યોની બનાવેલી ધૂણી પણ સંધ્યાકાળે આપવામાં આવતી હતી

ધનદત્ત શેઠે પુત્ર જન્મના સમાચાર આપવા અર્થે એક દૂતને મોકલવાનુ નક્કી કર્યું. પરંતુ નંદાએ ના પાડી. નારીસુલભ અભિમાન એના અ તરમાં જાગ્યુ હતું...આટઆટલા વખતથી ગયા હોવા છતાં શુ પત્નીને પહોંચ્યાના સમાચાર મોકલવા પૂરતીયે ફુરસદ ન મળી!

નારી ભૂલી શકતી નથી...એની સ્મૃતિ પ્રખર હોય છે.

પુરુષનુ ચ ચળ મન મોટી વાતો પણ વીસરી જાય છે.

સવા મહિનાનું નહાણ થઈ ગયુ...નંદાએ પ્રસૂતિગૃહનો ત્યાગ કર્યો અને પોતાના પુત્રને લઈ સહુથી પ્રથમ તે જિનેશ્વર ભગવ તનાં દર્શનાર્થે ગઈ.

ઉજ્જયનીના પ્રખ્યાત જ્યોતિષીને બોલાવીને ધનદત્ત શેઠે દોહિત્રના નામકરણ વિધિનો દિવસ નક્કી કરાવ્યો અને જન્માક્ષર કરવાની વિનંતિ કરી.

જ્યોતિષીએ મુહૂર્ત કાઢી આપ્યુ. બે દિવસ પછી જ નામકરણ વિધિ થયો અને નંદાના પુત્રનું નામ અભયકુમાર પાડવામા આવ્યુ.

જ્યોતિષી મહારાજે અભયકુમારના જન્માક્ષરો અને તેને લગના ગણિતના અ ક તાલપત્રમાં અ કિત કરીને ધનદત્ત શેઠને સોંપતાં કહ્યુ. 'શેઠજી, નંદાની કૂખમાં કોઈ સામાન્ય જીવ નથી જન્મ્યો...કોઈ ભવ્ય

આત્માએ જન્મ લીધો છે અભયના ગ્રહ ઘણા જ તેજસ્વી છે, ઉત્તમ છે અને અચંચળ છે. આ બાળક ભવિષ્યમાં બુદ્ધિનો સમ્રાટ બનશે... એના ભાગ્યમાં એવા ભવ્ય ગ્રહોની યુતિ અંકિત થયેલી છે કે તે કોઈ મહાપુરુષ બનશે ..કાં તો રાજરાજેશ્વર ચક્રવર્તી બનશે...કાં એના કરતાંયે મહાન એવો સંત બનશે.'

પુત્રના ભાવિની વાત સાંભળી રહેલી નંદાએ પ્રશ્ન કર્યો: 'પૂજ્યશ્રી, અભય એના પિતાને ક્યારે મળશે?'

જ્યોતિષીએ કંઈક અંકગણના કરીને કહ્યું: 'દીકરી, પિતા–પુત્રનું મિલન અવશ્ય થશે ..પણ, હમણાં નહિ ..સોળ વર્ષ પછી ..'

નંદાના હૈયામાં જાણે ડામ દેવાયો છતાંયે પ્રસન્નભાવ સાચવી રહી. તે સમજી ગઈ કે પુત્રનું મિલન સોળ વર્ષ પછી હોય તો પત્નીનું મિલન વહેલું સંભવે જ નહિ

પરંતુ જેના પ્રાણમાં જૈનત્વના સંસ્કાર પડ્યા છે તે આવા પ્રસંગે બહુ દુઃખી નથી થતા...ધૈર્ય રાખે છે અને કર્મનું ફળ શાંત ભાવે ભોગવી લે છે.

રાજગૃહી પહોંચ્યા પછી બિંબિસાર પોતાના પ્રીતિપાત્રોને યાદ નહોતો કરી શક્યો...કારણ કે પિતાની માંદગી...રાજકાર્યમાં રસ લેવો ..મહામંત્રીનું અવસાન થવું...વર્ષકારને મહામંત્રી પદે પ્રતિષ્ઠિત કરવો અને મગધેશ્વરની શય્યા એવી ને એવી જ રહી જીવક સમજતો હતો કે ઔષધિનો પ્રભાવ ક્યાં સુધી ચાલે? ઔષધ અવ્યવસ્થા દૂર કરે છે. પ્રકૃતિનાં પરિણામ દૂર કરી શકતા નથી...

મહર્ષિ આત્રેય કે જેઓ તક્ષશિલાના આચાર્ય હતા અને જેમની દૃષ્ટિ તળે એક લાખ વિદ્યાર્થીઓ આયુર્વિજ્ઞાનનો અભ્યાસ કરી રહ્યા હતા તે ગુરુદેવ આત્રેયનો અતિ જરૂરી સંદેશ આવતાં જીવકને તક્ષશિલા જવું પડ્યું. મિશ્ર, પારસ, વગેરે દેશના વૈજ્ઞાનિકો તક્ષશિલા

આવવાના હતા અને એ લોકો સામે શલ્ય ચિકિત્સામાં સર્વશ્રેષ્ઠ બનેલા જીવકને રજૂ કરી આયુર્વેદ ક્યાં સુધી આગળ વધેલ છે એ દર્શાવવાનું હતું. એટલું જ નહિ પણ, આ બધા યજમાનો સમક્ષ શસ્ત્રકર્મના પ્રત્યક્ષ પ્રયોગો કરવાના હતા. મહાવૈદ્ય જીવકે અભ્યંતર અર્બુદ વિદ્રધિ વગેરેને અગ્નિ કર્મ વડે નષ્ટ કરવાની એક ભવ્ય શોધ કરી હતી... સાથોસાથ તેણે મસ્તિક ખોલીને તેમા રહેલી ગ્રંથિને શસ્ત્રકર્મ વડે દૂર કરવાની અને રોગીને બચાવી લેવાની શસ્ત્રક્રિયા સિદ્ધ કરી હતી ..આ અંગેનાં અમુક શસ્ત્રો પણ તેણે પોતે જ યોજ્યાં હતાં. આ બધું પ્રત્યક્ષ કરાવવા ખાતર જીવકને બોલાવ્યો હતો અને મગધેશ્વરની આજ્ઞા પ્રાપ્ત કરીને તે વાયુવેગી અશ્વયાનમાં રવાના થયો હતો.

આથી બિંબિસાર પર વધારે જવાબદારી આવી પડી હતી

મગધેશ્વર પ્રસેનજિત શય્યાવશ હોવા છતાં મહામંત્રીના અવસાન પછી તેમણે એક મહાન કાર્ય કુશળતાથી પતાવ્યું હતું. વર્ષાકારને મહામંત્રીપદ સોંપીને તેમણે રાણી ત્રૈલોક્યસુંદરીને વિશ્વાસમા લીધી અને શ્રેણિકને રાજસિંહાસન પ્રાપ્ત થાય એ પ્રકારની વ્યવસ્થા નક્કી કરી રાણી ત્રૈલોક્યસુંદરીને બિંબિસાર પહેલાંના ચારેય યુવરાજો જરાયે પ્રિય નહોતા. કારણ કે ચારેયમાં બળ, બુદ્ધિ અને તેજનો અભાવ હતો. જ્યારે શ્રેણિક બિંબિસાર દરેક વાતે સમર્થ જણાતો. એટલું જ નહિ પણ, માતાપિતા પ્રત્યેની એની વિનયભરી ભક્તિ જોઈને તે ખૂબ જ પ્રભાવિત બની હતી

પ્રશ્ન એ ઊભો થયો કે ચારેય યુવરાજોને સમજાવવા કેવી રીતે ?

પણ આ કાર્ય રાણી ત્રૈલોક્યસુંદરીએ ખૂબ જ સરળતાથી પાર પાડ્યું. ચારેય યુવરાજોને ઇચ્છિત ધન જાગીર આપીને થાળે પાડ્યા. સમગ્ર મગધની જવાબદારી લેવા ચારેય યુવરાજો તૈયાર નહોતા... રાજનો બોજો સહન કરનારાના ભાગ્યમાં સુખભોગ હોતો નથી એવી

તેમની માન્યતા થઈ હતી...એટલે આ કાર્ય સરળતાથી પતી ગયુ. આ કામમાં નવજવાન મહામંત્રી વર્ષકારની બુદ્ધિ ખૂબ જ સહાયક બની હતી.

મગધેશ્વર પ્રસેનજિતે પ્રથમ તો બિંબિસારને પોતાની જીવિત અવસ્થામાં જ રાજસિંહાસન પર બેસાડવો એવુ નક્કી કર્યું, પરંતુ બિંબિસાર આ રીતે કોઈ પણ ઉપાયે તૈયાર ન થયો. તે એમ જ કહેતો કે: 'પિતાના મૃત્યુની કલ્પના કરીને રાજસિંહાસન પર બેસવું એ શોભાસ્પદ નથી અને પિતાનું આરોગ્ય સુધારવાનો પ્રયત્ન બરાબર કરી લેવો જોઈએ એ જ મારો ધર્મ છે'

પરંતુ આ ધર્મ એનાથી બજાવી શકાયો નહિ.

જીવકના પ્રસ્થાન પછી ત્રીજે મહિને મગધેશ્વરે ચિર વિદાય લીધી.

બિંબિસારને સમગ્ર રાજ પરિવાર, સામંતગણો અને મંત્રીઓએ મગધના સિંહાસન પર પ્રતિષ્ઠિત કર્યો

ગઈકાલનો વીણાવાદક આજ મગધ જેવા વિરાટ દેશનો સ્વામી બની ગયો.

ગઈ કાલે ધનદત્ત શેઠને ત્યાં સુવર્ણ બનાવવાનો શ્રમ કરીને એમના જ ઘરમાં રહેતો શ્રેણિક આજ પૂર્વ ભારતના એક વિરાટ પ્રદેશનો ભાગ્યવિધાતા બની ગયો.

મહાવૈદ્ય કુમાર જીવકને એટલી શ્રદ્ધા તો અવશ્ય હતી કે મગધેશ્વર હજુ ચાર છ મહિના વધારે ખેંચી શકશે.

પણ જીવકને તક્ષશિલા જવુ પડ્યુ

શ્રેણિક પ્રત્યે જનતાના પ્રાણમાં મમતા અને આદરની સંપત્તિ પડેલી જ હતી, પોતાને મનગમતો યુવરાજ મગધેશ્વર બનતાં જનતા ખૂબ જ હર્ષિત બની ગઈ.

રાજસિંહાસન પર વિધિવત્ દરબાર ભરીને પ્રતિષ્ઠા કરવાનો

શુભ દિવસ ત્રણ મહિના પછી આવતો હતો. આ અંગે વિવિધ રાજ્યોમાં નિમંત્રણો પણ મોકલાઈ ગયાં હતાં અને તે અંગેની પૂર્વ તૈયારીઓ પણ આદરી દેવામાં આવી હતી.

સાથોસાથ ગાદીનશીન થતી વખતે મગધેશ્વરે સામ્રાજ્ઞી સહિત બેસવું જોઈએ એવો પરંપરાગત નિયમ હોવાથી બિંબિસારનાં લગ્ન અંગેની ચર્ચાઓ થઈ રહી હતી. રાજમાતા ત્રૈલોક્યસુંદરીએ આ વાત બિંબિસારને કહી ત્યારે બિંબિસાર ચમક્યો અને તેના ચિત્ત પર દેવી અમ્બપાલી અને નંદા બંને યાદ આવ્યાં. આ વાત તેણે કોઈને કહી નહોતી. એક માત્ર વર્ષકાર સમક્ષ દેવી અમ્બપાલીની વાત કહી હતી.

પરંતુ વૈશાલીની જનપદ કલ્યાણી મગધની સામ્રાજ્ઞી બને તે શોભારૂપ ન ગણાય એમ વર્ષકાર માનતો હતો. અને સામ્રાજ્ઞીપદે કોઈ ઉત્તમ અને આબરૂદાર દેશની રાજકન્યા જ હોવી જોઈએ એવો રાજપરિવારનો અભિપ્રાય હતો.

બિંબિસારને પોતાની કન્યા આપવા અર્થે અંગ, બંગ, કલિંગ, કાશી, ગાંધાર, કોશલ, વગેરે દેશોના રાજાઓએ કહેણો મોકલ્યાં હતા. અને રાણી ત્રૈલોક્યસુંદરીએ કોશલ દેશના મહાપ્રતાપી રાજા પ્રસેન-જિતની કન્યા પસંદ કરી હતી...બીજી રીતે પણ કોશલ અને મગધ મામા ફૂઈના સંબંધમાં સંકળાયેલા હતા.

વર્ષકારને પણ આ વાત વધારે રુચી હતી. વર્ષકારનુ સ્વપ્ન સમગ્ર ભારતમા એકચક્રી સામ્રાજ્ય સ્થાપી આર્ય સંસ્કૃતિને નષ્ટ કરી રહેલાં પરિબળોને હમેશ માટે ખતમ કરવાં અને આર્ય સંસ્કારની પુનઃ પ્રતિષ્ઠા કરવાનુ હતું. કૌશલ નરેશની કન્યા મગધની મહાદેવી બને તો આ સ્વપ્ન વહેલું સિદ્ધ થાય એમ દેખાતું હતું. તેણે બિંબિસારને આ અંગે કહ્યું ત્યારે બિંબિસારે કહ્યું : 'મહામંત્રી, મારી ભાવના એવી છે કે દેવી અમ્બપાલીને લાવવાં.'

'કૃપાવતાર, દેવી અંબપાલીનું પદગૌરવ શું ગણાય? જનપદ કલ્યાણીનો અર્થ તો આપ જાણો જ છો ..એ જીવનસખી બની શકી ..મગધની મહારાણી ન બની શકે. વળી, તેને એક પુત્રી પણ થયેલી છે. જો આપ આ વિચાર કોઈને દર્શાવશો તો જબ્બર વિરોધ ઊભો થશે અને આપણે મગધનું જે સામ્રાજ્ય ખડું કરવું છે તે કેવળ મનનો એક તરંગ બની જશે.'

બિંબિસારે ઘણી ચર્ચા કરી પણ વર્ષકારની વાતનો તેને સ્વીકાર કરવો પડ્યો

કોશલની રાજકન્યા સાથે જ બિંબિસારનું વાગ્દાન થયું અને લગ્ન પણ થયાં.

આ વાત સમગ્ર પૂર્વ ભારતમાં વાયુવેગે પ્રસરી ગઈ.

ઉજ્જયનીનો મહારાજ રાજેશ્વર ચંડપ્રદ્યોત કોશલ નરેશની કન્યાને પોતાની અંકશાયિની બનાવવા ઇચ્છતો હતો કારણ કે કોશલનંદિની રૂપ અને તેજમાં અપૂર્વ હોવાની અનેક વાતો તેણે સાંભળી હતી. એટલે તે આ સંબંધથી મનમાં ભારે ખેદ પામ્યો.

આ વાત નંદા અને ધનદત્તના કાને પણ આવી. નંદાએ કેવળ એક ઊંડો નિશ્વાસ નાખ્યો અને પુરુષો હંમેશાં પલટી જતા હોય છે એ સત્યનો તેને સાક્ષાત્કાર થયો.

ધનદત્ત શેઠનો પુત્ર, પુત્રવધૂ અને નાનો પૌત્ર જે યવદ્વીપમાં જન્મ્યો હતો, તે બધાં સુખરૂપ આવી ગયાં હતાં.

સહુ બહેન નંદા પ્રત્યે ઘણો જ આદર રાખતાં હતાં અને તેજસ્વી ભાણેજ અભયકુમારને એક પળ માટે પણ વેગળો મૂકતાં નહોતાં

નંદાનો સ્વામી બિંબિસાર મગધનો સમ્રાટ બને છે એ વાત સમગ્ર પરિવાર જાણતો થઈ ગયો હતો...પરંતુ નંદાએ સ્પષ્ટ જણાવ્યું હતુ: કે 'આ અંગે કંઈ પણ પ્રયત્ન કરવાની આવશ્યકતા નથી. માતા,

પિતા, ભાઈ, ભાભીના સ્નેહ વચ્ચે હું સુખી છું...આવતી કાલે અભય મોટો થઈ જશે. મારો ધર્મ મારા પુત્રને શ્રેષ્ઠ માનવ બનાવવાનો છે...હું રાહ જોઈ શકીશ...અધિકારની યાચના કરવા નહિ જઉં.'

પુત્રીના આવા મક્કમ વિચારો જોઈને ધનદત્ત શેઠ કશું બોલ્યા નહિ. તેનો ભાઈ શ્રીદત્ત પણ બહેનના વિચારોને મળતો થયો.

બિંબિસાર મગધપતિ બની ગયા છે અને તેમણે કોશલનંદિની સાથે લગ્ન કર્યાં છે, એ વાત વૈશાલીમાં વાયુવેગે પ્રસરી ગઈ હતી.

દેવી અમ્બપાલી સમક્ષ જ્યારે આ વાત આવી ત્યારે તે ખડખડાટ હસી પડી...આવું હાસ્ય જોઈને માધ્વિકા આશ્ચર્યમાં પડી ગઈ...જેનું હૃદય પળે પળ માટે બિંબિસારને ઝંખી રહેતું હતું, તે હૃદય આટલું હાસ્ય ક્યાંથી લાવે છે! તે બોલી: 'દેવી, આપ હસો છો?'

'માધુ...હસવા જેવી વાત પર જો હસવું ન આવે તો શું આવે? મહારાજ મગધેશ્વર બન્યા એ શું ઓછા આનંદની વાત છે? કોશલેશ્વરની સુંદર કન્યા સાથે લગન કર્યાં એ શું અયોગ્ય છે? અને એક વાર જેને પ્રાણેશ્વરી કહેતા હતા, જેના વગર એક પળ પણ જતી નહોતી...તે જનપદ કલ્યાણીને વીસરી જવાનુ બળ કેળવવુ એ શુ નાનીસૂની વાત છે! માધુ, તે માન્યું હશે કે આ સમાચારથી મને દુ.ખ થશે! પણ હવે દુઃખની છાયા સરખીય મારા જીવનમાંથી ચાલી ગઈ છે...હું છું વૈશાલીની જનપદ કલ્યાણી!...ગઈ કાલને ભૂલી જવી એ મારી કલા છે..મારો આનંદ આવતી કાલમાં નથી, આજમાં છે...મારે જોઈએ તે કરતાં પણ વધારે આનંદ મને મળતો રહે છે.' અમ્બપાલીએ પ્રસન્ન મુદ્રાએ કહ્યું.

માધ્વિકા એ ન સમજી શકી કે, આ પ્રસન્ન મુદ્રા પાછળ અને આ આનંદની અભિવ્યક્તિ પાછળ નારીના અભિમાનની જ્યોતિ જલી રહી છે!

## પ્રકરણ ૨૭ મું : : પ્રિયાની યાદ

બીજાં બે વરસ થયાં.

આ બે વર્ષમા મગધેશ્વર શ્રેણિકની જયહાક સારાયે પૂર્વભારતમાં બજી ઊઠી

માગધી સેના ભવ્ય બનાવવામાં આવી. મગધના કોષાગારમાં અઢળક સુવર્ણ હતુ. શ્રેણિકે એનો સદુપયોગ સેનાને અજેય બનાવવા પાછળ કર્યો

નાના મોટા કેટલાય સગ્રામ ખેલીને મગધ સામ્રાજ્ય વિશાળ બનાવવા પગલુ ભરવા માડ્યુ. અગ, બગ, ગૌડ, વગેરે રાજ્યોએ મૈત્રીનાં બધન બાંધ્યાં અને પોતાની કન્યાઓ પરણાવી.

બે વર્ષના ગાળામાં શ્રેણિકે કદી વીણાને યાદ ન કરી...ધનુષ-બાણને જ યાદ કર્યાં...રાક્ષસરાજ શબુકે શીખવેલી ધનુર્વિદ્યાનો તેણે પૂરતો વિકાસ કર્યો. અને જ્યારે દુર્ગમ અને અજેય ગણાતા પહાડી પ્રદેશમાં આવેલા પર્વતપુરના ખુખાર મહારાજને માત્ર એક જ મહિનાના યુદ્ધમા પરાસ્ત કરી પાર્વત્ય પ્રદેશ પર મગધેશ્વરનો વિજય-ધ્વજ ફરકાવ્યો ત્યારે વૈશાલી ધ્રૂજી ઊઠ્યુ. વૈશાલી ગણરાજ્યને ભય પેઠો કે બિબિસાર આજ નહિ તો આવતી કાલે વૈશાલીને અવશ્ય નષ્ટ કરશે.

પરંતુ વૈશાલી ગણતંત્રના સંચાલકોને એ ખ્યાલ ન હતો કે જ્યાં સુધી દેવી અમ્બપાલી વૈશાલીમાં છે ત્યાં સુધી બિંબિસાર વૈશાલી ગણતંત્રને કશું કરી શકે એમ નથી.

આ વાત એક માત્ર વર્ષકાર સમજી શક્યો હતો. વૈશાલી પર વિજય મેળવવાની પ્રેરણા જ્યારે જ્યારે તે આપતો ત્યારે ત્યારે બિંબિસાર એ વાતને હસી કાઢતો અને કહેતો: 'મહામંત્રી, વૈશાલીમાં મારી પ્રિયતમા છે...એને હું કદી નષ્ટ નહિ કરું.'

'મહારાજ, રાજનીતિ અને લાગણીવેડા બંને પરસ્પર વિરોધી તત્ત્વો છે. લાગણીને પગ તળે પીસીને ચાલનારાઓ જ પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે છે. વૈશાલી મગધ માટે એક એવું ભયસ્થાન છે કે આપણા મહાન તપસ્વીઓનાં તપ અને ત્યાગથી સિંચાયેલી અને અનુભવની એરણ પર કંચન સમાન પુરવાર થયેલી આપણી મહાન આર્ય સંસ્કૃતિ પર કારમી ચોટ લાગશે ! એ સિવાય લોકોની કામુકતા અને સ્વૈચ્છાચારાને વેગ આપનારાં ક્ષુદ્ર ગણતંત્રો મગધની જનતા માટે પણ આકર્ષણ રૂપ બની જાય. મહારાજ, જનતા ઉત્તમની પ્રશંસા કરે છે અને કનિષ્ઠનું અનુકરણ કરે છે.'

બિંબિસારે હસતાં હસતાં કહ્યું : 'વર્ષકાર, અત્યારે તું મહામંત્રી નથી પણ મારો બાલપણનો મિત્ર છે. તારી મનોભાવના હું સમજું છું ..પરંતુ આપણી મહાન સંસ્કૃતિ એવી નિર્બળ નથી કે સામાન્ય આંચકાઓથી કંપી ઊઠે ! તું ભય ન રાખીશ. હજી મને કેવળ બે વર્ષ થયા છે...તું જોઈ શક્યો છે કે આ બે વર્ષમાં મેં કદી વીણા નથી લીધી, કદી કોઈ નર્તકીના અંગમરોડ સામે નજર નથી કરી .. અંતેવાસની અટારીઓમાં રાહ જોઈને નયન બિછાવતી નવયૌવના પત્નીઓ સાથે નિરાંતની ચાર૭ રાત પણ ગાળી નથી. મિત્ર, તારા હૈયામાં જે ભાવના ભરી છે તે હું જાણું છું ...તારી ભાવનાને સાકાર

બનાવવા ખાતર હું મારા પ્રાણનો પણ ભોગ આપીશ ..પરંતુ આવા મહાન કામ માટે કાળ અને સંયોગની રાહ જોવી પડે છે.'

આમ, વૈશાલીનો પ્રશ્ન બંને મિત્રો વચ્ચે કેવળ પ્રશ્ન જ બની જતો હતો. વર્ષકાર પણ સમજતો હતો કે વૈશાલી રેઢું પડ નથી એને લેવા માટે પાંચ વર્ષ પર્યંત પૂર્વ તૈયારી કરવી પડશે ..આમ છતાં બિંબિસારના હૈયામાં રહેલી વૈશાલી પ્રત્યેની માયા વર્ષકારને ઘણી ભયંકર લાગતી હતી...તે કોઈ પણ ઉપાયે આ મમતાનાં બંધન તોડવા ઇચ્છતો હતો. તે સમજતો હતો કે જ્યાં મમતાનાં બંધન હોય ત્યાં મુક્તમનથી સંગ્રામ ખેલી શકાતો નથી પાંડવોના હૈયામાં ભીષ્મ, દ્રોણ, વગેરે વડીલો પ્રત્યે મમતાનાં બંધન પડ્યાં હતાં અને આ બંધન યુદ્ધમાં ખૂબ જ પીડતાં હતાં જ્યારે આ બંધન તૂટ્યાં ત્યારે જ પાંડવો જીતી શક્યા હતા.

તીક્ષ્ણ બુદ્ધિવાળો વર્ષકાર મમતાની રેખાને પાગળી બનાવવા ખાતર જ વૈશાલી પ્રત્યે એક પ્રકારની નફરત ઊભી કરવાનો પ્રયાસ કરી રહ્યો હતો.

એક દિવસ બિંબિસારે વૈશાલી જવાનો વિચાર કર્યો પણ તેને ભય હતો કે વર્ષકાર આ વાતમાં કદી સંમત નહિ થાય એટલે તેણે પોતાના ખાસ અંગરક્ષક તરીકે નિયુક્ત કરેલા ધનંજયને કહ્યું 'ધનંજય, મારે ને તારે ગુપ્ત વેશે થોડા દિવસ બહાર નીકળી જવું પડે તેમ છે'

'ગુપ્તવેશે ?'

'હા ..અહીં કોઈને ખબર ન પડવી જોઈએ'

'ઉજ્જયની જવું છે ?'

'ના ..ત્યાં જઈ શકાય એમ નથી. કોશલ નંદિનીના અંગે ચંડપ્રદ્યોતના હૈયામાં આગ ભરાણી છે અને ઉજ્જયની એટલું દૂર છે કે એટલા દિવસો કાઢવા એ કઠણ છે.'

'તો...'

'વૈશાલી જવું છે.'

'કૃપાવતાર...'

'ચમકે છે શા માટે? મારી બને પ્રિયતમા ત્યાં છે...' બિંબિસારે કહ્યું.

'નંદાદેવી પણ ત્યાં છે?'

'નહિ...એના તો કશા સમાચાર જ નથી. એના તરફથી કોઈ સંદેશો પણ મળ્યો નથી. પ્રસૂતિનું પરિણામ શું આવ્યું તે પણ કોઈએ જણાવ્યું નથી. સંભવ છે કે પ્રસૂતિકાળમાં કંઈક અઘટિત બન્યું હોય. માતા અને બાળક નષ્ટ થયાં હોય. પરંતુ આ અંગે હું જ કોઈ વાર તપાસ કરાવીશ. વૈશાલીમાં દેવી અમ્બપાલી અને મારી મહાબિંબ વીણા પડ્યાં છે. બંને મારી પ્રિયતમા છે. અમ્બપાલીના ભવનનો ત્યાગ કર્યાને ત્રણ વર્ષ વીતી ગયાં છે. મારા સંદેશાઓનો કોઈ ઉત્તર મળતો નથી. સંભવ છે કે દેવીને કોઈક દુઃખ થયું હોય એને મળીને મારે એના મનને જાણવું છે અને...'

'શું મહારાજ...'

'મારી ઇચ્છા છે કે દેવી અમ્બપાલીને હું સાથે જ લેતો આવું.'

'આવશે?' ધનંજયે પ્રશ્ન કર્યો.

'ત્યાં ગયા પછી ખબર પડે.'

'પરંતુ...'

'શું?'

વૈશાલી જતાં આવતાં અને ત્યાં રોકાતાં એકાદ મહિનો તો થઈ જશે.'

'હા...એ અંગે હું કોઈ યોજના ઘડી કાઢીશ.'

'પરંતુ..'

'ધનંજય, 'પરંતુ' શબ્દ નિર્ભિક માણસોને મોઢે શોભતો નથી.'

'મહારાજ, મારો આશય ત્યાંની પરિસ્થિતિ અંગેનો છે. પર્વતપુરના વિજય પછી વૈશાલી ચમક્યું છે અને ગમે ત્યારે આપ વૈશાલીને છિન્નભિન્ન કરી નાખશો એવી હવા ત્યાં વ્યાપક બની છે. આવા સંયોગોમાં ત્યાં ગુપ્તવેશે જવું એ...'

'ધનંજય, મગધનો સમ્રાટ વૈશાલી જવા નથી માગતો ..અમ્બપાલીનો પ્રિયતમ જવા માગે છે. મગધના સમ્રાટનો ભય વૈશાલીની જનતાને ભલે રહ્યો અમ્બપાલીના પ્રિયતમનો ભય રાખવાનું કોઈ કારણ નથી'

'તેમ છતાં હું અસાવધ રહેવા નથી ઇચ્છતો. પ્રથમ તું એકલો વૈશાલી જા મારો સંદેશો દેવીને આપજે. એનો જવાબ પણ તારી સાથે લેતો આવજે'

બે પળ વિચારીને ધનંજયે કહ્યું. 'કદાચ દેવી અમ્બપાલી ત્યાં ન હોય તો?'

'એ ક્યાંય જાય એવો સંભવ નથી છતાં તું પાકી તપાસ કરીને પાછો ચાલ્યો આવજે. તારે એક સપ્તાહમાં અહીં આવી જવાનું છે'

'જી...' ધનંજયે કહ્યું.

'તો તું આવતી કાલે જ પ્રસ્થાન કરજે. આવતી કાલે હું મારો સંદેશો તને આપીશ.' બિંબિસારે કહ્યું.

ધનંજય મસ્તક નમાવી વિદાય થયો.

એ જ રાતે બિંબિસારે પોતાના ખાસ ખંડમાં બેસીને એક તાલપત્ર પર પોતાનો ઉરભાવ વ્યક્ત કર્યો અને એ તાલપત્ર બેત્રણ

વાર વાંચીને સુવર્ણની એક ભૂંગળીમાં ગોઠવ્યું. શ્રેણિકે પોતાના સંદેશામાં જણાવ્યું હતુ.

'પ્રાણાધિકે, તારા તરફથી કશા સમાચાર ઘણા સમયથી મળ્યા નથી, એથી મારું મન ભારે વિહ્વળ બન્યું છે. તું તો એ જાણતી જ હઈશ કે મગધનું સિંહાસન મારા ભાગ્યમાં આવ્યું છે અને રાજકાર્યમા એટલો ડૂબેલો છુ કે મારા જીવનની સૌરભને પણ વીસરી જઉં છુ.

બે વર્ષ પહેલા તેં કહેવડાવ્યું હતું કે તું સંદેશો મોકલીશ... પરંતુ આજ પર્યંત તારો કોઈ સંદેશો મળ્યો નથી. ત્યાર પછી પણ મે તારા પર ત્રણચાર સંદેશા મોકલ્યા હતા. કોઈનો ઉત્તર મને મળ્યો નથી. મને એક વાતનો વિશ્વાસ છે કે તારા હૃદયમાંથી મારા સ્મરણને દેશવટો નહિ જ મળ્યો હોય! અને આ વિશ્વાસના આધારે આજ તને જણાવું છુ કે હુ તને લેવા આવવાનો છું. ધનંજયને મેં એટલા જ માટે મોકલ્યો છે કે તે તારા સમાચાર જાણીને મને કહે. પછી તરત હું ગુપ્તવેશે તારો જયકીર્તિ બનીને આવીશ.

મને એક આશ્ચર્ય થયા જ કરે છે. પુરુષ કદાચ પોતાની પ્રિય વસ્તુને અન્ય ઉપાધિના કારણે વીસરી જાય. પરંતુ સમર્પણ અને ત્યાગની મૂર્તિ સમી તારી લાગણીઓ તેની પ્રિય વસ્તુને કદી ન ભૂલી શકે! પ્રિયે, હું ખરેખર તને કદી ભૂલ્યો નથી. ગઈ કાલે હું એક સામાન્ય યુવરાજ હતો, આજ મગધનો ધણી બન્યો છું. પરંતુ તારી આગળ તો હું એનો એ જ તારો પ્રિયતમ છું. પણ આશ્ચર્ય એ છે કે તું મને કેમ વીસરી ગઈ છે? મારામાં કોઈ અપરાધ દેખાતો હોય તો ક્ષમા આપવાની તારામાં ઉદારતા ભરી જ છે. મારો કોઈ દોષ દેખાયો હોય તો ઝેરના ઘૂંટડા પી જવાની તાકાત પણ તારામા ભરી છે. છતાં આમ કેમ?

મને કોઈ કોઈ વાર સમાચાર મળે છે. તું નૃત્ય–ગીત અને

મસ્તીમાં અલબેલી બની છે. તારી પ્રશંસા ચારે દિશાએ રજનીગંધાના ફૂલની સૌરભ માફક વિસ્તરી રહી છે. દૂર દૂરના લોકો તારી કલાનાં દર્શન કરવા આવતાં હોય છે.

આમ, તું કલાની ઉપાસનામાં તારી સમગ્ર વૃત્તિઓને રોકી રહી છે. છતાં આપણી પ્રીતિનાં બંધન એવાં કાચાં નથી કે તૂટી જાય, છૂટી જાય કે વેરાઈ જાય!

ધનંજય મારો અંગત માણસ છે એ તું જાણે છે. એની સાથે સંદેશો મોકલજે. તને મળવા માટે હું એટલો આતુર બન્યો છું કે અહીં એક પળ માટે પણ મને ચેન પડતું નથી.

તારો સંદેશો કદાચ નહિ મળે તો પણ હું એક વાર તને મળવા અને મગધની મહાદેવીના આસન પર તારી પ્રતિષ્ઠા કરવા હું આવવાનો જ છું.

મને એવા પણ સમાચાર મળ્યા હતા કે આપણા બંનેના પ્રેમના ફળ સમાન કન્યારત્નને તે કોઈ સ્થળે મોકલી દીધું છે પેલા જ્યોતિષની વાત યાદ આવે છે. એને રમાડવાની અને હૈયે લેવાની ઘણી ભાવના છે. પણ એ કેવી રીતે પૂરી થાય? પદ્મસુંદરી ક્યાં છે? તું જણાવજે.

તારાં મધુર સ્મરણો મારા એકાંતના સાથી રૂપ હૈયામાં જ રહેલાં છે

પણ કંઈ નહિ, થોડા જ દિવસો પછી હું મળવાનો જ છું

તારો જયકીર્તિ'

બીજે દિવસે આ સંદેશાવાળી સુવર્ણ પત્રિકા ધનંજયને સુપરત કરીને તેને વિદાય કર્યો.

પણ તેની સામે એક મોટો પ્રશ્ન એ ઊભો થયો કે અહીંથી જવું કેવી રીતે? વૈશાલીમાં એકલા જવું એ કોઈને રુચશે નહિ. મંત્રીઓ જવા જ નહિ દે અને કોઈને કહ્યા વગર પણ જઈ શકાય નહિ.

ધનંજયના ગયા પછી ત્રીજે દિવસે તેણે વર્ષકાર સાથે આડી-અવળી વાતો કરતાં કહી નાખ્યુ : 'મિત્ર, થોડા દિવસ માટે ગુપ્તવેશે મગધના પર્યટનનો મારો વિચાર છે.'

'ગુપ્તવેશે ?'

'હા મિત્ર, પ્રજાનુ હૈયું તપાસવુ હોય તો મારે એક અદના માનવી રૂપે જ એની વચ્ચે જવુ જોઈએ.'

"આપનો વિચાર ઉત્તમ છે. પરંતુ...'

'ઉત્તમ વિચારને અમલી બનાવવામાં શો બાધ ?'

'મગધની જનતાના હૈયામાં આપનુ સ્થાન અજોડ છે. જનતા આપને દેવ માફક પૂજે છે'

'એમ મને સહુ કહે છે, પરંતુ જનતાના હૈયામાં કોઈ પ્રકાર-ની વેદના છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર તો આ રીતે જ મળી શકે !'

વર્ષકાર વિચારમાં પડી ગયો. બંને વચ્ચે થોડી વાર મૌન છવાયું. એ મૌનનો ભંગ કરતાં વર્ષકારે કહ્યું :

'મહારાજ, ઉત્તમ વિચાર હમેશાં આદરણીય હોય છે. પરંતુ એ માટે હજી સમય પાક્યો નથી, હજી આપણો મગધ સામ્રાજ્યનો ધ્વજ દૂર દૂરની સીમાઓ વટાવી શક્યો નથી'

'મારા વિચારને સમય સાથે કોઈ સંબંધ નથી લોકો રાજપુરુષો સમક્ષ જે કાંઈ બોલતા હોય છે તે એક પ્રકારના પ્રભાવના પરિણામ રૂપ હોય છે એના પરથી સત્ય તારવી શકાતું નથી. લોકજીવ-નના અંતરપટ પાછળ છૂપાયેલુ સત્ય જાણવુ હોય તો જનતાના એક અંગરૂપે જ ફરવું જોઈએ.'

'હ...મને કંઈક ઉતાવળ લાગે છે. પણ એમાંય કશી હરકત નથી. આપે આ પર્યટન અંગે કંઈ વિચાર્યું છે ?'

'ખાસ તો કંઈ નથી વિચાર્યું. પણ એકાદ વિશ્વાસુ માણસને

સાથે લઈને મગધના ગ્રામ્ય પ્રદેશમાં ઘૂમવાનો મે વિચાર કર્યો છે. કોઈ પણ માણસ ન ઓળખે એ રીતે.'

'હં .આવા નિરુદ્દેશ ભ્રમણમાં કેટલા દિવસો જશે?'

'વર્ષકાર, તું આદરણીય વિચારો નિરુદ્દેશ માને છે? છતા એકાદ મહિનો તો થઈ જશે આ એક મહિનામાં હું પ્રજાના જીવનનું ચિત્ર જાણી શકીશ'

વર્ષકારે કશો ઉત્તર ન આપ્યો. વિચારમાં પડી ગયો. થોડી વાર પછી મગધેશ્વર શ્રેણિકે કહ્યું.' કેમ, આમાં તું ગંભીર કેમ બની ગયો છે?'

'મને ભય છે કે.'

'કહેને.'

'આપ છૂપા નહિ રહી શકો.'

'એ ભય નકામો પુરવાર થશે.'

'અને રાજમાતા આપને આ રીતે જવા નહિ દે'

'રાજમાતાને સમજાવવાની જવાબદારી તારી છે. કોઈ માતા પોતાનું બાળક નજરથી દૂર થાય એમ કદી ઇચ્છતી જ નથી।

'અને કોશલનંદિની'

'મહાદેવીને હું સમજાવી લઈશ.'

'હં ...તો આપ ક્યારે જવા ઇચ્છો છો?'

'એ કંઈ નક્કી નથી ..આ તો મારા હૃદયમાં એક વિચાર આવ્યો અને તને જણાવ્યો'

વર્ષકાર આછું હસ્યો. એના હાસ્ય પાછળ એમ જ હતું કે આ એક તરંગ છે ચાર છ દિવસમાં આપોઆપ શમી જશે. તે બોલ્યો 'ભલે, મારો આ વિચાર અંગે કોઈ વિરોધ નથી'

ત્યાર પછી અન્ય પ્રશ્નોની ચર્ચા કરીને વર્ષકાર વિદાય થયો

બરાબર સાતમે દિવસે ધનંજય આવી ગયો.

બિંબિસારે પોતાના ખાસ ખંડમાં ધનજયને બેસાડી કહ્યું: 'દેવી કુશળ છે ને?'

'દેવી અમ્બપાલી છેલ્લા એક મહિનાથી ગણતંત્રના કોઈ કામે બહાર ગયાં છે.'

'ગણતંત્રના કામે!'

'હા...માધ્વિકાએ જ મને કહ્યું હતુ.'

'કઈ બાજુ ગયાં છે?'

'એ જાણવા માટે મે ઘણો પ્રયત્ન કર્યો...પરંતુ એમની પાસેથી કશું જાણી શકાયું નથી..માત્ર એટલુ જ જાણી શકાયું છે કે કોશલ યુવરાજ આર્ય વિદુડભના કોઈ કાર્યનો તાગ મેળવવા ગયાં છે.'

'ક્યારે આવશે તે જાણી શકાયુ છે?'

'હા...માધ્વિકાએ કહ્યું હતું કે એકાદ સપ્તાહમાં દેવી પાછાં આવી જશે.'

'હ...તો આપણે બેચાર દિવસમાં જ પ્રસ્થાન કરવાનુ છે. મહામત્રીને મેં સમજાવી દીધા છે.'

'કેવી રીતે?'.

'ગુપ્તવેશે મગધની જનતાના મનમાં શુ છે તે જાણવા ખાતર...'

વચ્ચે જ ધનજય બોલ્યો. 'યુક્તિ તો ઉત્તમ છે...પરંતુ વૈશાલીમાં લિચ્છવીઓ ભારે સાવધ બન્યા છે.'

'કઈ વાતમાં?'

'તેઓને એવી ખાતરી છે કે આપ વૈશાલીને નષ્ટભ્રષ્ટ કરવા માગો છો. આથી તેઓ ઘણા સજાગ બની ગયા છે...કોઈ પણ માગધને એ લોકો શકાની નજરે નિહાળે છે.'

'એની કોઈ ચિંતા નથી. તને માધ્વિકાએ બીજુ કંઈ કહ્યું હતું?'

'ના ..આપનો સંદેશો તે દેવીને આપી દેશે...'

'સારું...' કહી બિંબિસાર આસન પરથી ઊભો થયો અને ખંડમાં એક ચક્કર મારીને બોલ્યો: 'બે દિવસ પછી આપણે પ્રસ્થાન કરવાનું છે...કોઈને ગંધ ન આવવી જોઈએ કે આપણે વૈશાલી જઈએ છીએ'

'એમ જ થશે' કહી ધનંજય ઊભો થયો.

## પ્રકરણ ૨૮ મું: :અધીર હૈયું!

જનતાના હૈયામા રાજ્ય પ્રત્યે કેવો ભાવ છે અને જનતાના પ્રાણમાં ક્યા પ્રકારનાં દર્દ છે એ જાણવાના બહાના નીચે બિંબિસાર ધનંજયને સાથે લઈને રવાના થઈ ગયો. બંનેએ માત્ર અશ્વો અને ઉપયોગી સરસામાન લીધો હતો. કોઈ પ્રકારનાં વિશિષ્ટ શસ્ત્રો સાથે લીધા નહોતાં...માર્ગમા કોઈ પ્રકારની વિટંબણા આવે તો ઉપયોગમાં લઈ શકાય એવી તલવારો બંનેએ સાથે રાખી હતી. આવી તલવારો જનતાના દરેક વર્ગો સાથે રાખી શકતા હતા. મોટે ભાગે ક્ષત્રિયો અને તેને મળતી લડાયક જાતિઓ વધારામાં ધનુષબાણ રાખીને બહાર નીકળતી હતી. સર્વથા નિઃશસ્ત્ર કેવળ સંન્યાસીઓ અને ભિક્ષુઓ જ ફરતા હતા.

બંનેએ બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો હતો...કારણ કે એ સિવાયનો બીજો વેશ બિંબિસાર માટે અનુકૂળ નહોતો. તેના કપાળનું તેજ

પરખાઈ જાય તેમ હતું.. તેની આંખની ખુમારી કોઈને પણ આશ્ચર્યમાં મૂકી દે તેવી હતી. અને તેની ગૌર કાયા પણ અછતી રહી શકે તેમ નહોતી આથી બન્નેએ બ્રાહ્મણનો જ વેશ પસંદ કર્યો હતો.

વર્ષકાર અને અન્ય મંત્રીઓ મગધેશ્વરનો આ વેશ જોઈને મુગ્ધ બની ગયા હતા. સહુને એમ જ થયું હતું કે મહારાજને કોઈ સાચે જ પિછાની શકશે નહિ.

રાજમાતાએ ઘણા જ કચવાતા મન સાથે સંમતિ આપી હતી.

કોશલનંદિની અને અન્ય રાણીઓએ આ રીતે પ્રવાસ કરવાનો ઘણો જ વિરોધ કર્યો હતો...પરંતુ બિંબિસારે સહુના વિરોધને પ્રેમભાવે શાંત કર્યો હતો...છેવટે કોશલનંદિનીએ પુરુષવેશમાં સાથે આવવાનો નિર્ણય કર્યો...પરંતુ બિંબિસારે મહાદેવીને એક ઉષ્માભર્યો આશ્લેષ આપીને કહ્યું હતુ: 'પ્રિયે, તારું ચંદ્રવદન અને તારાં કામણગારાં નયનો કોઇ પણ વેશમાં છૂપાઈ શકે એમ નથી...તેમાંય તારા પગની પાની સુધી પહોંચતો કેશકલાપ કેવી રીતે જાળવવો? અને મારો પ્રવાસ તો રઝળપાટનો છે...કોઈ સ્થળે પાંથશાળામાં, કોઈ સ્થળે કોઈ ગરીબ ખેડૂતના ઝૂંપડામાં તો કોઈ સ્થળે એકાદ ઝાડ નીચે અમારે રાત્રિ ગાળવાની છે.. આ બધુ તારી કાયાને પીડાકારક બનશે અને મારે બધુ અધવચ્ચે છોડીને તારી સાથે રાજભવનમાં જ પાછું આવવું પડે આમ બને તો મારે જે જાણવું છે તે કદી જાણી શકાશે નહિ...'

કોશલનંદિનીને આ રીતે સમજાવી, પ્રસન્ન કરી બિંબિસારે અન્ય રાણીઓને પણ સમજાવી લીધી હતી.

આમ, મગધની જનતાના હૃદયનો અભ્યાસ કરવાનું બહાનું બિંબિસાર માટે ઘણું જ ઉપયોગી નીવડ્યું.

આ બહાનું કેવળ બહાનું જ ન રહે એટલા ખાતર પ્રવાસના પ્રથમના ત્રણ દિવસો તેણે મગધની જનતાનું મન વાંચવા પાછળ પણ

વિતાવ્યા અને તે એટલુ જાણી શક્યો કે જનતા દરેક વાતે પ્રસન્નચિત્ત છે. રાજના કોઈ નોકરોનો ત્રાસ નથી. લોકોને ખૂચે એવુ કરભારણ નથી. લોકોના ધાર્મિક અને સામાજિક વ્યવહારમાં રાજ્યની કોઈ ડખલ નથી લોકોના ધધા અને ઉદ્યોગો પર કોઈ પ્રકારનું નિયત્રણ નથી કે બોજ નથી. ખેડૂતો ખૂબ જ ઉત્સાહી છે અને મગધેશ્વર પ્રત્યે પૂરેપૂરા વફાદાર છે ચોરી, લૂટ, ખૂન કે બળાત્કાર જેવાં કોઈ દૂષણ દેખાતાં નથી જનતાને રાજ્ય માટે કોઈ ફરિયાદ નથી

આ જાણીને મગધપતિ શ્રેણિકને ભારે સતોપ થયો અને તે ધનજય સાથે વૈશાલી પહોંચી ગયો.

બનેએ જે અશ્વો લીધા હતા તે પણ સામાન્ય કોટિના હતા, જેથી કોઈને સશય આવે નહિ ..પહેરવેશ પણ કોઈ કલ્પી ન શકે એવો સરસ હતો.

નગરીમાં જવાના મુખ્ય દ્વાર આગળ કોઈ ખાસ તકલીફ ન પડી

બને સીધાં સપ્તભૂમિ પ્રાસાદ ન જતાં એક સામાન્ય લેખાતી પાંથશાળામાં ઊતર્યાં

સ્નાન ભોજનથી નિવૃત્ત થઈ ધનંજય એકલો સપ્તભૂમિ પ્રાસાદ તરફ તપાસ અર્થે ગયો શ્રેણિક પાંથશાળાની ક્ષુદ્ર ઓરડીમાં વિશ્રામ લેવા ધરતી પર જ આડો થયો

જેનાં ચરણ નીચે મગધનુ સામ્રાજ્ય પડ્યુ છે, જેના ધનભડારમાં અઢળક સંપત્તિ છે, જેના ભવનમાં સુખવૈભવનાં અનત સાધનો ભર્યાં છે; જેનાં ચરણ સ્પર્શ માટે કોશલનદિની જેવી નમણી અને રૂપવતી રમણી પોતાને ધન્ય માનતી હોય છે, જેના પાકગૃહમાં હમેશ હજારો માણસો ભોજન લેતા હોય છે અને જેનો પડ્યો બોલ ઝીલવા ખાતર હજારો દાસદાસીઓ તત્પર રહેતાં હોય છે, તે મગધેશ્વર શ્રેણિક આજ એક ક્ષુદ્ર ગણાતી પાથશાળાની એક સામાન્ય કુટિરમા

રજથી છવાયેલી ધરતી પર આડે પડખે પડીને વિશ્રામ લઈ રહ્યો છે.

શા માટે?

જીવનના પ્રથમ પ્રણયની વિજેતા નારી માટે જ ને!

એક સ્ત્રી ખાતર પુરુષને કેટલું ગૌરવ જતું કરવું પડે છે!

પરંતુ બિંબિસારને અત્યારે આવા વિચાર આવતા જ નહોતા. તેના દિલમાં તો એક જ પ્રશ્ન ઘોળાઈ રહ્યો હતો...દેવી અમ્બપાલી પાછી આવી હશે કે નહિ? પ્રિયતમાના હૈયામાં પોતાનું સ્થાન એવું ને એવું રહ્યું હશે કે નહિ? મધુર મિલનની મદભર કવિતા પુનઃ ગુંજતી થશે કે નહિ?

આ પ્રશ્નોમાં તે વિભોર બની ગયો હતો. પોતે આજ મગધનો સમ્રાટ છે એ ખ્યાલ પણ દૂર ચાલ્યો ગયો હતો.

અમ્બપાલીની સ્મૃતિની સાથે જ નંદાની પણ સ્મૃતિ ઊપસી આવી હતી...પરંતુ ત્યાંના કશા સમાચાર આજ પર્યંત મળ્યા જ નહોતા..કમનસીબે પોતે પણ કોઈ પ્રયાસ કર્યો નહોતો...અને તેના ચિત્તમાં એક સંશય પણ જાગ્યો હતો કે કદાચ પ્રસૂતિમાં માતા અને તેના બાળકનો અંત આવ્યો હોય...પણ આમ બન્યું હોત તો સમાચાર તો મોકલે જ ને! કદાચ મોકલ્યા હોય અને હું રાજગૃહીમાં ન હોઉં...આવેલો માણસ ચાલ્યો ગયો હોય...કોણ જાણે શું બન્યું હોય!

આમ અનેક વિચારો, ચિંતાઓ અને પ્રશ્નો વચ્ચે મગધનો ધણી સાવ ખોવાઈ ગયો હતો...

જ્યારે ધનંજયે આવીને કહ્યું : 'મહારાજ, કશું પાથર્યા વગર...'

'તું આવી ગયો? પ્રશ્ન સાથે જ શ્રેણિક બેઠો થઈ ગયો અને બોલ્યો : 'એક બ્રાહ્મણ પથિકને ધરતી જ શય્યા રૂપ હોય છે...તું શું કરી આવ્યો?'

'દેવી અમ્બપાલી ચાર દિવસ પહેલાં જ આવી ગયાં છે... આપના આગમનના સમાચારથી માધ્વિકા ખૂબ જ ખુશ થઈ હતી.' ધનજયે કહ્યું.

'દેવી ..'

'હુ માધ્વિકાને જ મળ્યો હતો...માધ્વિકાએ આપનો પત્ર દેવીને આપ્યો હતો ..વાંચીને ખૂબ જ ચિંતિત રહેતાં હતાં .. પણ '

'શુ ?'

'માધ્વિકાએ ખાસ કહ્યું છે કે દેવીના હૃદયમાં પોતાના પ્રિયતમ પ્રત્યે એવો ને એવો પ્રેમ છે પરતુ નારીના પ્રાણમાં છૂપાયેલા અભિમાનના લીધે તેઓ આપને કોઈ સદેશ પાઠવતાં ન હતાં. હૈયામાં ને હૈયામાં બળ્યા કરે છે...મનની એ વેદનાને શાત કરવા ખાતર જ આજ દેવી, ગીત, નૃત્ય અને મસ્તીમાં ઘૂમી રહ્યાં છે ..રાજકારણમાં પણ સક્રિય ભાગ લઇ રહ્યાં છે અને...'

'કહે ..'

'શુ કહુ, મહારાજ ..માધ્વિકા કહેતી હતી કે દેવી આપને ભૂલવા માટે અથાગ પ્રયત્ન કરી રહ્યાં છે ..અને મૈરેયપાન પણ કરે છે ..'

બિબિસાર આછુ હસ્યો અને સ્વગત બોલતો હોય તેમ બોલ્યો : 'અભિમાનીની પ્રિયા ..! માધ્વિકાએ બીજુ શું કહ્યું છે?'

આજ સાયકાલે દેવી ઋતુસ્નાતા બનશે...આજ તો કોઈને મળી શકશે નહિ ..પણ આવતી કાલે સવારે વિદેહના જ્યોતિષી બનીને આવજો ..માધ્વિકા મિલન યોજી દેશે.'

'નહિ ..આપણે સાયકાલે જવુ છે...અહી આવ્યા પછી મારાથી એક પળની પણ વાટ ન જોઈ શકાય' કહી બિબિસાર ઊભો થયો

'મહારાજ, માધ્વિકાએ ખાસ કહ્યું છે..કાલે સવારે આવવું. આજ દેવી કોઈને નહિ મળે..મુલાકાતીઓને પણ ચાર દિવસ સુધી મળનાં નથી.'

'હ...પરંતુ આપણે પરિચય આપીને સીધા જઈએ તો? આજે જ માધ્વિકા પોતે જ દેવીને કહે કે જયકીર્તિ આવેલ છે'

'જેવી આપની ઇચ્છા...' કચવાતા મને ધનંજયે કહ્યું.

સાયંકાલે બન્ને સપ્તભૂમિ પ્રાસાદમાં ગયા...પ્રવેશમા તો કોઈ પ્રકારની મુશ્કેલી નડી જ નહિ...પરંતુ નીચેના ભાગમા બેસના મુખ્ય પ્રબંધકે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું : 'મહારાજ, દેવીને આશીર્વાદ આપવાનો સમય સવારનો હોય છે...આપને દાન પણ સવારે જ મળી શકશે'

ધનંજયે કહ્યું : 'દેવીની આજ્ઞાથી જ અમે અત્યારે આવ્યા છીએ આપ કૃપા કરીને માધ્વિકા બહેનને બોલાવો તો તે અમને ઓળખી શકશે.'

'હ...આજ બપોરે પણ આપ જ આવ્યા હતા, કેમ?'

'હા મહાશય અને અમને અત્યારે આવવાનું કહ્યું હતું.' ધનંજયે કહ્યું.

પ્રબંધકે તરત એક દાસી મારફત માધ્વિકાને સમાચાર મોકલાવ્યા અને એકાદ ઘટિકા પછી માધ્વિકા બે પરિચારિકાઓ સાથે ઉત્સાહભેર આવી પહોંચી. માધ્વિકાએ બન્ને બ્રાહ્મણોનો ભાવભર્યો સત્કાર કર્યો .બંનેને પુષ્પમાળાઓ પહેરાવી ..અને કહ્યું : 'મહાત્મન્, આપ મારી સાથે પધારો...દેવી સ્નાનગૃહમાં છે ..આપને મળવા માટે આતુર છે.'

પ્રબંધક આશ્ચર્યમા પડી ગયો. આવા સામાન્ય દેખાતા બ્રાહ્મણો શું મોટા પંડિત હશે? રામ જાણે! મોટા માણસોની વાતો નાનાથી સમજાય નહિ! માધ્વિકા બંનેને સપ્ત ભૂમિની છઠ્ઠી અટારી પર લઈ ગઈ અને

દેવીના ખાસ ખડમા બેસાડીને ધનંજય સામે જોતાં બોલી. 'આપને મે સવારે આવવાનુ કહ્યું હતુ પરતુ ત્યાર પછી મે દેવીને વાત કરી.. પ્રથમ તો દેવીનાં નયનોમાં હર્ષ ઉભરાયો..પછી જરા અભિમાન ઉભરાયુ. પણ છેવટે એમણે જ કહ્યું. 'અત્યારે ક્યા છે?' મે કહ્યું 'કોઈ પાથશાળામાં છે..' તરત દેવીએ મને ઠપકો આપ્યો..આપ અત્યારે આવી ગયા તે ઘણુ જ ઉત્તમ થયુ...'

બિબિસારે કહ્યું 'માધુ, દેવી કુશળ છે ને?'

'હમેશ કરતા વધારે પ્રફુલ્લ છે..પરતુ..'

'શુ?'

'આપ બને આ વેશ કાઢી નાખો..હુ ઉત્તમ વસ્ત્રો લઈ આવુ છુ અહી કશો ભય નથી.'

લગભગ એકાદ ઘટિકા પછી બિંબિસાર ઉત્તમ વસ્ત્રો પહેરીને તૈયાર થઈ ગયો તેણે પોતાની મગધેશ્વર તરીકેની રાજમુદ્રિકા છૂપાવેલી હતી તે ધારણ કરી..માધ્વિકા મોતીની માળા, કઠો, બાજુબધ, વગેરે અલકારો પણ લઈ આવી હતી..તે ધારણ કર્યાં...ઘડી પહેલાંનો સામાન્ય બ્રાહ્મણ પોતાના તેજસ્વી સ્વરૂપમાં આવી ગયો હતો.

શ્વેત રગની લીલી કિનારની ધોતી, હરિત રગનુ ઉત્તરીય. ચળકતાં કૌશેયની શોભા અને બિબિસારના વદન પરનુ હમેશનું દિવ્ય તેજ!

માધ્વિકા મુગ્ધ નેત્રે મહારાજને જોઈ રહી. બિબિસારે કહ્યું. 'દેવી સ્નાનગૃહમાથી ક્યારે નીકળશે?'

'આપ તો જાણો જ છો કે એમને બહુ વાર લાગે છે..વળી, આપ અત્યારે આવ્યા છો એ સમાચાર પણ મે નથી આપ્યા.'

'તો આપી આવ તે:..'

'ના...આપ એમની સામે એકાએક પ્રગટ થાઓ તે જ વધારે આશ્ચર્યકારક બનશે.'

'તો પછી મારી વીણા.'

'હું લઈ આવું ..દેવીએ પોતાના શયનગૃહમાં જ રાખી છે ..કોઈ વાર બજાવે પણ છે...'

બિંબિસારનુ મન આ શબ્દોથી વધારે પ્રસન્ન બન્યું ..તે બોલ્યો . 'હુ જ તારી સાથે દેવીના શયનગૃહમાં આવુ છુ.'

બિંબિસાર અને માધ્વિકા દેવીના શયનગૃહમાં આવ્યા.

બિબિસારે જોયુ, એનુ એ શયનગૃહ, એની એ રોનક, એની એ માધુરી...સુગધ વેરતી દીપમાલિકાઓનો પ્રકાશ સોહામણો લાગતો હતો...એક તરફ ધૂપદાનીમા દશાંગ ધૂપની સૌરભ સનથ ખંડને ભીંજવી રહી હતી...દીવાલ પરનાં ચિત્રો.. હા, એમાં પરિવર્તન થયુ હતું...દેવી અમ્બપાલીના કેટલાંક નૂતન ચિત્રો ગોઠવાયાં હતા...તો પછી પદ્મરાણીનુ ચિત્ર ક્યાં હશે ? બિંબિસારે ચોતરફ જોઈને માધ્વિકાને પ્રશ્ન કર્યો : 'માધુ, પદ્મરાણી...'

'મહારાજ, કન્યા અતિ સુંદર હતી...મા કરતાંયે અનેક ગણી... પણ ઘણા જ દર્દભર્યા હૈયે તેનો ત્યાગ કરવો પડ્યો છે ..તેની કોઈ સ્મૃતિ અહી રાખી નથી. કારણ કે દેવીને યાદ આવે ને કદાચ પુત્રીને જોવા જઈ ચડે તો વિપત્તિ આવે એવુ જ્યોતિષીનુ કથન છે.' માધ્વિકાએ કહ્યું.

'ઓહ્! પરંતુ તે ક્યાં છે એ તુ જાણે છે ને?'

'હા મહારાજ...પરંતુ આપને પણ કહી શકુ તેમ નથી .. વિપત્તિ આપનેય ભોગવવી પડે ..!'

'ઓહ્, નિયતિનું કેવું વિચિત્ર વિધાન! માતાપિતા પોતાના બાળકને જોઈ શકે નહિ...રમાડી શકે નહિ...કે હૈયાના પ્રેમથી ભીંજવી શકે નહિ...આથી મોટો અભિશાપ માતાપિતાને બીજો કોઈ હોઈ શકે?'

બિંબિસારે વેદનાભર્યા સ્વરે કહ્યું

માધ્વિકાએ બિંબિસારને એક ગાદી પર બેસાડીને કહ્યું': 'મહારાજ, દેવી સ્નાનગૃહમાંથી હવે નીકળશે ..આપ અહીં જ બેસી રહેજો ..હું એમનાં વસ્ત્ર મૂકીને આવુ છુ.'

'સારુ ...પણ તુ મારી વીણા તો અહી મૂકતી જા'

'જેવી આજ્ઞા' કહીને માધ્વિકાએ એક તરફ સુવર્ણની ગાદી-વાળી બેઠક પર ગોઠવેલી મહાબિંબ વીણા લઇને બિંબિસાર સામે મૂકી ત્યાર પછી તે નમન કરીને ચાલી ગઈ.

બિંબિસારે જોયુ, વીણાનો કોઈ તાર ખંડિત થયો નથી...વીણા પર કોઈ પ્રકારની રજ નથી...પ્રિયતમની સ્મૃતિને કેટલા જતનથી જાળવી રાખી છે!

બિંબિસારે વીણાના તાર સરખા કર્યા અને સ્વરમેળ સાધવા માંડ્યો

દેવી અમ્બપાલી સ્નાનગૃહમાંથી નીકળીને બાજુમાં જ આવેલા વસ્ત્રગૃહ તરફ ગઈ. તેના દીર્ઘ કેશ ખુલ્લા હતા અને એક દાસીએ ઊંચક્યા હતા ..એનાં નયનોમાં એની એ ખુમારી હતી...એની કાયામાં એનુ એ યૌવન હતુ ...એના રૂપમાં એનુ એ તેજ હતું !

જાણે સંસારની સમગ્ર ચિંતાઓને નષ્ટ કરી સર્વથી પર બની બેઠેલી કોઈ દિવ્ય યોગિની સમી તે દેખાતી હતી.

-માધ્વિકાએ વસ્ત્રાલંકારોના થાળ ગોઠવી રાખ્યા હતા. દેવી અમ્બપાલી એક વિશાળ દર્પણ સામે ગોઠવેલી બેઠક પર બેસી ગઈ..

વસંતિકા અને રોહિણીએ દેવીનો કેશકલાપ પહોળો કર્યો...

અને એકાએક બાજુના શયનખંડમાંથી વીણાનો અતિ હૃદય-વેધક સ્વર દેવી અમ્બપાલીના કાન પર અથડાયો

તે ચમકી ..માધ્વિકા સામે જોઇ ને બોલી . 'કોણ બજાવે છે ?'

'આચાર્ય પદ્મનાભ આવ્યા હશે...'

'પણ આજ તો હું કોઈને મળી શકું એમ નથી...'

કદાચ આચાર્યને ખ્યાલ નહિ રહ્યો હોય!'

'હ...' કહીને અમ્બપાલીએ દર્પણ સામે જોયું...કામણગારું યૌવન એના ઉન્નત ઉરોજમાં જાણે પુરાઈ ગયું હતું...યૌવન, રૂપ અને માધુરી બધું અલબેલું હતું...અને દૃષ્ટિ?

એકાએક તેના હૈયા પર જાણે કોઈ આંદોલન અથડાયું.

એક પરિચારિકા પગની કિનાર પર અલતો પૂરી રહી હતી... બીજી દાસી કંચુકીબંધ બાંધી રહી હતી..અમ્બપાલી ચમકીને બોલી. 'માધુ...'

'કેમ, દેવી?'

'મહારાજની વીણા કોણ બજાવે છે? આચાર્ય પદ્મનાભને... નહિ..નહિ..આચાર્યની આંગળીઓમાં વીણાના તાર પર નૃત્ય કરવાની આટલી શક્તિ નથી..'

ત્યાં તો એ ગ્રામની સ્વરમાધુરી ખીલી ઊઠી.

અમ્બપાલી એકદમ ઊભી થઈ ગઈ...બોલી : 'માધુ...'

'જી...'

'મહારાજ આવ્યા છે?'

'એ તો...'

'જા તપાસ કર..મહાબિંબ વીણાને કોણ રમાડે છે?'

'જી...' કહીને માધ્વિકા અગ્રસર થાય તે પહેલાં જ અમ્બપાલી બોલી ઊઠી : 'ઊભી રહે...મારો કમ્મરપટ્ટ લાવ...જલદી અલંકારો પહેરાવ..રોહિણી, કેશમાર્જન રહેવા દે...એમ ને એમ અંબોડો લઈને...'

ત્યાં તો મહાબિંબ વીણા પર ત્રણ ગ્રામની મસ્તી વેરાવા માંડી.

અમ્બપાલીના હૈયામાં ન સહી શકાય એવી જિજ્ઞાસા જાગૃત થઈ..

તેનું મન બોલી ઊઠ્યું...' ના...ના...આચાર્ય પદ્મનાભ નથી... આ તો સ્વામીની કલા લાગે છે...'

તે ભારે અધીર બની ગઈ આજ સુધી જેને ભૂલવા ખાતર અભિનય કરી રહેલી નારી, આજે પોતાના જ અભિનયની અકળામણ અનુભવવા માડી..

હૈયુ અધીર બન્યુ હતુ. મન અધીર બન્યુ હતુ..

આ અધીરાઈમાં જ અલબેલીનુ રૂપ સો ગણુ ખીલી ઊઠ્યુ... દર્પણ સામે તે પોતે મુગ્ધ નેત્રે જોઈ રહી.

## પ્રકરણ ૨૯ મું : : પ્રિયા અને પ્રિયતમા

પ્રિયદર્શી બિંબિસારે આજ ઘણા સમયે વીણા હાથમાં લીધી હતી. જેમ વરસો પછી મળતી પ્રિયતમાને પ્રીતમ હૈયાસરસી લઈને વિશ્વની સમગ્ર અનુભૂતિથી દૂર ચાલ્યો જાય તેમ વીણાવાદનની મસ્તીમા બિંબિસાર સ્થળ–સમય વગેરે વીસરી ગયો હતો.

ત્રણ ગ્રામ પર છેડાતી વીણાનો સ્વરકલ્લોલ જાણે કેવળ છઠ્ઠી ભૂમિ પર નહિ પણ સારાયે ભવન પર પોતાનો અધિકાર જમાવી રહ્યો હતો.

દાસદાસીઓ અવાક્ બની ગયાં હતાં..કુતૂહલવશ પણ કોઈ છઠ્ઠી ભૂમિ પર જવા પગ ઉપાડી શકતાં નહોતાં.

રાગમાં અંતરની અદીઠ વેદના મૂર્ત બની રહી હતી...જાણે વિરહાગ્નિમાં પ્રજ્વળતી વીણા લાખ લાખ આંસુ બિછાવીને અંતરનો અગ્નિ હળવો કરવાનો પ્રયત્ન કરી રહી હતી.

અમ્બપાલીનું અધીર મન વસ્ત્રસજ્જા પ્રત્યે ધ્યાન આપી શક્યું નહિ. તે પોતાના શયનખંડમાં જવા આકુળવ્યાકુળ બની ગઈ

વસંતિકા ઉત્તરીય સરખું કરી રહી હતી...પણ અમ્બપાલીએ એમ ને એમ ધારણ કરી લીધું...

શિશિરા વજ્રના બાજુબંધ લઈને બાંધવાનો ઉપક્રમ કરી રહી હતી...પરંતુ અમ્બપાલીએ એમ ને એમ ચાલવા માડ્યું.

રોહિણી બોલી ઊઠી...'દેવી, હજી અંજન બાકી છે... અલંકાર...'

વચ્ચે જ અમ્બપાલી બોલી ઊઠી : 'ક્ષુદ્ર વસ્તુઓ નારીને આકર્ષી શકતી નથી...'

આટલું કહીને તે વસ્ત્રગૃહમાંથી બહાર નીકળી ગઈ...માધ્વિકા તેની પાછળ પાછળ જતી હતી. શયનગૃહના દ્વાર પાસે આવતાં જ અમ્બપાલીએ મૃદુ સ્વરે કહ્યું : 'માધુ, ગુલાબી શીતકાળનો પ્રારંભ થઈ ગયો છે. ઉષ્મા અને પ્રેરણાના અમૃત સમું મૈરેય લઈ આવજે.'

'જી...પરંતુ ચાર દિવસનો નિયમ ..'

માધ્વિકાનું વાક્ય પૂરું ન થયું. અમ્બપાલી ખંડમાં દાખલ થઈ ગઈ હતી. તે માધ્વિકાને ઉત્તર આપે તે પહેલાં જ તેની નજર વીણામાં મગ્ન બનેલા પ્રિયતમ તરફ ચોંટી ગઈ હતી ચાર વર્ષોનો વિયોગ ! તે દિવસે પ્રિયતમ જયકીર્તિ હતો...આજ મગધેશ્વર છે !

થોડાક કદમ આગળ જતા તેનાં ચરણ થંભી ગયા. મનના અધીરતા ઉભરાતી હતી. અને ત્વરિત ગતિએ પ્રિયતમને ભેટવાના તમન્ના હૈયાને ડોલાવી રહી હતી.. પરંતુ કોણ જાણે ક્યાંથી એકાએક વિરાટ સંકોચ અને ચરણની બેડી બની ગયા હતો.

વીણાના ત્રણ ગ્રામ પર રમતી રાગિણી અમ્બપાલીના પ્રાણને વલોવી રહી હતી...ભૂતકાળની સઘળી સ્મૃતિઓ દૂર હડસેલી આ સાધકના બાહુબંધનમાં સમાઈ જવાની એક મધુર લાલસા હૈયાને ઢંઢોળી રહી હતી...

પરંતુ આ સંકોચ ક્યાંથી આવી પડ્યો? શું મિલનની મંગળ પળો નજીક આવે એ જ વખતે ત્રણ ત્રણ વર્ષથી પોષાયેલું અભિમાન પોતાની સમગ્ર તાકાત સાથે જાગૃત થયું હશે?

મગધેશ્વરની પાંપણો બિડાયેલી હતી કારણ કે તે વિરહની રાગિણીમાં તન્મય બની હતી...

સંકોચનો વિરાટ બોજ હોવા છતાં, મનમાં અભિમાનનો આદેશ ગુંજતો હોવા છતાં, દેવી અમ્બપાલી પોતાને પણ ખબર ન હોય તે રીતે અતિ મંદ ગતિએ ચાલવા માંડી. એનાં નયનો પ્રિયતમની સૌમ્ય, સુંદર અને ભવ્ય મુદ્રા પર સ્થિર બન્યાં હતાં. ઓહ! સામે પગલે ચાલીને રસરાજ આવ્યો છે, છતાં આ સંકોચ શા માટે?

રાગિણીમાં મસ્ત બનેલા શ્રેણિકનાં નયન પલ્લવ ખૂલ્યા...ખૂલતાં જ થોડે દૂર અવાક્, સ્થિર અને ગંભીર ભાવે ઊભેલી પ્રિયતમા પર દૃષ્ટિ પડી

એ જ પળે વીણા એક તરફ મુકાઈ ગઈ. નયનોમાં ઉમંગ ને ઊર્મિની તેજરેખા તૃપ્ત કરવા માંડી તે એકદમ ઊભો થઈ ગયો... કંઈક ઉતાવળી ગતિએ સામો આવ્યો. અમ્બપાલીની દૃષ્ટિ આપોઆપ નીચી ઢળી પડી હતી. તે નક્કી નહોતી કરી શકતી કે મારે શું કરવું? પાછા ચાલ્યા જવું કે ઉલ્લાસ વ્યક્ત કરવા પ્રિયતમને વેલડી માફક વળગી પડવું!

આશા અને અભિમાન બંને વચ્ચે માનવી સપડાય છે ત્યારે મનની સ્થિતિ ભારે વિચિત્ર બની જાય છે...અમ્બપાલી કંઈ પણ

નિર્ણય કરે તે પહેલાં જ આજાનબાહુ શ્રેણિકે પ્રિયતમાને ભુજબંધમાં લઈ લીધી હતી ..એનું મુખ અમ્બપાલીના કંપતા અધર પર બિડાઈ ગયું હતું...દ્વાર પાસે માધ્વિકા હજી પણ ઊભી રહી હતી...તે તરત ચાલી ગઈ. દ્વારનો સોનેરી પડદો હસતો હતો.

બિંબિસારે ભાવાવેશમા ઉપરાઉપરી દીર્ઘ ચુંબન લઈને કહ્યું : 'પ્રિયે, મારો કોઈ અપરાધ થયો હતો ?'

અમ્બપાલીએ બાહુબંધનમાંથી મુક્ત થવાનો જરાય પ્રયત્ન ન કર્યો. તેમ બિડાયેલાં કમળ જેવાં નયનો પણ ન ખોલ્યાં...કંપતા અધર શાંત થઈ ગયા હતા...પરંતુ આજ ત્રણ ત્રણ વર્ષ પછી પહેલી વાર ભુજબંધનની ઉષ્મા પ્રાપ્ત થઈ હતી. અને એથી છાતીનો થડકો વધી રહ્યો હતો.

'પાલી, અજાણતાં કોઈ અપરાધ થયો હોય તો તારા જયકીર્તિ-ને ક્ષમાયાચના કરવામાં કોઈ નાનમ નથી...મને કહે...મારા ચાર ચાર સંદેશાઓનો કોઈ ઉત્તર નહિ...! મારું હૃદય ભારે વેદના અનુ-ભવતું હતું.. પણ શું કરું ? કર્તવ્ય પ્રિયમા પ્રિય વસ્તુઓનો પણ ઘણી વાર ત્યાગ માગે છે!'

અમ્બપાલી કશું બોલી નહિ. પણ તેના બંને હાથ પ્રિયતમની ગરદનની માળા બનીને કંઈક ઝંખી રહ્યા હતા..

નરીની અવ્યક્ત ઝંખના..

બિંબિસારે બંને હાથ વડે અમ્બપાલીનું મુખ ઊંચું કરી પુનઃ એક દીર્ઘ ચુંબન લીધું.

ત્યાં દ્વારના પડદા પાછળથી માધ્વિકાનો મધુર અવાજ આવ્યોઃ 'મહાદેવી!'

અમ્બપાલી એકદમ બાહુપાશમાંથી મુક્ત થઈ ગઈ અને પ્રિયતમનો એક હાથ પકડી ગાદી તરફ ચાલતાં ચાલતાં બોલી. 'અંદર આવ, માધુ...'

માધ્વિકા પડદો ખેસવીને ખંડમાં દાખલ થઈ. તેની પાછળ બે પરિચારિકાઓ હતી...એકના હાથમાં મૈરેયનો સુવર્ણકુંભ હતો .. બીજીના હાથમાં મૈરેયપાનના પાત્રો અને ફૂલની માળાઓ હતી.

માધ્વિકાએ બધુ એક ત્રિપદી ઉપર મુકાવ્યુ.

બિંબિસારને લઈને અમ્બપાલી એક ગાદી પર બેસી ગઈ હતી...વીણા જરા દૂર પડી હતી ..માધ્વિકાએ નજીક આવી દેવીને મસ્તક નમાવી કહ્યું 'દેવી, મૈરેય...'

'ભોજનના થાળ તૈયાર કરાવીને બાજુના ખંડમાં લાવજે '

'જી...' કહીને માધ્વિકા પાછા પગલે ચાલી ગઈ બને પરિચારિકાઓ પણ ખંડ બહાર નીકળી ગઈ હતી ખંડના દ્વાર આડો સુંદર અને કલાત્મક સોનેરી પડદો લટકી રહ્યો હતો

બિંબિસારે અમ્બપાલીનો એક હાથ પોતાના હાથ વચ્ચે દબાવતા કહ્યું: 'પ્રિયે, મારો અપરાધ અથવા તારા અંતરમા થયેલા રોષનુ કારણ મને નહિ કહે ત્યા સુધી મારુ ચિત્ત અશાંત રહેશે.'

'નંદાની સાથે લગ્ન કર્યાં છતાં આપે મને જણાવ્યુ નહિ... શુ આપના દિલમાં એવો સંશય હતો કે હુ આડી આવીને ઊભી રહીશ ?'

બિંબિસાર ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો 'પ્રિયે, જીવનમાં એવો સમય આવે છે કે જેની કલ્પના પણ થઈ શકતી નથી... અને એવા અકસ્માતો પણ થઈ જાય છે કે જેનુ સ્વપ્ન પણ હોતું નથી ક્યાં ઉજ્જયની...ક્યાં મગધ ...ક્યાં વૈશાલી ક્યાં નંદા ..ક્યા તુ ને ક્યા હુ . ? પણ અહીથી ત્યાં ગયા પછી ..' બિંબિસારે ઉજ્જયનીમાં બનેલી તમામ વાત ટૂંકમા કહી નાખી.

'નંદાનુ શુ થયુ ?'

'એના તો કશા સમાચાર જ નથી, પણ મને એમ જ લાગે

છે કે પ્રસૂતિ સમયે ભારે અનિષ્ટ થયું હશે... નહિ તો પિતા સમાન ધનદત્ત શેઠ સંદેશો મોકલ્યા વગર ન જ રહે.'

'રાજગૃહી પહોંચ્યા પછી આપે કંઈ સંદેશો મોકલ્યો હતો?'

'ના પ્રિયે...હું એવી ઉપાધિમાં પડી ગયો હતો કે...'

તરત અમ્બપાલી વચ્ચે બોલી ઊઠી : 'મારા રોષનું કારણ પુરુષના આ સ્વભાવમાં જ છુપાયું છે. આપે મને યાદ ન કરી, નંદાને ભૂલી ગયા...અને...'

વચ્ચે જ બિંબિસારે કહ્યું. 'પ્રિયે, હું કોઈને ભૂલ્યો નથી... તને ભૂલ્યો હોત તો અહીં શા માટે આવત? પણ તને વાત કહીશ તો આશ્ચર્ય થશે. છેલ્લા બે વર્ષથી મેં શસ્ત્રો સિવાય કશું જોયું નથી .. ભવનમાં નવયૌવના પત્નીઓને પણ ભાગ્યે જ મળવા ગયો છું.. કર્તવ્યનો માર્ગ એટલો કઠોર છે કે માનવી પોતાનાં સુખને પણ ભૂલી જતો હોય છે ..'

અમ્બપાલી કંઈક કહેવા જાય તે પહેલાં જ બહારથી માધ્વિકાનો અવાજ આવ્યો અમ્બપાલી બોલી . 'આવ ..'

માધ્વિકાએ અંદર આવી ભોજનના થાળ આવી ગયાનું જણાવ્યું.

બંને ઊભા થયા અને બાજુના ખંડમાં માધ્વિકાની પાછળ પાછળ ગયાં

ભોજનથી નિવૃત્ત થયા પછી બંને પુનઃ શયનખંડમાં ગાદી પર આવ્યા

માધ્વિકા મૈરેયનાં પાત્રો, મુખવાસનો થાળ, વગેરે મૂકી ગઈ.

અમ્બપાલીએ મૈરેયના બે પાત્રો ભર્યાં અને એક મગધેશ્વર સામે ધર્યું

બિંબિસારે કહ્યું: 'તું તો જાણે છે કે મને ખોટો નશો પ્રિય

નથી પણ આજ તારું અપમાન નહિ કરુ ' કહી તેણે મૈરેયનું પાત્ર લઈ લીધુ ..બીજુ પાત્ર અમ્બપાલીએ લીધુ . તરત બિંબિસાર બોલી ઊઠ્યો. ' તને તો આવાં પીણા પ્રત્યે નફરત હતી ..'

' હા ..હજુ પણ નફરત છે ..છતાં નિયમિત મૈરેયપાન કરું છુ '

' એ ઉચિત નથી.'

' આપની દૃષ્ટિએ ઉચિત નથી. પણ નશા વગરનુ જીવન સાવ કરમાયેલુ લાગે છે...માનવીને જ્યારે સાચો નશો ન મળે ત્યારે આવા કૃત્રિમ નશાની ઓથ લેવી પડે છે ' કહી અમ્બપાલીએ એક જ શ્વાસે મૈરેયનુ પાત્ર પૂરુ કર્યું

બિંબિસારે કેવળ એક ઘૂંટ લઈને મૈરેયનુ પાત્ર એક તરફ મૂકી દીધુ.

તરત અમ્બપાલી બોલી. ' કેમ ? નશા વગરનુ જીવન આપને ..'

' પ્રિયે, માનવી માને એ સત્ય નથી હોતુ. મારો નશો મારા અંતરમા રમતી સ્મૃતિઓમાં ભર્યો પડ્યો છે . આવા કૃત્રિમ નશાની કોઈ આવશ્યકતા રહેતી નથી '

' સ્મૃતિઓનો નશો ! ' ઉપેક્ષાભર્યાં હાસ્ય સહિત અમ્બપાલીથી બોલાઈ ગયુ

' ન સમજી ? '

' સમજી ગઈ ..સ્મૃતિઓનો નશો પુરુષ માટે કેવો હશે એ હુ નથી સમજી શકતી ..પણ સ્ત્રી માટે તો સ્મૃતિઓનો નશો આગ જેવો બની જાય છે ..'

' પ્રિયે, મારા પ્રત્યેનો સંશય મનમાંથી અળગો કરીશ તો તને સમજાશે કે સ્મૃતિ એ આગ નથી, પણ અમૃત છે '

' જવા દો ..મિલનનાં ગાન વચ્ચે વિવાદ શોભે નહિ...કહો, આપનુ સ્વાસ્થ્ય ? '

'તારી સ્મૃતિઓએ જાળવી રાખ્યું છે. વધારે ઉત્તમ બનાવ્યુ છે.'

'આપ...'

'કેમ કહેતાં અટકી ગઈ?'

'મે સાંભળ્યું છે કે આપ વૈશાલીને નષ્ટ કરવા માગો છો...'

'હા મગધેશ્વરની ઇચ્છા એવી છે, પરંતુ અમ્બપાલીના જયકીર્તિની એવી કોઈ ભાવના નથી. હુ વૈશાલીની કોઈ માહિતી મેળવવા નથી આવ્યો. આવ્યો છું તને લઈ જવા'

'ક્યાં?' સમજતી હોવા છતાં અમ્બપાલીએ પ્રશ્ન કર્યો.

'પ્રિયે, તને યાદ નથી? તારાં માતાપિતાના સ્વપ્નની તે મને કહેલી વાત..'

'સ્વપ્ન કોઈનાં સાકાર બનતાં નથી. બન્યાં નથી.' કહી અમ્બપાલીએ મૈરેયનુ પાત્ર ભરવા માંડ્યું.

'નહિ, પ્રિયે...આ વિપથી તુ મુક્ત રહે એમ ઇચ્છું છુ.'

'કૌશલન દિની નથી પીતાં?'

'પીએ છે ..મારી બધી પત્નીઓ પીએ છે...પરતુ તું પીએ એ મને નથી ગમતું.'

'તો આપણે બ ને પીએ.' કહી અમ્બપાલી મારકણી નજરે જોઈ ને મીઠુ મરકી.

બિ ંબસાર ઊભો થયો, અમ્બપાલીએ તેનું ઉત્તરીય પકડતાં કહ્યું. 'કેમ?'

'તુ પી લે, હુ તને પીતી જોઈ શકુ એટલો કઠણ નથી. મે સાંભળ્યું છે કે તું દિવસે નથી પીતી. હુ આવતી કાલે આવીશ.' બિ બિસારે વેદનાભર્યા સ્વરે કહ્યું.

'પ્રિયતમ,' કહીને અમ્બપાલી મૈરેયનું પાત્ર ફેંકી દેતાં ઊભી થઈ ગઈ અને બિ બિસારને વળગી પડતા બોલી : 'મગધેશ્વરનો રોપ મારાથી નહિ સહી શકાય. હું આપની સામે મૈરેયનું પાન કદી નહિ કરુ.'

'એનો અર્થ...મારે સદાય તારી સામે જ રહેવું ..'

'એમાં કોઈ દોષ છે.'

'ના એટલે તો હુ તને લેવા આવ્યો છુ સ્ત્રીઓ વેદના વ્યક્ત કરી શકે છે. પુરુષ વેદનાને પી જતો હોય છે. પાલી, હુ સત્ય કહુ છુ તને હુ કદી ભૂલી શકતો નથી તારા વગરનુ મારુ જીવન મને સાવ અપૂર્ણ અને રસહીન લાગે છે.'

'અમ્બપાલી તમારી છાયા બની શકે છે. વૈશાલીની જનપદ કલ્યાણી ક્યાંય જઈ શકતી નથી.'

'પ્રિયે, લિચ્છવીઓએ તારા પર અસહ્ય અત્યાચાર કર્યો છે. તારી ભાવનાઓને કચડી નાખી છે. તારી આશાને પી ખી નાખી છે લિચ્છવીઓએ કરેલા આ અન્યાયનો ઉકેલ એક જ છે તું મગધની મહારાણી બનીને રહે ! એક નારીને મનોરજનનું રમકડુ બનાવનાર લિચ્છવીઓ પ્રત્યે મારા પ્રાણમા ભયકર નફરત છે જો તુ વૈશાલીમાં ન હોત ..'

'તો ?'

'એક આદર્શ નારીના આવા ભયકર અપમાનનો બદલો મારી તલવારથી લીધો હોત તું આ નર્કાગારમાંથી બહાર નીકળી જા તારી શોભા અહીં નથી. મારા હૃદયસિહાસન પર છે.' કહી બિબિસારે અમ્બપાલીને હૈયા સરસી લીધી

અમ્બપાલી કશુ બોલી નહિ પ્રિયતમના આશ્લેષનો આનદ એના ચિત્તને અતિ ઊર્મિલ બનાવી રહ્યો હતો. બે એક પળોના મૌન પછી તે બોલી : 'પ્રિયતમ, આપ ઘડીભર બેસો મુખવાસ ધારણ કરો. હુ જરા વસ્ત્રગૃહમાં જઈ આવુ.'

બિબિસારના બાહુબધનમાંથી મુક્ત થઈને અમ્બપાલી ખડ બહાર ચાલી ગઈ.

બિંબિસાર પુનઃ ગાદી પર બેસી ગયો. અમ્બપાલી આવે તો આવતી કાલે જ રાજગૃહી તરફ રવાના થઈ જવું એવી આશા તેના ચિત્તમાં રમવા માંડી.

લગભગ બે ઘટિકા પછી અમ્બપાલી સોળે શણગારથી સજ્જ થઈને શયનગૃહમાં આવી. બિંબિસાર આ અત્યારે નૂતન દેખાતી અલબેલી–યૌવનમૂર્તિને જોઈને અવાક્ બની ગયો.

અને...

રૂપ–યૌવનની માધુરી મિલનના ઊર્મિલ મન વચ્ચે વહેવા માંડી.

મસ્તી, વાતો, હાસ્ય, વિનોદ અને...

રાત્રિ ક્યારે પૂરી થઈ એની ખબર કોઈને ન રહી.

પરંતુ આ મિલન પાછળ રહેલો પ્રકૃતિનો સંકેત કોઈ અનોખો હતો. આમ, ત્રણત્રણ વર્ષ પછીના પ્રથમ મિલનની મધુરજની માતૃત્વનું વરદાન આપનારી બનશે એવી કલ્પના બંનેમાંથી કોઈને નહોતી રહી.

આમ ને આમ આનંદમાં દસ દિવસ વીતી ગયા.

જે અમ્બપાલી અનેક મુલાકાતીઓને મળતી હતી તે આજે પોતાના શૃંગાર ભવનમાંથી બહાર નીકળતી જ નહોતી...

પ્રિયતમ અને પ્રિયાનું વિશ્વ કેવળ સપ્તભૂમિ પ્રાસાદની છઠ્ઠી ભૂમિમાં જ સમાઈ ગયું હતું.

બારમે દિવસે અમ્બપાલીને વહેલી સવારે એક વમન થયું...વારંવાર મોળ આવવા માંડી...તે સમજી ગઈ...અને મગધેશ્વર સમક્ષ પોતાનો સંશય વ્યક્ત કર્યો. બિંબિસારે આ સંશય સાંભળીને અમ્બપાલીને અતિ હર્ષથી બાહુબંધનમાં ઝકડી લેતાં કહ્યું : ‘ પ્રિયે, તારો સંશય સાચો હશે તો એ મગધનો યુવરાજ હશે...મગધનો ભાવિ સમ્રાટ બનશે. હવે આપણે સત્વર રાજગૃહી તરફ રવાના થઈ જવું જોઈએ. ’

‘ નહિ મહારાજ, આપને હું મારાં નયનોથી દૂર નહિ થવા દઉં. ’

'પ્રિયે, એથી જ કહુ છુ કે આપણે આવતી કાલે ગુપ્ત રીતે વૈશાલીનો ત્યાગ કરીએ.'

'એ મારા માટે અશક્ય છે. આપ મારા સ્વામી છો . અને .'

વચ્ચે જ બિ બિસારે કહ્યું . 'તારા માટે અશક્ય કેમ છે? પતિના ગૃહે જવુ એ કઈ અન્યાય નથી, કે અનુચિત પણ નથી'

'પ્રિયતમ, હુ આપણુને કેવી રીતે સમજાવુ ? મે વશાલીના પવિત્ર જળનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા લીધી છે ..અને લિચ્છવીઓ જાણી જશે તો આપને સુખેથી રાજ કરવા નહિ દે ..'

'પ્રિયે, લિચ્છવીઓનો મને જરાયે ભય નથી .તુ જો આજ્ઞા આપતી હોય તો માત્ર બે મહિનામાં વૈશાલીનુ પાદર બનાવીને મૂકી દઉ અને તારી પ્રતિજ્ઞાની ચિ તા શા માટે ? આવેશથી કે બળાત્કારથી લદાયેલા નિયમોનુ પાલન કરવુ એ બરાબર નથી.'

અમ્બપાલી સમજી નહિ ..

ત્રણત્રણ દિવસ પર્યંત બિ બિસારે અમ્બપાલીને અનેક રીતે સમજાવી, પણ અમ્બપાલી વૈશાલીનો ત્યાગ કરવા તૈયાર ન થઈ. તેના મનમા એક જ ભય હતો કે હુ વૈશાલીનો ત્યાગ કરીને રાજગૃહી જઇશ તો મગધેશ્વરની વિશાળ માગધી સેના કદાચ વૈશાલીને નષ્ટભ્રષ્ટ કરી નાખશે હુ વૈશાલીની કન્યા છુ, કેવળ મારા સુખ-સ્વાર્થ ખાતર મારી માભોમને નષ્ટ કેમ થવા દઉ ?

પરતુ આ ભય તેણે બિ બિસાર સમક્ષ વ્યક્ત ન કર્યો

બીજા બે દિવસ પસાર થયા ! ધનજય ખૂબ જ ઉતાવળો થતો હતો ..બિ બિસાર પણ સમજતો હતો કે કર્તવ્યની અવગણના થઈ શકે નહિ તેણે પ્રિયતમાની વિદાય માગતાં કહ્યું: 'પ્રિયે, કોઈ પણ રીતે તુ સમજી શકી નહિ ..એ વાતનુ મને ભારે દુ ખ છે છતા મારી જવાબદારીઓનો ખ્યાલ રાખીને મારે જવુ પડે છે ..!'

અમ્બપાલી પણ સમજતી હતી કે મગધેશ્વરને રોકી શકાય એમ છે નહિ...તે બોલી. 'હવે આપનાં દર્શન ..'

'હું વગર નિમંત્રણે તારી પાસે આવી ગયો છું...હવે તારે વગર નિમંત્રણે રાજગૃહી આવવાનુ છે. છતાં તારા ઉદરમાં જો પુત્ર હશે તો મગધનો ભાવિ સ્વામી એ જ બનશે. એ મારું વચન કદી તુ ભૂલીશ નહિ.' બિંબિસારે કહ્યું.

અને સંધ્યા પછી ધનંજય અને બિંબિસારે વૈશાલીનો ત્યાગ કર્યો.

જતી વખતે બિંબિસારના ચિત્તને અમ્બપાલીના ઈન્કારે ભારે દર્દ પહોંચાડ્યું હતુ અને મનથી તેણે નક્કી કર્યું હતુ કે હવે ત્યારે જ મળવુ જ્યારે અમ્બપાલી સામે પગલે રાજગૃહીમાં આવે!

## પ્રકરણ ૩૦ મું : : કાળની રમત !

કાળને ક્યાંય કિનારો નથી, કાળના વિરાટ પ્રાંગણમાં માનવી કેવળ એક જંતુ સમાન દેખાય છે...માનવીના પરિવારો પણ નરી આંખે જોઈ શકાતા નથી...માનવીએ ઊભો કરેલો ઈતિહાસ પણ સાવ ક્ષુદ્ર લાગતો હોય છે

કાળની મહાગતિને થંભાવવાનો પ્રયાસ કરનાર માનવીથી કાળ કોઈ દિવસ રોકાયો નથી..કારણ કે કાળ સમજે છે કે મારુ એક જ અટ્ટહાસ્ય થશે કે કાળને થંભાવવાના પ્રયાસો કરનારા ચક્રવર્તીઓ પણ માનવીએ સર્જેલા ક્ષુદ્ર ઇતિહાસનાં પડ તળે દટાઈ જશે...

વિરાટ કહેવાતાં પ્રજાયુથો પણ કાળની એક ફૂંક આગળ જંતુઓની વણજાર માફક નાનકડી ધરતીના એક નાનકડા ભાગમાં ચોળાઈ ચૂંથાઈ જશે.

કાળને કોઈ રોકી શકતુ નથી . કાળને કોઈ આંબી શકતુ નથી કોળ સાથે કોઈ હરીફાઈ કરી શકતુ નથી...

દેવી અમ્બપાલી અને મગધેશ્વરના ત્રણ વર્ષ પછીના મિલન વખતે વીતેલાં ત્રણ વર્ષો આકરાં થઈ પડયાં હતા ..પરંતુ ત્યાર પછીનાં વીતેલાં બાર વર્ષો તો જાણે નેત્રપલ્લવના બાર ફફડાટ માફક વીતી ગયાં. બિંબિસારે કરેલો નિશ્ચય જળવાઈ રહ્યો હતો. .તેણે કોઈ પણ રીતે વૈશાલી જઈને પ્રિયાને મળવાનો વિચાર સરખોય ન કર્યો ..અમ્બપાલીને ઘડીભર દુઃખ થયુ હતુ પરંતુ પુત્રજન્મના યોગથી તે દુ.ખ વિસારે પડયુ હતુ

તેણે પુત્રજન્મની વધામણી આપવા મગધેશ્વર પાસે બે દાસી-ઓ રવાના કરી હતી મગધેશ્વર બિંબિસારે આ સમાચાર જાણીને પ્રસન્નતા અનુભવી હતી અને બને દાસીઓને રત્નો વડે મઢીને પાછી મોકલી હતી

અમ્બપાલીએ સંદેશો પાઠવ્યો હતો કે, આપના જેવા જ સુંદર, સ્વસ્થ અને તેજસ્વી બાળકને આશીર્વાદ આપવા અવશ્ય એક વાર પધારજો

આ સંદેશાના જવાબમાં બિંબિસારે જણાવ્યુ હતુ 'પ્રિયે, માતા અને પુત્રનુ સ્વાગત હુ અહી કરીશ ..એક પિતા ચોર માફક આવીને આશીર્વાદ આપી જાય એ કરતાં હજારો માણસોના કલ્લોલ વચ્ચે પત્નીઓ પુત્રને સત્કારી હૈયા સરસો લે તે વધારે ઉચિત છે.'

આ સંદેશાથી અમ્બપાલીને સંતોષ ન થયો...એના અંતરમાં ઘડીભર માટે દટાઈ રહેલું અભિમાન જાગૃત થયું અને તે પુનઃ વૈશાલીના કલ્યાણ ખાતર પોતાના સુખ અને ગૌરવને ભૂલવા ખાતર મન વાળીને બેસી રહી.

પછી તો કાળની ગતિ સાથે અનેક પ્રસંગો રમતા થઈ ગયા. બિંબિસારે અનેક સંગ્રામોમાં પોતાનું ચિત્ત પરોવ્યું, રાજને સમૃધ્ધ કરવામાં ધ્યાન આપ્યું.

કોશલનંદિનીનું વેર વાળવા ઇચ્છતા ચંડપ્રદ્યોતે રાજગૃહીને રોળવાનું આયોજન કર્યું. પણ ચતુર વર્ષકારની દૃષ્ટિ આગળ'તેને સજ્જડ માર ખાવો પડ્યો...માલવસેના સાથે મગધની સરહદે જ સંગ્રામ જામી પડ્યો...અને ચંડપ્રદ્યોતને પાછા ફરવું પડ્યું.

બિંબિસારના મસ્તક પર એક પછી એક વિજયની યશકલગીઓ ઉમેરાવા માંડી.

મગધની આસપાસનાં બેત્રણ નાનાં ગણતંત્રો સ્વેચ્છાએ નષ્ટ થઈ ગયા અને મગધેશ્વરની છત્રછાયા તળે આવી ગયા.

પરંતુ વર્ષકારને સંતોષ ન થયો. તે વૈશાલીના ગણતંત્રનો નાશ ઇચ્છતો હતો અને બિંબિસાર વૈશાલી તરફ નજર સરખીયે કરતો નહોતો.

વર્ષકારની એક ભાવના એ હતી કે શંખુકવન પ્રદેશમાં વસતા રાક્ષસ પરિવારોને નષ્ટ કરી એ પ્રદેશ મગધમાં મેળવી દેવો. આમ થાય તો મગધને સુવર્ણ આદિ ખજાનાઓની વિરાટ ખાણો મળી જાય અને સાથોસાથ વ્યૂહ દૃષ્ટિએ સમગ્ર ગંગાતટ નિર્ભય બનાવી શકાય.

પરંતુ બિંબિસારે આ વિચારને જરાયે મહત્ત્વ ન આપ્યું. એક વાર જે મિત્ર બન્યો છે.. જેણે આશ્રય આપ્યો છે અને મગધ માટે સર્વથા નિરૂપદ્રવી છે તેને નષ્ટ કરવાનો કોઈ અર્થ નથી!

કાળની ગતિ સાથે યુદ્ધનાં નગારાં ગાજતાં હતાં–સાથોસાથ એક મહાપુરુષ પણ સમગ્ર પૂર્વ ભારતને પોતાની શીળી પાંખોમાં સમાવી રહ્યો હતો.

તથાગત ગૌતમ બુદ્ધનો પ્રભાવ ચારે દિશાએ સૂર્યના પ્રખર કિરણો માફક વ્યાપ્ત બની ચૂક્યો હતો.

એક બાજુ રાજકીય સંગ્રામો ચાલતા ત્યારે બીજી બાજુ અનેક શ્રેષ્ઠીઓ, અનેક ધનવાનો પોતાની સમગ્ર સંપત્તિ ભગવાન બુદ્ધનાં ચરણકમળમાં ન્યોચ્છાવર કરીને ઉપસંપદા પ્રાપ્ત કરી રહ્યા હતા.

એક તરફ યુદ્ધની ચિનગારીઓ વેરાતી હતી...

બીજી તરફ જ્ઞાનની મશાલ દ્વારા અજ્ઞાનરૂપી અંધારાં ઉલેચાતાં હતાં.

પૂર્વ ભારતના નાના મોટા અનેક રાજપરિવારોમાં 'બુદ્ધમ્ શરણં ગચ્છામિ'નો જયઘોષ ગુંજતો થઈ ગયો હતો

ભગવાન પાર્શ્વનાથ પ્રભુના સંપ્રદાયમાં અંતિમ અવશેષોની પ્રકૃતિમાંથી જન્મેલો ભગવાન બુદ્ધનો પ્રેમત્યાગના અજવાળાને પાથરતો પંથ ઊંચનીચ ગણાતા દરેક વર્ગમાં આદર પામી રહ્યો હતો.

ભગવાન બુદ્ધ પોતાના શિષ્ય પરિવાર સાથે જ્યાં વિહાર કરતા ત્યાં ત્યાં હજારો માણસો એ નૂતન તેજપુંજને નમન કરવા આવતાં અને જતી વખતે ભગવાન બુદ્ધનાં આરાધક બનીને નીકળતાં

વૈશાલીમાં પણ શ્રી તથાગતના શાંતિપંથે ભારે ક્રાંતિ મચાવી દીધી હતી

શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનની પરંપરાએ ચાલ્યા આવતા અનેક જૈન પરિવારો તથાગતના અનુયાયી બની રહ્યા હતા

સિંહનાયક જેવા સમર્થ અને પરમ જૈનને પણ ભગવાન બુદ્ધના માર્ગમાં મુક્તિ દેખાવા માંડી

જનપદ કલ્યાણી દેવી અમ્બપાલી પરંપરાએ જૈનમતાવલંબી હોવા છતાં તે કોઈ પણ ધર્મમાર્ગમાં રસ લેતી નહોતી...તેનાય બિંબિસા

ગયા પછી અને પુત્રની આશાઓની માળા ગૂથ્યા પછી તે પુન. મૈરેય, નૃત્ય અને મસ્તીમાં પોતાની મનોવૃત્તિને ગૂથી રહી હતી.

પુત્રનું પાલન ખાસ બે પ્રૌઢ પરિચારિકાઓને સોંપ્યુ હતુ અને એ બને પરિચારિકાઓ અભયજિતને જીવન માફક જાળવતી હતી...પરંતુ આ બને પરિચારિઓ ભગવાન બુદ્ધનાં તેજોમય કિરણોના પ્રભાવ તળે આવી ચૂકેલી હોવાથી જ્યારે જ્યારે ભગવાન બુદ્ધ વૈશાલીમાં આવતા ત્યારે ત્યારે આ બને પરિચારિકા અભયજિતને લઇને ત્યાં દર્શનાર્થે જતી...અભયજિતના બાલમાનસ પર ભગવાન બુદ્ધનાં તેજકિરણોની અનાયાસે છાપ પડી ગઈ હતી...

એ સિવાય અભયજિતના અભ્યાસ અર્થે યોજવામાં આવેલા બને આચાર્યો પણ બૌદ્ધમતવાદી હતા અને એના લીધે શિક્ષણમા પણ એ જ સસ્કારો રેડાતા હતા.

માતાને ધર્મ પ્રત્યે નજર માંડવાનો અવસર નહોતો...તે પોતાની મનોવેદના ભૂલી જવા ખાતર રંગરાગ અને મસ્તીમા જ ડૂબેલી રહેતી. એને એ કલ્પના નહોતી કે ધર્મનો આશ્રય એ જ સર્વ દુ:ખના શમનનો ઉપાય છે! આનદ અને મસ્તીનું શરણુ તો અસ્થાયી છે.

જો કે અમ્બપાલીએ દેહસૌષ્ઠવ્ય જાળવી રાખ્યુ હતું...બત્રીસ વર્ષની ઉમર થયા છતા તે જોનારને નવયૌવના જ દેખાતી...પરંતુ કાયાની ગમે તેટલી માવજત એક દિવસ તો ભાંગી જ પડે છે! એક આઘાત, એક આશાભગ કે એકાદ ચિંતાનો વંટોળ માનવીની કાયાને જબ્બર થપ્પડ મારી જાય છે..આવી થપ્પડનો ઘા કદી પાછો વળતો નથી.

એવો જ એક કારમો ઘા અલબેલી અમ્બપાલીના હૈયાને ફળી ગયો હતો

અભયજિતે દસમા વર્ષમાં પ્રવેશ કર્યો અને અમ્બપાલીને થયું કે મારા સ્નેહ ખાતર પુત્રનુ ભાવિ શા માટે નષ્ટ કરવુ ? પુત્ર જો એના પિતા પાસે રહે તો મગધનો ભાવિ કર્ણધાર બની શકે ..પુત્રના કલ્યાણની આશા હૈયામાં સાચવીને તેણે બિબિસાર પર સદેશો મોકલ્યો કે: ' અભયજિત દસ વર્ષનો થયો છે આપ આવો ને આપના અધિકારને લઈ જાઓ . '

ઘણા વરસે પ્રિયાનો સદેશો મળવાથી બિંબિસારના દિલમાં મુરઝાયેલી આશા જાગૃત બની ગઈ ..પણ તે કોઈ પણ ઉપાયે વૈશાલી જઈ શકે તેમ નહોતો. તેણે તરત ઉત્તર પાઠવ્યો : ' પ્રિયે, પુરુષ ધૈર્ય રાખી શકતો નથી એ વાત હુ અસત્ય પુરવાર કરવા માગુ છુ. મગધના ભાવિ વારસદારને લઈને હવે તુ જ સત્વર આવી જા . અહી આવ્યા પછી તને જો રાજગૃહીમા નહિ ગમે તો હુ તને વચન આપુ છુ કે તને રોકીશ નહિ...તુ ખુશીથી પાછી ચાલી જજે.'

આ સદેશો વાંચીને અમ્બપાલીને રાજગૃહી જવાનો એક આવેગ આવી ગયો ..પણ વળતી જ પળે તેના ચિત્તમાં થયુ, ત્યાં ગયા પછી સ્વામી કદી અહી ન આવવા દે મારાથી પણ આવી શકાય નહિ ..અને આમ બને તો વૈશાલી નષ્ટભ્રષ્ટ બની જાય ! ના, ના ..જે ધરતીએ મને જીવન આપ્યુ છે ..ગૌરવ આપ્યુ છે ..ઈજ્જત આપી છે . તે ધરતીના હિત આગળ અગત હિતને વીસરી જવુ જોઈએ.

આમ વિચારીને અમ્બપાલીએ એક શુભ દિવસે સારા એવા રસાલા સાથે અભયજિતને રાજગૃહી તરફ મોકલી આપ્યો ..

પરતુ માર્ગમાં જ મગધનો ભાવિ કર્ણધાર આત્માનો કર્ણધાર બની ગયો.

એક સ્થળે રસાલો રાત્રિ ગાળી રહ્યો હતો ..મસ્ત અભય રમતાં રમતાં દૂર નીકળી ગયો...કોઈને ખ્યાલ ન રહ્યો...અને તે એકાદ કોસ દૂર આવેલા એક વિહારમા જઈ ચડ્યો ..

ભગવાન તથાગત માત્ર બે દિવસ માટે જ આ વિહારમાં આવ્યા હતા. આવતી કાલે જ વિહાર કરવાના હતા...અને આ સુંદર બાળક આશ્રમમાં ચારે તરફ અજાણ્યા માફક ફરવા માંડ્યો.

એક શિષ્ય અતિ પ્રેમથી તેને શ્રી આનંદ પાસે લઈ ગયો .. આનંદ અને ભગવાન બુદ્ધ એક વૃક્ષ નીચે જ જાગૃત ભાવે બેઠા હતા...તત્ત્વ ચર્ચા કરતા હતા.

અને આ સુંદર બાળક સામે જોઈને શ્રી આનંદે પ્રશ્ન કર્યો. 'ભદ્ર બાળક, તું કોને શોધે છે? તારાં માતાપિતા ક્યાં છે?'

અભયજિતે અતિ મધુર સ્વરે કહ્યું: 'મારાં માતાપિતાને નથી શોધતો...'

આનંદે બાળકના મસ્તક પર હાથ ફેરવતાં પ્રસન્ન ચિત્તે કહ્યું: 'ત્યારે તુ ભૂલો પડી ગયો છે?'

'જી...હું બોધિસત્ત્વની શોધ કરવા નીકળ્યો છું...મુક્તિરૂપી માતા પાસે મારે જવુ છે.'

દસ વર્ષના બાળકના આવા ઉત્તમ વિચારો?

શ્રી આનંદ આશ્ચર્યમાં પડી ગયા...શાંત ભાવે સ્થિર બેઠેલા શ્રી ગૌતમ પ્રસન્ન ભાવે બોલ્યા: 'આનંદ, માતાનો અપાર વૈભવ એને પ્રિય નથી ..પિતાના સામ્રાજ્યની એને ઈચ્છા નથી. આ સ્વયજ્ઞાનીની ભાવનાનો સત્કાર કરવો એ તારુ કર્તવ્ય છે.'

'ભગવંત, આ બાળકના માતાપિતા...'

'વૈશાલીની જનપદ કલ્યાણી દેવી અમ્બપાલી આ બાળકની માતા છે...મગધપતિ મહારાજ શ્રેણિક આ બાળકના પિતા છે...' ભગવાને કહ્યું અને બાળક સામે નિર્મળ નજરે જોયુ.

અભયજિત ભગવાન બુદ્ધનાં પદપંકજમાં ઢળી પડ્યો...ભગવાનનો હાથ તેના મસ્તક પર પડ્યો.

અને એ સમયે જરા દૂર ઊભેલા કેટલાક શિષ્યગણો બોલી ઊઠ્યાં

ધમ્મ શરણં ગચ્છામિ.

સંઘં શરણં ગચ્છામિ

અને સૂર્યોદય થાય તે પહેલાં અભયજિતને લઈને આવેલો રસાલો શોધતો શોધતો આ આશ્રમમાં આવી ચડ્યો ..

અને તેઓએ જોયું .. અભયના અંગ પર કોઈ અલંકાર નથી .. કેવળ પીળો અંચળો ઉષાના રંગ સમો શોભી રહ્યો છે!

અને ભગવાન બુદ્ધ વિહાર કરે તે પહેલાં જ રસાલાનો દરેક માણસ પ્રવ્રજ્યાની માગણી સાથે ભગવંતનાં ચરણ કમળમાં ઢળી પડ્યો. કેવળ વૃદ્ધ ભાંડાગારિક ઋષભદાસ સજળ નયને જોતો એક તરફ ઊભો રહ્યો.

સહુને પ્રવ્રજ્યા આપીને શ્રી આનંદે ઋષભદાસને કહ્યું : "ભદ્ર, દેવી અમ્બપાલીને આ શુભ સમાચાર આપજો.. કહેજો, જે કરવા જેવું હતું તે બાળજ્ઞાનીએ કર્યું છે.. જે લેવા જેવું હતું તે લીધું છે જે ફેંકી દેવા જેવું હતું તે ફેંકી દીધું છે ..'

આ સમાચાર ઋષભદાસે જ્યારે દેવી અમ્બપાલીને આપ્યા ત્યારે તેના હૈયા પર સખત ચોટ લાગી હતી

આ ચોટનો પ્રતિકાર?

ઓહ, દેવી અમ્બપાલીને આ વેદનાનો પ્રતિકાર ધર્મમાં ન દેખાયો. દેખાયો મૈરેય અને વૈભવની મસ્તીમાં ..ભગવાન બુદ્ધ પ્રત્યે તેના હૃદયમાં એક રોષ ઊભો થયો તેને થયું કે એક વાર તથાગતને રૂપની જ્વાળાથી બાળીને ખાખ કરી નાખવા જોઈએ

પરંતુ અમ્બપાલીએ તથાગતનાં દર્શન કર્યાં નહોતાં જો તેણે એક વાર તથાગતની દૃષ્ટિમાંથી અવિરત નિર્ઝરતું અમૃત ઝીલ્યું હોત તો તે પોતાનું સર્વસ્વ સમર્પણ કરીને જીવન કલ્યાણનો સાચો માર્ગ

સ્વીકારી લેત...જે માર્ગે વેદના નથી, વિલાસ નથી, અતૃપ્તિ નથી, મોહ કે રાગનાં બંધન નથી...ત્યાં કેવળ શાંતિ.. જ્ઞાન અને આત્મકર્તવ્ય જ છે।

દેવી અમ્બપાલીએ આ સમાચાર મગધેશ્વરને મોકલ્યા...દૂત જ્યારે મગધેશ્વરના ભવન પાસે પહોચ્યો ત્યારે મગધેશ્વર પ્રવાસે નીકળી ગયા હતા...અને વર્ષકારે એ સમાચાર સ્વીકારી લીધા.

દૂતને સરપાવ આપીને વિદાય કર્યો. અને કહેવરાવ્યુ કે મગધેશ્વર પ્રવાસે ગયા છે. .આવશે ત્યારે આ દુ.ખદ સમાચાર એમને સુપરત કરવામાં આવશે.

પણ વર્ષકારનુ ચિત્ત આ સમાચારથી ઘણુ જ પ્રસન્ન થયુ. કોઈ પણ દિવસે મગધેશ્વરના વિરાટ રાજપરિવારમાં ભયંકર ઘર્ષણ ઊભુ થાત. અમ્બપાલીના બાળકની પ્રવ્રજ્યાથી એ વિસ્ફોટ થશે નહિ...

બાર વર્ષના કાળમાં કેવળ નયન પલ્લવના કેટલાક ફફડાટોમાં જ જીવનની આ બધી અનેક ઘટનાઓ બની ગઈ હતી...

કાળ થંભ્યો નહોતો..

કાળને કોઈ રોકી શક્યુ નહોતું.

કાળની ઇચ્છાને કોઇથી કચડી શકાઈ નહોતી...

હા. કાળના આવા ધમધમાટ વચ્ચે એક સુંદર ફૂલ સોળ કળાયે ખીલી ઊઠ્યુ હતુ ..જેની ખબર દેવી અમ્બપાલીને પણ નહોતી કે બિંબિસારને પણ નહોતી...

પદ્મસુંદરી ચંપાનગરીમાં ઊછરી રહી હતી. ત્રણ મહિનાની વયે તે ચંપાનગરીમાં આવી હતી અને આજ પંદર વર્ષની બની ગઈ હતી

એના અંગેઅંગમાં યૌવનશ્રી ખીલી ઊઠી હતી...

માતા કરતાંયે સવાયા રૂપની એ સ્વામિની બની હતી...

પરંતુ એની પાલક માતા શય્યાવશ હતી .પદ્મસુંદરી એને જ માતા માનતી હતી ..

અને પંદરમા વર્ષે જ માતાએ સુદાસ નામના એક ધનકુબેર નવજવાન શ્રેષ્ઠી સાથે પદ્મસુંદરીને પરણાવી દીધી

અને આંસુભીની આંખે પુત્રીને શ્વસુરગૃહે વિદાય આપી ..

કાળની રમત આગળ માનવીની રમત જાણે ચાલી શકતી જ નહોતી.

## પ્રકરણ ૩૧ મું : : નિમંત્રણ....!

વૈશાલીથી માત્ર ત્રણ કોસ દૂર આવેલા ક્ષત્રિયકુંડ નામના ઉપનગરમાં આર્ય શ્રીદામ પોતાના પરિવાર સાથે રહેતો હતો તે ધનકુબેર હતો પૂર્વ ભારતનો એક સાહસિક સાર્થવાહ હતો. તેના ભવનમાં અઢળક સુવર્ણ હતું તે જૈન દર્શનનો ઉપાસક હતો, પરંતુ ધનની ઉપાસના પાછળ તેની જિંદગી વીતી રહી હતી.

સંતાનમાં સુદાસ નામનો એક પુત્ર હતો ..પરંતુ શ્રીમંત માતા-પિતાનો એકનો એક પુત્ર જે રીતે ઊછરવો જોઈએ તે રીતે ઊછરી શકતો નહોતો

સામાન્ય અભ્યાસ કર્યા પછી તે સોળ વર્ષનો થયો ત્યારે તેને એવા જ રંગીલા મિત્રો મળી ગયા. દ્યુતક્રીડા, મોજ, મસ્તી, સંગીત, વગેરેમાં તે ખૂબ જ ધન ખર્ચતો.. તેના પિતાને આ ગમતું નહોતું. પિતા ઇચ્છતો હતો કે એકનો એક પુત્ર મારી આબરૂ જાળવી રાખે

અને પૂર્વ ભારતનો મહાન સાર્થવાહ બને.. પણ દરેક પુત્ર પિતાની આશાને પૂરી કરી શકતો નથી.

એની માતા પુત્રને દસ વર્ષનો મૂકીને મરણ પામી હતી ..અઢાર વર્ષની ઉમરે પિતાએ પણ ચિર વિદાય લઈ લીધી.

સુદાસના હાથમાં અઢળક સંપત્તિ આવી ગઈ...સુવર્ણ અને રત્નોથી છલકતો ધનભંડાર પ્રાપ્ત થઈ ગયો.

વયોવૃદ્ધ મુનીમે સુદાસને વ્યાપાર વિકસાવવા માટે ખૂબ જ વિનંતિ કરી પણ સુદાસે હસીને એક જ ઉત્તર આપ્યો. 'કાકા, આપ મારે માટે પૂજ્ય છો..આપની વાત હું મસ્તકે ચડાવું છું...પણ આપ તો જાણો છો કે પિતાજી એટલી સંપત્તિ છોડી ગયા છે કે વધારે સંપત્તિ ભેગી કરવાનો લોભ મારે ન રાખવો જોઇએ. જે છે તેનો શતાંશ ભાગ જો મારાથી ભોગવાય તોય ઘણું છે. આપ અને ભાંડાગારિક મારા વડીલો છો...આપ બંને આનંદપૂર્વક રહો અને મારો કોઈ દોષ દેખાય તો મને અવશ્ય કહેજો.'

સુદાસની વાણી મીઠી હતી ..વળી એક વાર વૃદ્ધ મુનીમે કહ્યું : 'ભાઈ, તારે હવે લગ્ન કરી લેવાં જોઈએ. સ્ત્રી એ જ ઘર અને જીવનની શોભા છે ..અને જ્યાં સુધી જીવન બંધાતું નથી ત્યાં સુધી તે વધારે ચંચળ રહે છે.'

સુદાસે હસીને વિનયપૂર્વક કહ્યું : 'હજુ તો મને અઢારમું વર્ષ ચાલે છે ..પિતાજીનું મૃત્યુ પણ તાજું છે ..હું લગ્ન કરવાની ના નથી પાડતો. પણ આ ભવનની જવાબદારી જે સ્ત્રીના મસ્તકે મૂકવી છે તે સામાન્ય ન હોવી જોઈએ...'

બીજા બે વર્ષ ચાલ્યાં ગયાં ..સુદાસ અવારનવાર દેવી અમ્બપાલીનું નૃત્ય જોવા જતો અને અમ્બપાલીને જોયા પછી તેના દિલમાં એમ જ થતું કે આવી શ્રેષ્ઠ સુંદરીને જો ભોગવી ન શકાય તો જીવનની

કોઈ કિંમત નથી...ઘરમાં ભરેલાં રત્નો અને સુવર્ણ પણ માટી સમાન જ છે

પરંતુ અમ્બપાલી આગળ તે ભેટ આપી શકયો હતો...મનની ભાવના વ્યક્ત કરી શકયો નહોતો કારણ કે અમ્બપાલીના તેજ આગળ મનની વાત કહેવી તે ભારે દુષ્કર કાર્ય હતુ.

સુદાસનો સારી એવી કિંમતનો માલ ચંપાનગરીની વખારોમાં પડયો હતો...વૃદ્ધ મુનીમ વારંવાર તેને આ અંગે ચંપાનગરી જવાનુ કહેતા પણ સુદાસ ભવનમાંથી બહાર નીકળી શકતો નહોતો. છેવટે એક દિવસ તે વૃદ્ધ મુનીમ અને પોતાના ત્રણ–ચાર મિત્રો સાથે ચંપાનગરી ગયો.

અંગદેશની રાજધાની ચંપાનગરી પણ રંગીલી હતી ..બીજી રીતે કહીએ તો ચંપાનગરી ઉપવનની જ નગરી હતી. ચંપાનગરીનાં સેંકડો ઉપવનો પૂર્વ ભારતના આકર્ષણરૂપ હતાં. નગરીનુ બાંધકામ જ એવુ હતુ કે પ્રત્યેક ભવનમા નાનુ ઉપવન તો હોય જ પણ સાથોસાથ દરેક મહોલ્લે મહોલ્લે પણ ઉપવન હોય ..અને નગરીની બહાર તો જાણે ઉપવનોની જ શોભા પથરાઈ ગઈ હતી.

ચંપાનગરીમા નર્તકીઓ, ગણિકાઓ અને સંગીતાઓની પણ સારી એવી ખ્યાતિ હતી ખાસ કરીને કામશાસ્ત્રનુ જ્ઞાન આપનારા ગણિકાગૃહો ભવ્ય કામવિદ્યાલય સમા શોભતાં હતાં અને દૂરદૂરના પ્રવાસીઓ અહીં કામશાસ્ત્રનુ જ્ઞાન મેળવવા આવતા હતા

સુદાસને ચંપાનગરી ગમી ગઈ. .તેણે વયોવૃદ્ધ મુનીમને માલના નિકાલનુ કામ સોંપી દીધુ અને પોતે મિત્રો સાથે ચંપાનગરીની શોભા નિહાળતા ચારે તરફ ઘૂમવા માંડ્યો.

અને એકાએક એક દિવસે એક નાના ઉપવનમાં તેની નજરે પદ્મરાણી ચડી ગઈ અને પદ્મરાણીને જોતાં જ તેનાં નયનો ચમકી

ઊઠયાં...અને તેણે પદ્મરાણી કયા સ્થળે જાય છે તે પણ શોધી કાઢયું...

માનવી જ્યારે કોઈ પણ વાતની પાછળ પડે છે ત્યારે તે સઘળું જાણી લેવાનો પ્રયત્ન કરી છૂટે છે.

સુદાસ જાણી શક્યો કે આ રૂપવતી કન્યા એક વિધવાની પુત્રી છે... અને તેના દિલમા આવી રૂપવતીને પત્ની તરીકે મેળવવાના કોડ જાગ્યા.

પણ વાત કેની રીતે કરવી? આ માટે તેણે વૃદ્ધ મુનીમને જ પસદ કર્યાં.

વૃદ્ધ મુનીમને આથી આનદ થયો ગમે તેમ પણ જો કોઈ સદ્‌ગુણી કન્યાના બધનમાં બધાઈ જાય તો શેઠની જુવાનીનાં દૂષણોનો અત આવે અને સુદાસ કંઈક કામકાજમાં પરોવાય.

વૃદ્ધ મુનીમે આડકતરી તપાસ કર્યાં પછી કઈક બીમાર રહેતી પાલક માતા સાથે પરિચય સાધ્યો...

અને એ પરિચયમાંથી સુદાસનાં લગ્ન થયા.

આમ, તારિકા એક મોટી ચિતામાંથી મુક્ત બની...વળી, એને એ વાતનો સતોપ થયો કે ક્ષત્રિયકુડ ગ્રામના ધનકુબેર સાથે કન્યાનાં લગ્ન થવાથી કન્યાનુ જીવતર સુખી થશે.

માલનઃ નિકાલ સાથે જીવનના એક સવાલનો ઉકેલ આવી ગયો હતો.

પદરેક દિવસ સુધી સુદાસ પદ્મરાણીનાં ઘરમા જ રહ્યો. સુદાસની વાણી અતિ મધુર હતી એટલે તારિકાને ઘણો જ સતોપ થયો.

જે દિવસે એક સુંદર રથમાં સુદાસ પોતાની અતિ સુદર પત્નીને લઈને ક્ષત્રિયકુડમાં ગ્રામ તરફ જવા વિદાય થયો તે દિવસે તારિકાનાં આસુ કોઈ પણ ઉપાયે રોકાતા નહોતાં...અને માતાના આશ્રયનો ત્યાગ કરવામાં પદ્મરાણીને પણ ભારે દુઃખ થઈ રહ્યું હતું.

દેવી અમ્બપાલીની આજ્ઞા હતી કે કન્યા અંગેના કશા સમાચાર મોકલવા નહિ કારણ કે કન્યા કેવી છે, શું કરે છે, વગેરે સમાચારો મળે તો મમતાનો બંધ છલકી ઊઠે અને કોઈ વાર કન્યા પાસે જવું પડે..! પદ્મરાણી સોળ વર્ષની થયા પછી કોઈ વાંધો નહોતો એટલે પદ્મરાણીના લગ્નના સમાચાર તારિકા મોકલી શકી નહોતી. એક વર્ષ પછી આ બધા સુખદ સમાચાર મોકલવાનું અને દેવી પાસે જઈને દીકરી એક ધનકુબેરના ભવનમાં કુળવધૂ બની છે એ આનંદપ્રદ વાત રજૂ કરવાનુ તેણે નક્કી કર્યું હતુ..

પરંતુ માનવીના મનસૂબા ઘણી વાર પાર પડતા નથી. માનવી જ્યારે મનમાં એક ચિત્ર અંકિત કરે છે ત્યારે તે કાળને ભૂલી જતો હોય છે.

એક માતા કરતાં પણ અતિ પ્રેમભર્યાં ભાવે પદ્મરાણીનુ પાલન કરીને માતૃત્વનો લહાવો લઈ ચૂકેલી તારિકા પુત્રીને વોળાવ્યા પછી ત્રીજે જ મહિને મૃત્યુ પામી.

મોત આવે છે ત્યારે કહીને આવતુ નથી—માગ્યુ આવતુ નથી બધી ઇચ્છાઓ તૃપ્ત થાય ત્યારે ય આવતુ નથી .એ તો અચાનક આવે છે, મૂરત જોયા વગર આવે છે, દિવસ-રાત કે ઋતુથી પણ નિર્બંધ રહીને આવે છે મોત માટેનુ સત્ય એક જ છે કે તે આવે છે.. અવશ્ય આવે છે! તારિકાના મનની ભાવના મનમાં જ રહી ગઈ અને મોતના અંધકારમાં તે હંમેશ માટે અદૃશ્ય થઈ ગઈ

અમ્બપાલીને કોણ સમાચાર આપે? અને અમ્બપાલી તો પુત્રનો વિયોગ ભૂલવા માટે મૈરેય અને પ્રમોદને જ સહારો માની ચૂકી હતી.

એના નૃત્યમા ઉદ્દામ અને ઉત્તેજક ભાવે વધુ પડતુ સ્થાન લેવા માંડ્યા

વૈશાલીના રસિક જુવાનો, પ્રૌઢો અને વૃધ્ધો દેવી અમ્બપાલીના

નૃત્ય દર્શન માટે આરાધના કરતા હોય એવી સ્થિતિ ઊભી થઈ ગઈ.

નવયૌવનની પ્રેરણા આ અલબેલી જનપદ કલ્યાણી સિવાય સંસારમાં કોઈ સ્થળે નથી એમ સહુને લાગવા માંડ્યું.

અમ્બપાલીના જીવનની બહાર પણ નૂતન રંગો વડે ખીલી ઊઠી હતી. એ બહારમાં ચિર વસંતનાં ગુંજન હતાં. એ બહારમાં રતિની માદકતા હતી...એ બહારમા મદઘેલીનો કલ્લોલ હતો.

અમ્બપાલીને નીરખવા માટે દેશ દેશાંતરથી લોકો આવતા હતા. અમ્બપાલીને ચિત્રાંકિત કરવા વિવિધ રાજ્યના કલાકારો પણ આવતા હતા...

અને તે પ્રિયતમ, પુત્રી, પુત્ર અને માણ્યાં સ્મરણોને ભૂલવા માટે અસ્થિર તત્ત્વનો ઓથ લઈ રહી હતી.

એનુ મન અતિ દૃઢ હોવાથી તે પોતાના રૂપ અને યૌવનને ટકાવી શકી હતી..એટલુ જ નહિ પણ અંગરાગ અને માવજતનો વધુ પડતો ઉપયોગ કરીને નીરખનારાઓને દીવાના પણ બનાવી રહી હતી.

એમ છતાં કોઈ વખત રથમાં બેસીને ઉપવન તરફ નીકળતી અને માર્ગમાં કોઈ બૌદ્ધ સાધુ દેખાતો એટલે તરત તેને અભયજિત યાદ આવતો અને અભયજિતના સ્મરણ સાથે જ ગૌતમ બુધ્ધને રૂપ વડે કચડી નાખવાનો પણ એક વેગ આવી જતો...

અને તેણે નક્કી કર્યું કે હવે કોઇ વાર ગૌતમ બુધ્ધ વૈશાલીમાં આવે તો તેની સાથે ચર્ચા કરવી. .તેની સામે રૂપ, યૌવન અને અભિનયની જાળ બિછાવી તેના મનને જીતી લેવું.

કોઈ રાતે દૂર દૂરથી કોઈની વીણાના સ્વર કાન પર અથડાતા ત્યારે પ્રિયતમની સ્મૃતિ હૈયાને ભીંસવા માંડતી...કોઈ વાર સૂતી શય્યા અંગારા જેવી જણાતી.

આમ છતાં, હૈયામાં દટાયેલાં સ્મરણોને તે હંમેશાં માટે નષ્ટ કરી શકી નહોતી...કેવળ ભૂલવાનો જ પ્રયત્ન કરતી હતી.

પણ એને ખબર નહોતી કે જેના પ્રત્યે પ્રેમભાવ વધારે હોય છે તે કદી વીસર્યાં વિસરાતાં નથી. એ પુરુષાર્થ કરનારે તો સંસારની સર્વ સામગ્રીથી મુક્ત, જ થવું પડે છે અને મનને નાથવું પડે છે. એ કાર્ય ક્ષુદ્ર મૈરેય વિલાસનાં ઉપકરણો વડે કદી થઈ શકતું નથી વિલાસનાં ઉપકરણો તો કેવળ સંમૂર્છની નામની નિદ્રાપદ ઔષધિ સમાન હોય છે ..માનવી માત્ર ઘેનમાં પડ્યો રહે છે. જાગે ત્યારે એ જ વેદનાની વચ્ચે મુકાતો હોય છે.

સુદાસ પોતાને ધન્ય અને પુણ્યવાન માનીને ક્ષત્રિયકુંડ ગ્રામમાં આવ્યો. પોતે એક અતિ સુંદર પત્નીનો સ્વામી બન્યો છે એ લાભ ખાતર તેણે પોતાનાં સઘળા દાસદાસીઓને ખુશાલીમાં ખૂબ જ ધન આપ્યું.. અને પત્ની સાથે જીવનની મસ્તી માણવા ખાતર તે નગરીથી એક કોસ દૂર આવેલા પોતાના ખાસ રંગભવનમાં રહેવા ગયો.

પણ એકાદ બે મહિનામાં જ તેને એમ લાગ્યું કે પદ્મરાણી સુંદર છે. પરંતુ ઊર્મિલ નથી .એનામાં ઉષ્મા અને ઉત્તેજનાનો અભાવ છે. પતિની આજ્ઞાને મસ્તકે ચડાવવા સિવાય એનામાં બીજું કોઈ બળ નથી પતિને ઈશારે બાંધીને નચાવવા જેટલી તાકાત પદ્મરાણીનાં છે જ નહિ. પુરુપ જો સુંદર નારી પાસે નાચે નહિ.. એનો ગુલામ ન બને તો એની તૃપ્તિ અધૂરી રહી જાય છે પણ પદ્મરાણી સ્વભાવથી જ શાંત હતી તારિકાએ તેનાં પ્રાણમાં ધર્મના સંસ્કાર રેડયા હતા. સદાચાર અને વિવેકનાં અમૃત સીંચ્યાં હતાં તારિકા પોતે જ જૈનમતાવલંબી હતી. અને પદ્મરાણીના પ્રાણમાં પણ એ જ સંસ્કાર રેડવામાં આવ્યા હતા આથી પદ્મરાણીના હૈયામાં સ્થિરતા, ગાંભીર્ય અને ઉદારતાના ગુણો સહજ હતા પરંતુ એનામાં પુરુષોને પ્રસન્ન કરવા ઉપચારોનો અભિનય ન હતો

આથી સુદાસને એમ લાગતું કે પોતે કોઈ નિર્જીવ અથવા તો ઉષ્મા વગરની કાચની પૂતળી સાથે જ પરણ્યો છે...પુષ્પ સુંદર છે. પણ એનામાં સૌરભ નથી.

સૌરભની કલ્પના તો માનવીના પોતાના મન સાથે સંકળાયેલી છે. સુદાસે નર્તકીઓ અને ગણિકાઓને જોઈ હતી...કોઈ ગૃહિણીના જીવનની ધન્ય છબીઓનો તેને પરિચય હતો જ નહિ. તે ઇચ્છતો હતો, પત્નીમાં નર્તકી કે ગણિકા જેવી ઉષ્મા !

આથી તેનું મન કંઈક અતૃપ્ત રહેવા માંડયું. તે પત્નીના પ્રભાવ આગળ વિશેષ કંઈ બોલી શકતો નહોતો...પણ મનમાં અસંતોષ પોષાયા કરતો અને એ અસંતોષના અગ્નિને શાંત કરવા અર્થે તેનું ચિત્ત પુનઃ દેવી અમ્બપાલીનાં નૃત્યો નિહાળવા આતુર બન્યું.

દેવી અમ્બપાલી સપ્તાહમાં એક જ વાર નૃત્ય કરતી હતી... પરંતુ મળવા આવનારાઓને હંમેશ સત્કારતી. સુદાસ હંમેશ સંધ્યા વખતે દેવી અમ્બપાલીને મળવા જવા માંડ્યો..અને સાથે નાની નાની ભેટ સોગાદ પણ લઈ જવા માંડ્યો. .આમ, ઉપરા ઉપરી વીસેક દિવસ સુધી એકને એક માણસને આ રીતે ભેટ સોગાદો સાથે મળવા આવતો જોઈ અમ્બપાલીને પણ આશ્ચર્ય થયું .એક દિવસ તેણે આર્ય સુદાસને પ્રશ્ન કર્યો : 'પ્રિયે, આપના જેવો મૌન આરાધક મને હજુ સુધી કોઈ દેખાયો નથી.'

'હું ધન્ય બન્યો.. દેવી..'

'દેવી નહિ...હું તમને પ્રિય કહેવાનો અધિકાર આપું છું.. કોઈ જાતની ઇચ્છા વ્યક્ત કર્યા વગર આવું અપૂર્વ સમર્પણ પુરુષ જાતિમાં હોતું જ નથી આપનું શુભ નામ ?'

'આર્ય સુદાસ .દેવી .'

'મેં આપેલા અધિકારોનો ઉપયોગ કરો..' કહી અમ્બપાલીએ મૈરેયનું એક પાત્ર સુદાસના હાથમાં મૂક્યું.

સુદાસે કહ્યું . 'પ્રિયે...મારા ભવન પર એક વાર આપનાં ચરણ .'

વચ્ચે જ અમ્બપાલીએ કહ્યું. 'આપનુ ભવન ક્યાં છે?'

'ક્ષત્રિયકુંડ અને વૈશાલીની વચ્ચે ..'

'ક્ષત્રિયકુંડ! મહારાજ નંદિષેણના એક નવજવાન ભાઈ...'

'જી હા ..વર્ધમાનકુમારે સર્વ ત્યાગ કર્યો તે ..'

'ઓહૂ ..ત્યારે તો ત્યાની ત્યાગના વિષવાળી હવામા મારો પ્રાણ ગુંગળાઈ જશે.' અમ્બપાલીએ હસતા હસતાં કહ્યું.

'નહિ દેવી ..મારુ ભવન નિરાળુ છે ..આપનો સત્કાર હું ખૂબ જ ..'

'ધન્ય બની ..પરંતુ જનપદ કલ્યાણી કોઈની અતિથિ બનતી નથી ..બને છે ત્યારે '

'આપની સર્વ ઇચ્છા પૂરી કરીશ .'

'સવા લક્ષ સુવર્ણ મુદ્રા ..'

'નહિ પ્રિયે, ..આપની સાધનાની કિંમત તો એથીયે વિશેષ છે...હું પ્રતિદાન પણ નહિ ઇચ્છુ ..'

'પ્રતિદાન નહિ . પ્રીતિદાન તો મારે આપવું પડશે ' કહી અમ્બપાલીએ હસતાં હસતાં નવજવાન સુદાસના ખભા પર હાથ મૂક્યો અને કહ્યું . 'આપનુ નિમંત્રણ મને યાદ રહેશે ..આપને હું અનુકૂળ દિવસ કહીશ.'

સુદાસ અતિ પ્રસન્ન થઈ ગયો.

પરંતુ વૈભવ અને મસ્તીમાં વિભોર બનેલી જાજરમાન અલબેલીને એ ખ્યાલ નહોતો કે સુદાસ અન્ય કોઈ નહિ...તે પોતાની પ્રિય પુત્રીનો સ્વામી છે!

## પ્રકરણ ૩૨ મુ :                    : ભગવાન તથાગત

રાત્રિના બીજા પ્રહરનો પ્રારંભ થઈ ગયો હતો. સુદાસ હજુ સુધી ભવન પર આવ્યો નહોતો. દાસદાસીઓ રાહ જોતાં હતાં. અને દેવકન્યા સમી પદ્મરાણી પોતાના ખંડમાં એકાકિની બેસીને કોઈ ધર્મસૂત્રની મનમાં આવૃત્તિ કરી રહી હતી.

સુદાસની ખાસ પરિચારિકા શેઠાણીને રંગભરી વાતોમાં રસ લેતાં કરવા અર્થે છેલ્લા ત્રણ મહિનાથી ખૂબ જ પ્રયત્ન કરી રહી હતી .. પરંતુ પદ્મરાણીનુ ચિત્ત વિલાસપ્રિય વાતોમાં કદી રસ લેતુ નહોતુ. આજે તો તેણે ખાસ પરિચારિકાને સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ્યુ હતું કે. ' મનોરમા, વિલાસ એ જીવન નથી. જીવનમાં અનેક સાધનો-માંનુ અતિ ક્ષુદ્ર એક સાધન છે. મને આવી વાતોમા જરાયે રસ નથી...તારે.મારી મર્યાદાનો ખ્યાલ રાખવો જોઈએ. '

મનોરમા આ શબ્દોથી ભારે આશ્ચર્ય સાથે મોઢુ ચડાવીને ઊભી થઈ ગઈ હતી

પદ્મરાણી સમજતી હતી કે શેઠ પાસે મનોરમાનો એક અવાજ છે અને તે શેઠની પ્રિય દાસી છે...પરંતુ એનો અર્થ એ તો નથી કે દાસીએ ગૃહસ્વામિનીની મર્યાદાનો ખ્યાલ ન રાખવો જોઈએ.

મનોરમા સુદાસની ખાસ દાસી હતી...કારણ કે તે રૂપવતી ન

હોવા છતાં સુદાસ માટે તે કોઈ વાર તૃપ્તિનુ સાધન હતી ..એનામાં યૌવનની ખુમારી હતી, તાલાવેલી હતી અને ઉષ્મા પણ હતી. આથી તે સુદાસની પ્રિય હતી .એ કહે તેમ ઘણી વાર બનતુ હતુ. સુદાસે જ પદ્મરાણીના ચિત્તમા વિલાસ પ્રત્યે ઉત્સાહ પ્રગટાવવાનુ કાર્ય મનોરમાને સોંપ્યુ હતુ. અને મનોરમા ત્રણ ત્રણ મહિનાના પ્રયાસ પછી આજ સાવ નિષ્ફળ ગઈ હતી

સુદાસ સધ્યા પહેલાં જ આવી જવાનો હતો ..કારણ કે તે સવારે જમીને વૈશાલી ગયો હતો. અત્યાર સુધી ન આવવાનુ કારણ મનોરમાથી સમજાતું નહોતુ ..તે આજ પદ્મરાણીમાં ઉષ્માનો અભાવ હોવાનુ કહેવા માગતી હતી અને એથી જ આતુરતાપૂર્વક ગાહ જોઈ રહી હતી

ચપાનગરથી અહીં આવ્યા પછી અને સ્વામીના મનને જાણ્યા પછી પદ્મરાણીના મનને પ્રસન્નતા નહોતી મળતી, સુદાસ ગણિકા જેવા પ્રેમોપચાર ઇચ્છતો હતો. નર્તકી જેવાં નખરાં ઝખતો હતો. નયનોને પાગલ બનાવે તેવી વેશભૂષા જોવા તલસતો હતો. અને પદ્મરાણીને આવુ પ્રિય નહોતુ. તે સમજતી હતી કે રૂપ અને યૌવન એ તો એક વરદાન છે .શુભ કર્મનુ ફળ છે ..શુભ કર્મના વરદાનને વેચાય નહિ કે વેડફાય નહિ.

તે એ પણ સમજતી હતી કે નરનારનો સબધ કેવળ સતાન માટે હોવો જોઈએ . વાસનાની તૃપ્તિ ખાતર ન હોવો જોઈએ જો ગૃહિણી પુરુષની વાસનાની તૃપ્તિનુ એક પાત્ર બની જાય તો એનુ માતૃત્વ બિચારુ બની જાય છે, સ્વત્વ પણ નષ્ટ થવા માંડે છે ..નારી કેવળ એક ભોગ્ય વસ્તુ બની જાય છે...અને આમ થાય તો નારીના મનની એષણાઓ, ભાવનાઓ અને આશાઓને જીવનભર પુરુષના પગ તળે કચરાવું પડે છે।

ભવનના સૌમ્ય–નીર વાતાવરણનો એકાએક ભંગ થયો ભવનના ઉપવનમાં રથનો ઘર્ઘર ધ્વનિ થતો હોય એમ વાટ જોતી મનોરમાને લાગ્યુ. તે ઊભી થઈને બહાર આવી...પ્રાંગણમાં જ સુદાસનો રથ ઊભો હતો. અને તે રથમાયી નીચે ઊતરી રહ્યો હતો.

મનોરમા, મલપતી ચાલે રથ તરફ ગઈ...સુદાસે મનોરમાને જોતાં જ કહ્યું: ' મનોરમા, તારાં શેઠાણી શુ કરે છે?'

' એમના ખંડમાં બેઠાં છે ..મનમાં કંઈક ગણગણી રહ્યાં છે.' મનોરમાએ કહ્યું.

' મનોરમા, આજ સુધી કોઈએ ન કર્યું હોય તેવુ મહાન કાર્ય મે કર્યું છે...'

મનોરમા અવાક્ બનીને પ્રશ્નભરી નજરે સુદાસ સામે જોઈ રહી.

સુદાસે ભવન તરફ ચાલતાં ચાલતાં કહ્યું: ' તું મારા ભોજનની વ્યવસ્થા કર...હું જરા તારી શેઠાણીને મળી લઉ...'

' પરંતુ આપનુ મહાન કાર્ય...'

' ઓહ્ !' કહી સુદાસે બાજુમાં ચાલી રહેલી મનોરમાના ખભા ઉપર હાથ મૂક્યો અને કહ્યું: ' પરમ દિવસે સંધ્યા પહેલાં દેવી અમ્બપાલી આ ભવનનાં અતિથિ બનશે.'

' દેવી અમ્બપાલી?'

' હા...અને એક રાત અહીં રોકાશે.'

' શેઠજી, આ તો અસંભવ વાત છે!'

' સુવર્ણ અસંભવને પણ સંભવ બનાવે છે ..'આટલું કહી સુદાસ ઉપર જવાની સોપાનશ્રેણી ચડવા માંડ્યો. અને ઝડપી ગતિએ પત્નીના ખંડમાં પહોંચી ગયો.

પદ્મરાણી એક આસન પર બેઠી બેઠી મનમાં કંઈક આરાધી રહી હતી...

સ્વામીને ખંડમાં દાખલ થયેલા જોઈને તે ઊભી થઈ ગઈ.

દીપમાલિકાઓના ભરપૂર પ્રકાશમાં પદ્મરાણી ખૂબ જ સોહામણી દેખાતી હતી સુદાસ નજીક આવતાં બોલ્યો : 'કેમ પ્રિયે, ચિત્ત તો સ્વસ્થ છે ને ?'

'હા...' પદ્મરાણીએ ટૂંકો ઉત્તર આપ્યો.

'પદ્મ, તું આમ નીરસ કેમ લાગે છે ?'

પદ્મરાણીએ સ્વામી સામે જોઈને કહ્યું : 'રસની કલ્પના પ્રત્યેક માનવીને મન જુદી જુદી હોય છે.'

'હું સમજ્યો નહિ..'

'નગરનારીના વિલાસમાં જેને રસદર્શન થતું હોય તેને ગૃહિણીના અંગમાં નીરસતા જ લાગે.'

સુદાસના હૈયા પર આ શબ્દોએ એક ફટકો માર્યો .પણ વળતી જ પળે તે બોલ્યો : 'રસ એક શાસ્ત્ર છે અને ગણિકાઓ એમાં પારંગત હોય છે'

'કારણ કે ગણિકાઓનું જીવતર એ શાસ્ત્રને વેચવામાં રહેલું છે'

'તારા જેવી નીરસ સ્ત્રીઓના પતિઓને જ ગણિકામાં રસ મેળવવા જવું પડે છે' સુદાસે કહ્યું.

'સ્વામી, સ્ત્રીઓ પરનો આ એક ભયંકર અને પાયા વગરનો આક્ષેપ છે પુરુષો પોતાના દોષને છુપાવવા ખાતર સ્ત્રીઓ પર આવું દોષારોપણ કરે છે. પરંતુ આવી વૃત્તિ પાછળ પુરુષોની લાલસા, અતૃપ્તિ અને ક્ષુદ્ર દૃષ્ટિ જ રહેલી છે'

સુદાસ ખડખડાટ હસી પડ્યો અને હસતાં હસતાં બોલ્યો : 'પદ્મ, તું મને કદી નહિ સમજી શકે. પણ તને સમજાવવાનો એક માર્ગ મેં શોધી કાઢ્યો છે'

પદ્મરાણી કશુ બોલી નહિ

સુદાસે કહ્યું: 'પરમ દિવસે પૂર્વ ભારતની શ્રેષ્ઠ સુંદરી અને વૈશાલી ગણતંત્રની જનપદ કલ્યાણી આ ભવનનુ આતિથ્ય ગ્રહણ કરવા આવશે.'

પદ્મરાણીએ કશુ જ આશ્ચર્ય ન દર્શાવ્યુ.

સુદાસે કહ્યું: 'પરમ દિવસે સંસારનું શ્રેષ્ઠ નારીરત્ન અહીં આવશે.. એના ચરણમાં પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓ હુ બિછાવીશ'

'પછી .?' વ્યગ્રભર્યા નહિ, પણ સ્થિરભાવે પદ્મરાણીએ કહ્યું.

'દેવી અમ્બપાલી એક રાત અહીં ગાળશે.'

પદ્મરાણી આછુ હસી...હસતા હસતાં જ બોલી. 'પાંચ લાખ સુવર્ણ મુદ્રાના બદલામાં આપને શું મળશે?'

'ખરેખર, તારામા સમજશક્તિનો અભાવ છે...પગલી, મને જે મળશે તે કોઈ સમ્રાટને પણ નહિ મળ્યુ હોય...એક ચુંબન.. એક આલિંગન...'

'ત્યારે તો આપ ધન્ય બની જશો...'

'હવે કંઈક સમજી.'

'પરંતુ મને સમજાવી શકાય તેવો માર્ગ તો...'

'તુ દેવી અમ્બપાલીને જોજે...એનુ વય કેટલુ છે એ પણ તારાથી કલ્પી શકાશે નહિ...એની પાંપણમા કવિતા રમતી હોય છે... એનાં અધર પર અમૃત છલકતુ હોય છે..એના એક જ હાસ્યમાં નશાની ગુલાબી મસ્તી ભરી હોય છે..એ જોઈને તારે પતિને પ્રસન્ન કરવાનો માર્ગ શીખવાનો છે...'

'પતિને પ્રસન્ન કરવાનો માર્ગ આમાં ક્યાંથી જોઈ શકાય?'

'ત્યારે?'

'આ તો પુરુષોને પાગલ બનાવવાનો માર્ગ છે. મારે કોઈને પાગલ બનાવવા નથી..હુ આર્ય સુદાસની પત્ની છું...'

'તુ મને પણુ પાગલ નહિ બનાવે?'

'શા માટે?'

'મારા ચિત્તની પ્રસન્નતા ખાતર ..'

પદ્મસુંદરી હસી પડી અને ગભીર સ્વરે બોલી. 'સ્વામી, ક્ષમા કરજો ..આપને પાગલ બનાવવાનુ પાપ મારાથી કેમ થઈ શકે? હુ તો આપને સત્ત્વશીલ જોવા ઇચ્છુ છુ...એક પત્નીનુ એ સિવાય બીજુ કોઈ કર્તવ્ય ન હોઈ શકે'

'કર્તવ્ય! કર્તવ્ય!! કર્તવ્ય!!! રાણી,-નારીનુ સાચુ કર્તવ્ય તો પોતાના પતિને સાનુકૂળ થવામાં રહેલુ છે'

'આપની વાત સાચી છે નીતિ, ધર્મ અને સસ્કારના માર્ગે; આવા વિલાસ ને પ્રમોદના માર્ગે નહિ.' પદ્મરાણીએ પોતાના મનને વધારે સ્પષ્ટ કર્યું.

'તો તારા કથનનો અર્થ એવો થયો કે મારી વાત તારા હૈયાને સ્પર્શતી નથી'

'મને એમ લાગે છે કે જીવનનુ વિશુદ્ધ સત્ય આપને કેમ સમજાતુ નથી? આપ એક ઉચ્ચ અને ખાનદાન કુટુબના એકના એક પુત્ર છો, આપના રક્તમાં જૈનત્વનુ તેજ ભર્યું છે આપ સપત્તિશાળી છો સપત્તિવાન માણસો કદી છલકાતા નથી...જે છલકાય છે તેની સપત્તિ નષ્ટ થઈ જાય છે. આમ છતાં, આપે દેવી અમ્બપાલીના એક માત્ર સ્પર્શ ખાતર પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓ અર્પણ કરવાનો સોદો કર્યો છે! સ્પર્શમા કયો આનદ છે? કઈ તૃપ્તિ છે? પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓથી તો એક હજાર પરિવારનાં અશ્રુ લૂછી શકાય...સન્માર્ગે વાળવાનુ કર્તવ્ય બજાવી શકાય...'

વચ્ચે જ વ્યગભર્યાં હાસ્ય સહિત સુદાસ બોલી ઊઠ્યો. 'ઓહ્, હવે ઈર્ષાના અગ્નિથી જલતા તારા હૃદયનો પરિચય થયો ..આ બધાં

ઉપદેશ વાક્યો પાછળ દેવી અમ્બપાલીનુ આગમન જ દેખાય છે... પણ રાણી, તું જો મારી ઇચ્છાને અનુકૂળ નહિ થાય તો આ ભવનમાં રોજ એક અમ્બપાલી આવશે '

આમ કહીને સુદાસ ધમધમતો ખડ બહાર નીકળી ગયો.

ખડ બહાર મનોરમા ઊભી હતી. તેણે આસ્તેથી કહ્યું : ' શેઠજી, ભોજન તૈયાર છે. '

' મારા શયનખડમાં ભોજનનો થાળ લઈને આવ. '

મનોરમા અગ્રસર થઈ...

સુદાસે કહ્યુ . ' તુ જમી ? '

' ના... '

' તારે પણ મારી સાથે જ જમવાનું છે અને... '

' જી... '

' મૈરેય લેતી આવજે... '

' જી . ' કહીને મનોરમા નીચે ભોજનગૃહ તરફ વિદાય થઈ... સુદાસ પોતાના શયનખડમાં ગયો.

પદ્મરાણી ગભીર વિચાર કરતી બેસી રહી. .

આ સમયે મગધેશ્વર બિબિસાર અને ધનંજય વૈશાલીથી ત્રીસ કોસ દૂરના એક મધ્યમ ગામમા રાતવાસો ગાળી રહ્યા હતા. તેઓ ગુપ્ત વેશે ભગવાન ગૌતમ બુદ્ધને મળવા અને પોતાના પુત્ર અભયજિતને જોવા અર્થે જ નીકળ્યા હતા

બિબિસારની ભાવના એવી હતી કે ગૌતમબુદ્ધ પાસેથી અભયજિતને પ્રાપ્ત કરવો અને રાજગૃહીમા રાખવો. આમ થાય તો જ અમ્બપાલી પોતાની ઇચ્છાથી રાજગૃહી આવી શકે.

પરતુ આ મધ્યમ ગ્રામમા આવ્યા પછી તેમને ખબર પડ્યા કે

તથાગત ભગવાન બુદ્ધ બે દિવસ પહેલાં જ વૈશાલી તરફ વિહાર કરી ગયા છે.

હવે શુ કરવુ ? ધનજયે કહ્યુ: 'કૃપાવતાર, હવે વૈશાલી જઈશુ તો ?'

વચ્ચે જ બિબિસારે કહ્યું 'પણ આપણે જે કાર્ય અર્થે નીકળ્યા છીએ તે કાર્ય તો પૂરુ કરવુ જ જોઈએ. વૈશાલીમાં આપણે દેવી અમ્બપાલીને મળવા જવુ જ નથી. માત્ર તથાગતને મળીને અને અભયજિતને મેળવીને પાછા નીકળી જવુ છે'

'મહારાજ, વૈશાલીનાં ઝાડવાં જોયા પછી આપ દેવી અમ્બપાલીના અતિથિ અવશ્ય બનશો' હસીને ધનજયે કહ્યું.

'મારુ મન એટલુ દુર્બળ ધારે છે ? નહિ, ધનજય. એવો કોઈ આશય નથી, પરતુ.'

'શુ મહારાજ ?'

'એક પ્રયત્ન કરી છૂટવાનુ મન થાય છે. દેવીને કોઈ પણ ઉપાયે સાથે લઈને રાજગૃહી પાછા વળવુ' બિબિસારના હૈયામાં દેવી અમ્બપાલીને મળવાની એક આશા જાગૃત થઈ.

'દેવી નહિ આવે તો ?'

'મારુ મન પણ એમ જ કહે છે જો એ ઈન્કાર કરશે તો આપણે ત્યા એક પણ રાત્રિ ગાળ્યા વગર પાછા ફરશુ'

'આપનો નિશ્ચય મજબૂત હોય તો વાધો નહિ આવે. પરતુ કદાચ આપ રોકાઈ જશો તો કલિગની સીમાએ પહોચેલુ આપણુ સૈન્ય ભારે અકળામણ અનુભવશે' ધનજયે કહ્યુ

'આર્ય વર્ષકાર ભારે ચતુર છે જયભદ્ર પણ કુશળ સેનાનાયક છે. કશો વાધો નહિ આવે અને હુ પણ સજાગ છુ. મને ખબર

છે કે મારાથી વધારે દિવસો કોઈ સ્થળે બગાડી શકાય એમ નથી.' ભિખિસારે કહ્યું.

બીજે દિવસે સવારે બંનેએ વૈશાલી તરફ પ્રસ્થાન કર્યું.

જે દિવસે સવારે બંનેએ વૈશાલી તરફ પ્રસ્થાન કર્યું તે જ દિવસે પ્રથમ પ્રહર પછી તથાગત ભગવાન બુદ્ધ ઉગ્ર વિહાર કરીને વૈશાલી પહોંચી ગયા હતા અને વૈશાલીની જનતાએ એમનું અભૂતપૂર્વ સ્વાગત કર્યું હતું. હજારો લોકોએ હૈયાનો આનંદ બિછાવીને તથાગતને વધાવ્યા હતા. ગણતંત્રના મુખ્ય આગેવાનો, ગણકો, લિચ્છવી નેતાઓ અને પુરવાસીઓએ ખૂબ જ ભવ્ય અને રળિયામણી શોભાયાત્રા શરૂ કરી.

નગરીની દક્ષિણે આવેલા આર્યજિતપ્રભુ શેઠના આમ્ર ઉદ્યાનમાં તથાગત ચાર દિવસ રોકાવાના હતા.

તથાગતની વાણી સાંભળવા અર્થે દૂરદૂરથી પણ ઘણા માણસો આવ્યા હતા.

નગરીના રાજમાર્ગ પરથી પસાર થતી શોભાયાત્રા લગભગ મધ્યાહ્ન સમયે સપ્તભૂમિ પ્રાસાદ પાસેના ધોરી માર્ગ પાસેથી નીકળી.

એ સમયે દેવી અમ્બપાલી પોતાના શયનગૃહમાં દીવાનિદ્રા માણી રહી હતી.

પરંતુ શોભાયાત્રામાં થતા બુદ્ધં શરણં ગચ્છામિ અને ભગવાન તથાગતના જયઘોષથી ચારે દિશાએ ગાજી રહી હતી.

સપ્તભૂમિ પ્રાસાદનાં સેંકડો દાસદાસીઓ તથાગતનાં દર્શનાર્થે ભવન છોડીને માર્ગ પર આવી ગયાં હતાં.

આ કોલાહલ છટ્ઠી ભૂમિ પર આરામ કરી રહેલી દેવી અમ્બપાલીના કાન પર અથડાયો. તે શય્યામાંથી બેઠી થાય તે પહેલાં જ માધ્વિકાએ અંદર આવી કહ્યું : 'દેવી, ભગવાન તથાગત પધાર્યા છે.'

'સપ્તભૂમિ પ્રાસાદમાં?'

'ના ..તેઓ માર્ગ પરથી પસાર થઈ રહ્યા છે ..દર્શન કરવા આપ પધારો ..શોભાયાત્રા ઘણી વિશાળ છે.'

'કુમળાં બાળકોને મૂડી નાખનારા તથાગતનાં દર્શન કરવાની મારી કોઈ ઇચ્છા નથી ..'

'પરંતુ દેવી...ભગવાન તથાગત તો સર્વજ્ઞ છે . ત્રણેય કાળ એમની મુઠ્ઠીમાં છે. આપ એક વાર જુઓ તો ખરાં...' માધ્વિકાએ આગ્રહ કર્યો.

'અભયજિત સાથે છે ?'

'એ ક્યાંથી ખબર પડે ? કદાચ સાથે હોય ..'

'હં ' કહીને દેવી અમ્બપાલી શય્યામાંથી ઊભી થઈ ગઈ. અને એનાં એ વસ્ત્રો સહિત છઠ્ઠી ભૂમિના ઝરૂખામાં આવી.

લોકો પોકારતા હતા...

'ભગવાન તથાગતનો જય !'

લોકો ગાતા હતા.

'બુદ્ધં શરણં ગચ્છામિ
સંઘં શરણં ગચ્છામિ
ધમ્મં શરણં ગચ્છામિ,

ભગવાન તથાગતના જયઘોષથી ચારે દિશાઓ મુખરિત બની ગઈ હતી.

સપ્તભૂમિ પ્રાસાદનાં અનેક વૃક્ષો પણ જાણે આજ નવવસંત લહરીની ઉષ્મા ઝીલી રહ્યાં હતા

છઠ્ઠી ભૂમિના ઝરૂખામાંથી ધોરી રાજમાર્ગ સ્પષ્ટ દેખાતો હતો...

ઘણી વારે ભગવાન બુદ્ધ શિષ્ય પરિવાર સાથે પસાર થતા દેખાયા ..

અમ્બપાલી સૌમ્યમૂર્તિ સમા શોભતા ભગવાન તથાગતને જોઈ રહી . પણ અભયજિત ક્યાં ?

તે બોલી ઊઠી : ' માધુ, અભય દેખાયો ?'

' દેવી, સેંકડો સાધુઓમાં કેવી રીતે દેખાય ? પણ આપે ભગવાનનાં દર્શન કર્યાં ?'

' હા...તારા તથાગતને જોઈને મારા ચિત્તમાં એક વીજળી ચમકી છે. આવતી કાલે હુ તારા તથાગતને મળવા જવાની છું.'

' પરંતુ, આવતી કાલે તો આપ આર્ય સુદાસને ત્યાં જવાનાં છો...'

' ઓહ્ . તો આજ રાતે...તારા તથાગતને હું સમજાવવાની છુ. મારા અંતરની વેદના...'

## પ્રકરણ ૩૩ મું : : આશાનાં મોતી

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો નહોતો થયો.

સપ્તભૂમિ પ્રાસાદમાં સેંકડો દીપમાલિકાઓનો પ્રકાશ પથરાઈ ગયો હતો.

નિત્યની માફક સમભૂમિ પ્રાસાદનું વિશાળ અને સુંદર ઉદ્યાન પણ દીપમાલિકાઓથી જાણે હસી રહ્યું હતું.

પ્રાસાદના પ્રાંગણમાં સુવર્ણનો એક રત્નજડિત રથ ઊભો હતો. દેવી અમ્બપાલીને મળવા આવનારા સેંકડો માણસો આજ એક નિશ્વાસ નાખીને પાછા ફરી રહ્યા હતા. કારણ કે વાસતી સહુને કહેતી : ' દેવી, આજ કોઈને નહિ મળે...દેવી ભગવાન તથાગતના દર્શને જવાનાં છે.'

કેવળ રૂપદર્શનથી મનને તૃપ્ત કરનારા સેંકડો માણસો આ જવાબથી નિરાશા અનુભવી વિદાય થવા માંડ્યા.

અને રત્નાભરણુ તેમ જ ઉત્તમ કૌશેય ધારણુ કરીને દેવી અમ્બપાલી માધ્વિકા સાથે ભવનમાંથી બહાર આવી

દીપમાલિકાઓનો પ્રકાશ પણ દેવીના સૌંદર્ય આગળ જાણે તુચ્છ લાગતો હતો. અતિ મૂલ્યવાન વજ્ર, નીલમ, માણિક્ય, મુક્તા, આદિના અલંકારો પણ સાવ ઝાંખા જણાતા હતા જનપદ કલ્યાણી દેવી અમ્બપાલી આજે ભુવનમોહિની બનીને બહાર નીકળી હતી.

'તે માધ્વિકા સાથે રથમાં બેસી ગઈ

રથની આગળ પાછળ વીસ વીસ અંગરક્ષકો મુક્ત તલવાર સાથે અશ્વારોહી બનીને તૈયાર હતા

માધ્વિકાએ રથચાલક તરફ જોઈને કહ્યું 'આમ્રકાનન તરફ'

'જી ..' કહીને રથચાલકે રથને ગતિમાન કર્યો.

ભવનના પ્રાંગણમાં ઊભેલી કેટલીક પરિચારિકાઓએ જયનાદ સાથે શંખધ્વનિ કર્યો અને ઉદ્યાનમાં ઊભા રહી ગયેલા જવાનોએ જનપદ કલ્યાણીનો વિજય પોકાર્યો.

અશ્વારોહી સંરક્ષકો સહિત દેવી અમ્બપાલીનો ભવ્ય સુવર્ણ રથ રાજમાર્ગ પર 'આવી ગયો અને મધ્યમ ગતિએ આગળ વધવા માંડ્યો

નજીકના જ કોઈ ભવનમાંથી પ્રથમ પ્રહર પૂરો થયાની ઝાલરી રણકી રહી હતી.

માધ્વિકાએ દેવી અમ્બપાલીનાં તેજસ્વી નયનો સામે જોઈને કહ્યું. 'દેવી, હજી પણ હું સમજી શકતી નથી કે ભગવાન તથાગત સમક્ષ આપ શું કહેશો?'

અમ્બપાલી આછું હસી અને હસતાં હસતાં જ બોલી: 'માધુ, તને મારા આ અલંકારો ..સુખ . વૈભવ ..પ્રમોદ વગેરે જોઈને એમ થતું હશે કે, જનપદ કલ્યાણી જેવું સુખ ઈન્દ્રની ગણિકા પણ નહિ

ભોગવતી હોય! પરંતુ આ બધું કેવળ મનને છેતરવાનુ એક છળ છે ..માધુ, નર્યું છળ છે... ! આ વૈભવ અને ઊજળી કાયા પાછળ સદાય જલતા અગ્નિ જેવી એક અંતરવેદના મારા ચિત્તને કેવી બાળી રહી છે એ તને ક્યાંથી સમજાય? સુંદર અને સોહામણી કન્યા મળી ...અને છોડવી પડી એનુ શું થયું એ સમાચાર પણ મળી શક્યા નથી ..ચાર દિવસ પહેલાં જ મે ઋષભદાસકાકાને ચંપા મોકલ્યા હતા. ...પદ્મા પરણી ગઈ છે...તારિકા મૃત્યુ પામી છે! સોળ સોળ વર્ષ પછી પુત્રીને મળવાની આશા સાચવી રહેલી માતાના હૈયામાં આથી કેટલુ દર્દ થતું હશે? એવો જ એક સુંદર પુત્ર મળ્યો.. પુત્રના ભાવિ સુખ ખાતર મેં તેને ગજગૃહી મોકલ્યો, માર્ગમાં જ તારા તથાગતના ખપ્પરમા હોમાઈ ગયો! આવા ધૂતારા તથાગત આગળ એક ચિગ-દુખિણી માતા શું નહિ કરી શકે? સંસારમાં કોઈ પણ નારીને પ્રાપ્ત ન થાય તેવા સ્વામી મને મળ્યા...પણ એ દર્દ તો હું પી ગઈ છુ. નારી ઘણુ પચાવી શકે છે ..સંતાનની ઇચ્છા એક માત્ર પચાવી શકતી નથી. તુ જેને ભગવાન કહે છે તે ગૌતમ બુદ્ધને આજ હું એક માતાનું હૃદય બતાવવાની છુ, અને મારા પુત્રને પાછી લાવવાની છુ.' આટલું કહી અમ્બપાલીએ એક હળવો નિશ્વાસ નાખ્યો.

માધ્વિકા સ્થિર નજરે દેવી અમ્બપાલી સામે જોઈ રહી. અમ્બપાલીએ રથના પડદાની જાળી તરફ જોયુ. રથ હજી નગરીમા જ ચાલતો હતો. થોડી પળોના મૌન પછી તે બોલી: 'માધુ, હું સમજું છુ કે તને આશ્ચર્ય થતુ હશે...અસંખ્ય લોકો જેને મહાપુરુષ માને છે તેને હું જરા પણ મહત્ત્વ આપતી નથી...પણ ખરુ કહું તો ગૌતમ બુદ્ધમાં મને કોઈ વિશેષતા દેખાઈ નથી.'

'દેવી, આપની સમક્ષ ભગવાન તથાગતનો પૂરો પરિચય નથી .. તેઓએ પોતાની નવયૌવના પત્ની યશોધરાને અને બાળક રાહુલને સાપ કાંચળી ઉતારે તેમ છોડી દીધા હતાં.'

અમ્બપાલી આછું હસી અને બોલી : 'આ વાત હું જાણું છું. અને એથી જ તથાગત પ્રત્યે મારા ચિત્તમાં કોઈ શ્રદ્ધા નથી. - વિશ્વાસથી બંધાયેલાં બંધન આ રીતે એક ચોર માફક તોડી નાંખવાં એ કેવળ કાયરતા જ નથી, વિશ્વાસઘાત પણ છે ગૌતમે પોતાની સુંદર પત્નીને સમજાવી હોત અને ત્યાગ કર્યો હોત તો તે કંઈક મર્દાનગી ગણાત આ તો પ્રિયતમના સ્વપ્ન કલ્લોલમાં પોઢેલી પ્રિયતમાને માથે રાત ઓઢાડીને છોડી દીધી છે! આમાં કોઈ મહત્તા છે?'

માધ્વિકાનું હૃદય ધ્રૂજી ઊઠ્યું.

રથ નગરીના દક્ષિણ દ્વારમાથી બહાર નીકળ્યો માધ્વિકાએ કહ્યું: 'દેવી, કેટલાક પૂર્વગ્રહો મનને ..'

વચ્ચે જ અમ્બપાલીએ કહ્યુ . 'માધુ, તારી શ્રદ્ધાને હુ ચલિત કરવાનો કોઈ પ્રયત્ન નથી કરતી મારા હૈયામાં કોઈ પૂર્વગ્રહ નથી આ તો તે તથાગતની મહત્તાનુ જે ચિત્ર રજૂ કર્યું તેનો મે જવાબ આપ્યો છે'

'દેવી, ક્ષમા કરજો ભગવાન તથાગત ત્રિકાળજ્ઞાની પણ છે'.

'એનો હુ ઈનકાર નથી કરતી–ઘણા જ્યોતિષીઓ અને નિમિત્તકો પણ ત્રિકાળજ્ઞાની હોય છે...ઘણા ઐન્દ્રજાલિકો પણ મનની વાત વાંચી શકે છે અને લોકોને આશ્ચર્યમાં મૂકે તેવા ચમત્કારો દર્શાવી શકે છે ..એથી એ બધા પૂજનને યોગ્ય નથી ગણાતા.'

માધ્વિકાના મનમા થયુ . દેવીના હૈયામાં ભગવાન તથાગત પ્રત્યે શ્રદ્ધાના અંકુરો નહિ પ્રગટાવી શકાય. તે મૌન રહી

અને આમ્રકાનન પણ આવી ગયુ.

જિતપ્રભ શેઠનુ આમ્ર–ઉદ્યાન અતિ ભવ્ય અને સુંદર ગણાતું હતુ. ઉદ્યાન ફરતી મજબૂત થોરની વાડય હતી, અને ઉદ્યાનમા દાખલ થવાનુ એક મજબૂત કાષ્ઠ દ્વાર હતુ. ઉદ્યાનમાં સેંકડો આમ્રવૃક્ષો હતા પુષ્પ છોડો હતા વેલીઓ, લતામંડપો ને કુંજોની રચના પણ

હતી. ઉદ્યાનના મધ્યમાં બેઠા ઘાટનું એક સુંદર ભવન હતું...જિતપ્રભ શેઠ ગ્રીષ્મ ઋતુમાં પોતાના પરિવાર સાથે આ ઉદ્યાનમાં જ રહેતા હતા.

દ્વાર પાસે રથ અને અશ્વારોહીઓ ઊભા રહી ગયા ..કારણ કે ચાર બૌદ્ધભિખ્ખુઓ દ્વાર બંધ કરીને ઊભા હતા. અને જિતપ્રભ શેઠના ચાર રક્ષકો ઊભા હતા.

સારથિએ કહ્યું : 'મહાશય, દ્વાર ખોલો...દેવી અમ્બપાલી પધાર્યાં છે.'

એક ભિખ્ખુએ કહ્યું : 'ભગવંત અત્યારે કોઈને નહિ મળે ..'

દેવી અમ્બપાલી અને માધ્વિકા રથમાંથી નીચે ઊતરી ગયાં .. માધ્વિકાએ કહ્યુ : 'મહાત્મન, દેવી અમ્બપાલી ભગવાન તથાગતને મળવા આવ્યાં છે.'

'ભદ્ર, સૂર્યાસ્ત પછી સ્ત્રીઓને મળવા આવવાનો નિષેધ છે. દેવીને દર્શને આવવુ હોય તો આવતી કાલે સૂર્યોદય પછી આવે.' બીજા ભિખ્ખુએ શાન્ત ભાવે કહ્યું.

'મારે અત્યારે જ મળવું છે ..અત્યારે શા માટે ન મળી શકાય ?'

'આપ સ્ત્રી છો...'

'તમારા તથાગત સ્ત્રી અને પુરુષને સમાન નથી લેખતા ?'

બૌદ્ધભિખ્ખુ જરા અચકાયો...તે બોલ્યો : 'આર્યે, સાધક માટે સ્ત્રી ભયરૂપ હોય છે..'

'આ અભિપ્રાય કોનો છે ?...પોતાની પ્રિયતમા અને કોમળ ફૂલ જેવા બાળકને અર્ધનિશાએ વિશ્વાસઘાત કરીને ચોર માફક નાસી ગયેલા ગૌતમબુદ્ધનો છે કે આપનો છે?'

'ભદ્રે, પ્રેમ, કરુણા અને શાંતિની મૂર્તિસમા ભગવંતને આપે કદી જોયા નથી. જો આપે જોયા હોત તો આમ કદી ન કહેત'

'સાધુ, મારા સવાલનો આ જવાબ નથી ..તમે દ્વાર ખોલો... હુ અત્યારે જ ગૌતમ બુદ્ધને મળવા માગુ છુ ..એક નારીથી છુપાતા ફરતા અને ડરી ગયેલા કાયર સાધક સમક્ષ હું અત્યારે જ મારા પ્રશ્નનો જવાબ ઇચ્છુ છુ .'

'દેવી, કૃપા કરીને આપ સવારે પધારજો ..આજ્ઞાનુ પાલન કરવુ એ અમારુ કર્તવ્ય છે' એક રક્ષક બોલ્યો.

'મને દિવસના સમય નથી મળનો. હુ અત્યારે જ મળવા ઇચ્છુ છુ ..આવતી કાલે પણ હુ આવીશ તો આ સમયે જ આવી શકીશ, એટલે તમે તમારા તથાગતને મારા આગમનની વાત કરીને આજ્ઞા મેળવી આવો ..હુ અહી ઊભી રહીશ.'

એક ભિખ્ખુએ કહ્યુ. 'ભદ્રે, આપને રાહ જોતાં ઊભા રાખવાં એ ઉચિત નથી કારણ કે નિયમમાં પરિવર્તન થવુ અશક્ય છે!'

અમ્બપાલી ખડખડાટ હસી પડી. અને માધ્વિકા સામે જોઈને બોલી· 'તારા તથાગતનો દભ જોયો? જે માનવી એક નારીથી ડરીને નાસનો ફરે તે કોઈનુ કલ્યાણ ક્યાંથી કરી શકે? નારીથી ડરનારાઓ અને નારીને તુચ્છ માનનારાઓ જે દી ભગવાન કહેવાશે તે દી ભગવાનને પણ શરમાઈને છુપાઈ જવું પડશે ..ચાલ .પાછા જઈએ .'

એ જ સમયે અતિ શાત, અતિ મધુર અને અતિ પ્રભાવશાળી અવાજ આવ્યો. 'ભાગ્યવતી ..ચિત્તને શાંત કર ..તુ તારા પ્રિય અને જ્ઞાનમૂર્તિ અભયજિતને લેવા આવી છે.. પરતુ સૌભાગ્ય-શાલિની, ધૈર્ય એ ઉત્તમ રત્ન છે. તારો પુત્ર તને મળશે. તુ તારા પુત્રને મળીશ' આછા અધકારમા જેમના તેજોમય કાયા ચદ્રના ઉજ્જવળ પ્રકાશ સમી શોભતી હતી તે ભગવાન તથાગત પ્રસન્નસ્વરં ગભીર સ્વરે બોલ્યા.

ભગવાન તથાગત ફરતા ફરતા થોડે દૂર એક આમ્રવૃક્ષ નીચે આવ્યા હતા ..અને આ સંવાદ સાભળીને આ તરફ આવી ગયા .. ચારેય ભિખ્ખુઓ અને રક્ષકો મસ્તક નમાવીને દૂર ખસી ગયા

અમ્બપાલી ગૌતમબુદ્ધનાં તેજોમય વદન સામે જોઈ રહી...માધ્વિ-કાએ મસ્તક નમાવ્યુ.

ભગવંતે કહ્યું. ' અમ્બપાલી, જ્યાં નિર્મળ જ્ઞાન છે ત્યાં નરનારના ભેદને અવકાશ નથી...પરંતુ એ જ્ઞાન સર્વને નથી હોતુ ..અને જ્યાં સુધી વિશુદ્ધ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પરંપરાના કલ્યાણ ખાતર વિધિનિષેધ આવશ્યક બને છે. પ્રિયદર્શિની, ભવિષ્યની પેઢીનો પથ સ્વચ્છ રાખવો એ કોઈ દોષ નથી.. કોઈ કાયરતા નથી.. તારા મનના વિચારો ગમે તે હોય ..પરંતુ એક સત્ય તુ યાદ રાખજે, બંધન બાંધવા સહજ છે...બંધન તોડવાં અતિ દુષ્કર છે..મનમાં રહેલા મોહરૂપી મારને નાથ્યા વગર ત્યાગ કદી સહજ બનતો નથી.'

દેવી અમ્બપાલી કશું કહી શકી નહિ.. ભગવાન તથાગતની અમૃતભરી વાણીમાં તે એટલી મગ્ન બની ગઈ હતી કે ભગવાન તથાગત સામે મુકાબલો કરવાના કોઈ પ્રશ્નો ઊભા જ નહોતા થતા.

કાષ્ઠનાં ચોકઠાવાળુ દ્વાર બંધ હતું ..આમ્રકાનનને સ્પર્શીને વહેતો વાયુ અતિ સુખદ લાગતો હતો ..

ભગવાન તથાગત એવા ને એવા પ્રસન્નભાવે બોલ્યા . 'કલ્યાણી, તારા ચિત્તનો સંશય દૂર ન થયો હોત તો તું અંદર આવી શકે છે .. અભયજિતની ગાથા સૌને નિર્ભય કરી શકવાની શક્તિ ધરાવે છે.. '

અમ્બપાલીએ બે હાથ જોડીને કહ્યું : ' ભગવંત, હું પરમ દિવસે આવીશ...મારા ચિત્તમાં ઘણા પ્રશ્નો જાગ્યા છે..એનુ સમાધાન મળશે તો હુ કૃતાર્થ થઈશ...વિધિનિષેધનો હેતુ મારાથી સમજાઈ ગયો છે...'

અમ્બપાલીએ મસ્તક નમાવ્યુ.

ભગવાન ગૌતમ બુદ્ધે મૃદુ મધુર સ્વરે કહ્યું : 'ધર્મ સદાય તારુ રક્ષણ કરો '

આટલુ કહીને તેઓ તરત પાછા વળી ગયા

ભાવમગ્ન બનેલી અમ્બપાલીએ જ્યારે મસ્તક ઊચુ કરીને દ્વાર તરફ જોયુ ત્યારે પ્રકાશનો અવતાર ચાલ્યો ગયો હતો તેણે માધુ સામે જોઈને કહ્યું : 'ચાલ .'

બને રથમાં બેસી ગયા થોડી જ વારમા રથ નગરી ભણી વિદાય થયો.

થોડે દૂર જતાં જ માધુએ કહ્યુ 'દેવી, ભગવતનાં નયનોમાં અમૃત સિવાય કશુ નહોતુ '

અમ્બપાલી વિચારમાં બેઠી હતી. તેણે કશુ સાંભળ્યું નહિ .. માધુએ ફરી કહ્યુ 'દેવી, ભગવતનાં દર્શનથી આપને સતોષ તો થયો હશે ?'

'સતોષ થયો એમ કેવી રીતે કહી શકુ ? પણ ગૌતમ બુદ્ધનો ચહેરો ન ભુલાય તેવો તો જરૂર છે '

'આપના મનની વાત ભગવતે...'

'નહિ માધુ, એવુ કઈ મને નથી લાગતુ .. પરતુ એટલું અવશ્ય સમજાયુ છે કે મારો અભયજિત મને પાછો મળશે એમના શબ્દોનો આશય કઈક એવો હતો.' અમ્બપાલીએ કહ્યુ.

'હા દેવી. આપની વેદના એમને સ્પર્શી ગઈ લાગે છે.'

'સભવ છે.. અને એમ પણ બને કે .' કહેતાં અમ્બપાલી વિચારમા પડી ગઈ.

'શુ દેવી ?'

'અભયજિત્ માતા વગર રહી ન શકતો હોય...બાળકને

સંભાળવું એ કામ સરળ નથી...' અમ્બપાલીએ મનમાં ઉદ્ભવેલો વિચાર દર્શાવ્યો.

માધ્વિકા કશું બોલી નહિ.

રથ નગરીમા પહોચી ગયો હતો

થોડી વારમાં જ તેઓ સપ્તભૂમિ પ્રાસાદમા આવી ગયાં.

દ્વાર પાસે ઊભેલા રક્ષકોએ દેવીનો જયનાદ બોલાવ્યો.

રથ પ્રાંગણમા ઊભો રહ્યો અને દેવી અમ્બપાલી માધ્વિકાની પાછળ રથમાથી નીચે ઊતરી.

પુત્રને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન જેમ દેવી અમ્બપાલી કરી રહી હતી તેમ, મગધેશ્વર સેણિય બિંબિસાર પણ એટલા જ ખાતર વૈશાલીનો પ્રવાસ ખેડી રહ્યો હતો,

તે અત્યારે વૈસાલીથી દશ કોસ દૂર એક પલ્લીમાં રાતવાસો ગાળી રહ્યો હતો. એના ચિત્તમા પુત્રને પ્રાપ્ત કરવાની ભાવના હતી. તે જ રીતે, પ્રિયતમા અમ્બપાલીને સાથે લઈ જવાની પણ એક આશા જાગી હતી.

આશા એ જ મનનું જાગરણ છે.

એવી જ આશા સુદાસના હૈયામાં રમતી હતી આવતી કાલે સંધ્યા સમયે દેવી અમ્બપાલીનું રૂપ ભવનને ને જીવનને ઉજ્જવળ કરશે... આવતી કાલની રાત જીવનની એક મધુર કવિતા બની જશે.

પાચ લાખ સુવર્ણ મુદ્રાઓના તુચ્છ ઉપહારના બદલામાં મળશે સંસારની સર્વશ્રેષ્ઠ સુંદરીનું મદભર આલિંગન...

આશાનાં મોતી સૌના મનમા રમતા હતા...રડતાં હતા.. ઊછળતા હતા.

આશા કોની ફળશે ? ખરેખર, આશા એ પ્રકાશ નથી પણ અંધકાર જ છે. ઘણી વાર આશાનાં રમતાં માનવી અંધકારમાં જ ભટકતાં હોય છે.

## પ્રકરણ ૩૪ મું : : એક આંચકો !

સુદાસ આજ વહેલી સવારથી પોતાના ભવનને શણગારવાના કામમાં રોકાઈ ગયો હતો

આજ સંધ્યા સમયે સંસારની સર્વશ્રેષ્ઠ સુંદરી આવવાની હતી .. રૂપ, યૌવન અને ઉષ્માનો થાળ લઈને આવવાની હતી

સુદાસના હૈયામાં આશાની ઝાલરી રણકી રહી હતી ..ગઈ રાતે તો તેને નિદ્રા પણ નહોતી આવી ..જ્યારે બાજુની શય્યામાં પોઢેલી કમળના ફૂલ જેવી પદ્મરાણી ઘસઘસાટ સૂઈ ગઈ હતી.

મધરાત પછી સુદાસે પત્નીની આવી નિદ્રા જોઈને એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો તેના મનમાં થયું, કેવળ રૂપ જોઈને મે જબ્બર થાપ ખાધી છે. રૂપ જોયું પણ રૂપની ઉષ્માનો વિચાર સરખો યે ન કર્યો અને એક રૂપાળો પથ્થર મારા ભાગ્યમાં અથડાઈ પડ્યો

આવતી કાલે મારા સદ્‌ભાગ્યનાં ફૂલ સમી અલબેલી અહીં આવવાની છે અને આના ચિત્તને જાણે કશું નથી. કેવી નિરાંત છે .. પદ્મના દેહમાં હૃદય જેવી કોઈ વસ્તુ હશે કે કેમ ! લાગણી, તમન્ના, ઊર્મિ અને ઉષ્મા જેવી અપૂર્વ સંપત્તિનો આ અભાવ શું અલબેલીને જોયા પછી દૂર નહિ થાય ? ના ..ના ..ના...પથ્થર રૂપાળો હોય તો

પણ એ પથ્થર જ હોય છે..એનામાં ચેતનાનો કોઈ અંશ હોતો નથી..'

સુદાસના મનમાં થયું, પદ્મરાણીને જગાડું, અને આ અંગે ચર્ચા કરું...પણ તરત તેના અંતરમને વિરોધ કર્યો...ગઈ કાલે તે ઘણું કહ્યું હતું...પદ્મરાણીના મન પર કોઈ પ્રકારની અસર નહોતી થઈ... નકામો શા માટે હૈયાબળતરા ઊભી કરે છે?

આમ વિચારીને સુદાસ પાછો સૂઈ ગયો.

માનવીની આંખમાં અજ્ઞાનનું આંજણ ઉભરાય છે ત્યારે સત્ય સમજાતું નથી, હિત દેખાતું નથી, વાસ્તવિકતાનો ખ્યાલ પણ આવતો નથી.

સુદાસને પત્નીની કાયામાં અણુએ અણુમાં પુરાયેલી પવિત્રતાનાં દર્શન ન થયાં. તે જે ઇચ્છતો હતો એવી રંગભરી ખુમારી પદ્મરાણી દર્શાવતી નહોતી અને એ જ એના મનની મોટામાં મોટી બળતરા હતી.

જ્યારે પદ્મરાણીના અંતરમાં કોઈ ફરિયાદ નહોતી..તે તનથી, મનથી અને હૈયાથી એવી ને એવી સ્વસ્થ હતી. તે સમજતી હતી કે, 'કોઇ પણ સુખ મળવું એ પૂર્વકર્મના ફળનું જ કારણ છે મારી ઇચ્છા ન ફળે તો મારે શા માટે દુ:ખી થવું જોઈએ?'

એથી જ તે નિશ્ચિંત મનથી નિદ્રાધીન બની ગઈ હતી. આવતી કાલે એક રૂપવતી નારીના આલિંગન ખાતર પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓનું પાણી થઈ જશે એ વાતનું તેને માત્ર એટલું જ દુ:ખ હતું કે જે માર્ગે ધન જવું જોઈએ તે માર્ગે નથી જતું...જો શુભ માર્ગે લક્ષ્મીનો પ્રવાહ વહેતો હોત તો આ ભવ એળે ન જાત!

પણ શું થાય? કામાસક્ત સ્વામીનું હૃદય એટલું જડ બની ગયું છે કે હિતવાણી એના હૈયાને સ્પર્શી શકતી નથી. જેવાં ભાગ્ય!

વહેલી સવારે સુદાસ શય્યાત્યાગ કરીને ઊભો થયો ત્યારે તે જોઈ શક્યો કે પદ્મરાણી નીચે ધરતી પર એક આસન બિછાવીને બેઠી છે અને નવકારની આરાધના કરી રહી છે

સુદાસનુ મન બોલી ઊઠ્યુ 'ભગતડી! હૃદયવિહોણી! પથ્થરની પ્રતિમા!'

તે સડસડાટ બહાર ચાલ્યો ગયો

હમેશાં સૂર્યોદય પછી ઊઠનારો સુદાસ આજ આટલો વહેલો બહાર નીકળ્યો એ જાણીને ભવનનાં દાસદાસીઓ પણ ભારે આશ્ચર્યમાં પડી ગયાં

અને સુદાસે દેવી અમ્બપાલીના સ્વાગત અંગેની તૈયારી કરવા માંડી છેક મધ્યાહ્ન થયો ત્યારે તે ભોજનગૃહમાં ગયો પદ્મરાણી રાહ જોઈ રહી હતી. સુદાસે પત્નીને જોઈને કહ્યું. 'પદ્મ, તું તો મહેમાન જેવી બની ગઈ છે'

'કેમ?'

'મારા કાર્યમાં જરાય સાથ નથી આપતી...પણ તુ સાથ નહિ આપે એથી પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓ બચી નહિ શકે' સુદાસ પાટલા પર બેઠો

પદ્મરાણી કશો ઉત્તર ન આપતાં ભોજન સામગ્રી પીરસવા માંડી મનોરમા બહાર ઊભી હતી અને પદ્મરાણીને ખબર ન પડે તે રીતે બન્ને વચ્ચે શી વાત થાય છે તે સાંભળવા મથતી હતી. પદ્મરાણીએ કશો જવાબ ન વાળ્યો, એથી મનોરમાના મનને ભારે ચિંતા થઈ. તેને થયુ, આ નારી પથ્થર જેવી છે કે કંઈ પણ સમજતી નથી?

ભોજનનો પ્રથમ ગ્રાસ લેતાં પહેલાં સુદાસે કહ્યું: 'મારા પ્રશ્નનો ઉત્તર ન મળ્યો ..'

'ઉત્તર આપવા જેવો પ્રશ્ન જ ક્યાં છે? પત્નીની મર્યાદાને

શોભે એવુ કોઈ પણ કાર્ય આપે આપ્યુ જ નથી. પછી સહકારનો સવાલ જ ક્યાં રહે છે?'

'ઓહ્ ! મારા મનમાં હતુ જ કે, તારો સાથ નહિ મળે ..'

'પુરુષ હમેશાં સ્ત્રીનો દોષ કાઢે છે...પણ જો પ્રમાણિકપણે વિચારીએ તો પુરુષના દોષોને પચાવવા માટે જ સ્ત્રીને જીવનભર મથવું પડે છે' પદ્મરાણીએ એક મિષ્ટાન્ન થાળીમાં મૂકતાં કહ્યું.

'તો તુ મારુ એક કામ કરીશ?'

'કહો ..'

'દેવી અમ્બપાલી આવે ત્યારે તારે ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરીને એના સ્વાગત માટે તૈયાર રહેવાનુ છે'

'જરા થાળી સામે નજર કરો. આમ, વાતોમાં ખાવાનુ ભૂલી જશો તો...'

'મારી વાતનો .'

'કોઈ પણ અતિથિનો આદરભર્યો સત્કાર કરવો એ ગૃહિણીનું કર્તવ્ય હોય છે. આપ નિશ્ચિંત રહો...હું આપના ગૌરવને જરાયે ખંડિત નહિ થવા દઉં.'

'આશ્વાસન મળ્યુ, પ્રિયે...' કહી સુદાસે ભોજન કાર્યમાં ચિત્ત પરોવ્યુ.

બહાર ઊભેલી મનોરમાને આ વાર્તાલાપ ગમ્યો નહિ. તે ઇચ્છતી હતી કે બન્ને વચ્ચે એકાદ વિસ્ફોટ થઈ જાય તો સારુ. આમ બને તો જ સુદાસના અંતરમાં ગુપ્ત ભાવે પડેલુ આકર્ષણ નષ્ટ થઈ જાય. પરંતુ પદ્મરાણી ભારે વિચિત્ર છે. જેટલી નાની છે એટલી ભોંમાં સમાયેલી હોય એમ લાગે છે

ત્યાં સપ્તભૂમિ પ્રાસાદમાં દેવી અમ્બપાલીએ ભોજન પછી સ્વલ્પ

આરામ લઈને તરત માધ્વિકાને કહ્યું : 'માધુ, ક્ષત્રિયકુંડ ગ્રામ જવાની તૈયારી કર.'

'પરંતુ હજી ઘણી વાર છે આપે તો સંધ્યા સમયે આર્ય સુદાસને ત્યાં પહોંચવાનું છે'

'મને ખબર છે. પરંતુ મારું ચિત્ત અભયજિતના વિચારોમાંથી જરાયે નિવૃત્ત થતું નથી. એટલે આપણે વહેલાં નીકળીએ'

'જેવી આજ્ઞા..' કહી માધ્વિકા તૈયારી માટે ચાલી ગઈ

મધ્યાહ્ન પર એકાદ ઘટિકા વીતી હશે અને જનપદ કલ્યાણીએ સુવર્ણના બંધ રથમાં માધુ અને પ્રજ્ઞા સાથે બેસીને પ્રસ્થાન કર્યું.

અશ્વો તેજસ્વી હતા ચારેક કોસ જવાનું હતું. સાથે કોઈ રક્ષકોને લેવામાં આવ્યા નહોતા. ચિત્તને શાંત કરવા અન્યત્ર વાળવાના એક જ આશય સાથે દેવી અમ્બપાલીએ ધાર્યા કરતાં ઘણું વહેલું પ્રસ્થાન કરી વાળ્યું હતું.

તેના મનમાં એક બીજી ઇચ્છા પણ હતી કે સુદાસને ત્યાં માત્ર સાયભોજન કરીને થોડી જ વારમાં પાછા ફરવું કારણ કે આવતી કાલે વહેલી સવારે તે આમ્ર ઉદ્યાનમાં જવા ઇચ્છતી હતી.

બીજી તરફથી, ભગવાન તથાગત પોતાના શિષ્યો સહિત ક્ષત્રિય-કુંડ ગ્રામથી માત્ર એક કોસ દૂર આવેલા દેવપલ્લીમાં ગયા હતા દેવપલ્લીનો શ્રેષ્ઠી કાર્તિકચંદ્ર ભગવાન બુદ્ધનો પરમ ભક્ત હતો. એની ભાવનાને સત્કારવા અર્થે જ ભગવાન તથાગત દિવસના પ્રથમ પ્રહરે ત્યાં પહોંચી ગયા હતા અને સંધ્યા પહેલાં જ તેઓ પાછા ફરવાના હતા.

ક્ષત્રિયકુંડ ગ્રામ અને આસપાસનાં અન્ય ગામો પર જૈનદર્શનનો જબ્બર પ્રભાવ હતો. ક્ષત્રિયકુંડ ગ્રામમાં તો એક પણ બુદ્ધભક્ત મળી શકે તેમ નહોતો..માત્ર દેવપલ્લીનો શ્રેષ્ઠી ધંધાર્થે વૈશાલીમાં

રહેતો હતો અને પોતાના ભવનને પાવન કરવા અર્થે ભગવાન તથાગતને લઈ આવ્યો હતો.

દેવી અમ્બપાલીનો રથ વાયુ વેગે જતો હતો. દેવી અમ્બપાલીએ આજ સપ્તરંગી કૌશેયનું કમ્મર પટ્ટક, આછા પીત્તવર્ણના ચળકતા કૌશેયનો કંચુકીબંધ અને મેઘધનુષ્યના રંગો વડે શોભતું ઉત્તરીય ધારણ કર્યું હતું. મસ્તકના કેશ કમલાકાર ગૂંથ્યા હતા. અને નવ રત્નો વડે શોભતી દામિની દિવ્ય તેજ બિછાવી રહી હતી.

એ જ રીતે કટિમેખલા પણ નવ રત્નો વડે મઢેલી હતી, અને ઉભરાતા યૌવનને જાણે સંભાળવાનો પ્રયત્ન કરી રહી હતી.

કંઠમાં શોભતો નવરત્નમંડિત હાર ભારે તેજસ્વી જણાતો હતો. અને નવ રંગોથી મઢેલાં કિરણો વેરી રહ્યો હતો.

આમ, જનપદ કલ્યાણીએ ધારણ કરેલા સઘળા અલંકારો નવ રત્નોથી મઢેલા હતા ..કપાળ પરનો ચંદ્રક પણ ઊગતા સૂર્યનાં નવરંગી કિરણો બિછાવતો હોય એમ લાગતો હતો.

દેવી અમ્બપાલીએ આવું વિશ્વવિમોહન રૂપ છેલ્લાં કેટલાય વરસોથી ધારણ કર્યું નહોતું. જોનારને એમ જ લાગતું કે કોઈ નવોઢા અલબેલી નાર સમગ્ર સંસાર પર રાજ કરવા વિહરી રહી છે!

ક્ષત્રિયકુંડ તરફ જતા વૃક્ષઘટાવાળા માર્ગે રથ તીર વેગે જઈ રહ્યો હતો.

માધ્વિકાના અંતરમાં દેવીનું આજનું રૂપ જોઈને અનેક પ્રશ્નો ઊભા થતા હતા...પરંતુ તે કોઈ પ્રશ્નનું સમાધાન શોધી શકતી નહોતી. તેના મનમાં એમ જ હતું કે દેવી કોઈ દિવસ કોઈ પણ પુરુષને મળવા આવી રીતે આજ પર્યંત ગયાં નથી...આજ એમને શું થયું હશે? જેનું મન પોતાના સ્વામીની સ્મૃતિઓથી કદી વેગળું બન્યું નથી તે આજ કઈ આશા સાથે આટલા શૃંગાર સજી શક્યું હશે?

ખરેખર, માધ્વિકા મનથી ભારે પરેશાન થઈ રહી હતી. અમ્બપાલી બંધ રથની જાળી વાટે માર્ગ પર દેખાતાં વૃક્ષો તરફ જોઈ રહી હતી. બહારનાં વૃક્ષો પાછળ કઈ કલ્પના એના ચિત્તને તન્મય બનાવી રહી હતી તે માધ્વિકાથી સમજાતુ નહોતુ.

લગભગ અર્ધ માર્ગે પહોંચ્યા પછી માધ્વિકાથી આ પ્રકારનું મૌન અસહ્ય થઈ પડતાં તેણે મૃદુ સ્વરે કહ્યું: 'દેવી, વર્ષોથી આપની સાથે રહી હોવા છતાં ..'

'હુ વૃદ્ધ નથી લાગતી, એમને?' અમ્બપાલીએ મધુર હાસ્ય સહિત પ્રશ્ન કર્યો.

'ના ..અવસ્થાથી તો આપ પર લાગો છો ..મને તો એ જ આશ્ચર્ય થાય છે કે આવા દીર્ઘ પરિચય પછી પણ હુ આપના મનને પારખી શકી નથી.'

'માધુ, પોતાના મનને જ્યા પારખવુ અશક્ય છે ત્યાં અન્યના મનને કોણ પારખી શકે? પણ અત્યારે તને કેવળ આ પ્રશ્ન કેમ જાગ્યો? શુ તને મારા મનમાં કોઈ અકલ્પનીય વસ્તુ દેખાય છે?'

'કઈક એવું જ.'

'સકોચ શા માટે રાખે છે? તને તો મે સખી માની છે. કહે'

'આપ કોઈ દિવસ કોઈ પણ પુરુષને આ રીતે મળવા ગયાં નથી. આજ...'

વચ્ચે જ અમ્બપાલી ચિત્તને હલબલાવે એવુ હસી પડી અને બોલી 'માધુ, હુ કોઈ પુરુષને મળવા તો જતી જ નથી.'

'ત્યારે આપણે ક્યાં જઈએ છીએ?'

'એક રૂપના પ્યાસીને કેવળ રૂપનુ દર્શન કરાવવા જઉં છું. સુદાસ હમેશ મને મળવા આવતો અને મૌનભાવે મને જોઈને

ચાલ્યો જતો...સહુની માફક એ પણ ભેટ મૂકી જતો ..મને એના મૌનભાવ પ્રત્યે હમદર્દી પ્રગટી અને તું જાણે છે કે એથી જ મે એના નિમત્રણનો સ્વીકાર કર્યો. એ શું ઇચ્છે છે તે તું જાણે છે?'

'ના ..પરંતુ, આપ એક રાત્રિ ..'

'દીવાની નહિ તો...! યુવરાજ જયકીર્તિ સાથે ગાળેલી રાત્રિઓ હુ ભૂલી શકું એવી યોગિની નથી...છતાં હુ એક રાત રહેવા આવીશ એમ મે કહેલું...સુદાસે કેવળ એક આલિગનની જ યાચના કરેલી..'

'આલિગન ?'

'હા . આલિગન તો એ મિત્રો વચ્ચે હોય છે, માતા–પુત્ર વચ્ચે હોય છે, ભાઈ–બ્હેન વચ્ચે...'

માધ્વિકા અવાક્ બનીને દેવી અમ્બપાલી સામે જોઈ રહી

રથ નક્ષત્રવેગે જતો હતો. પ્રજ્ઞા શાંત ભાવે એક ખૂણામાં બેઠી હતી.

પરતુ દેવી અમ્બપાલીને એ ખબર નહોતી કે તે સમયે પોતાના સર્વસ્વનો માલિક મગધેશ્વર સપ્તભૂમિ પ્રાસાદમાં ગુપ્તવેશે આવી ગયો છે ! જો તેને આવી સહેજ ઝાંખી થઈ હોત તો તે કદાચ સુદાસના આજના ઉત્સાહને રઝળાવી દેત !

બિબિસાર અને ધનજય દિવસના પ્રથમ પ્રહર પછી જ વૈશાલીમાં આવી ગયા હતા. બિંબિસારની ઇચ્છા સીધા સપ્તભૂમિ પ્રાસાદ પર જવાની હતી, પરંતુ ધનજય ઇચ્છતો હતો કે પ્રથમ પાંથશાળામાં સ્નાનાદિથી નિવૃત્ત થઇ, જરા વિશ્રામ લઈ પછી દેવીને મળવા જવુ.

એટલે બને એક પાથશાળામા ઊતર્યા...સ્નાન ભોજનાદિથી નિવૃત્ત થઈ બનેએ થોડી વાર વિસામો લીધો. ત્યાર પછી ધનંજયે બને અશ્વોને પાંથશાળાના જ એક દાસ મારફત ધમારવા મોકલી આપ્યા. ત્યાર પછી બને ગુપ્ત વેશે સપ્તભૂમિ પ્રાસાદમાં ગયા.

પ્રાસાદના દ્વારપાળોએ બંનેને અંદર પ્રવેશ કરતા અટકાવ્યા એટલે ધનંજયે માધ્વિકા અથવા તો વસંતિકાને બોલાવવાની વિનંતિ કરી.

થોડી જ વારમાં વસંતિકા આવી ગઈ..ધનંજયે તેને એક તરફ બોલાવી અને પરિચય આપ્યો અને વસંતિકા ઘણા જ આદર સહિત બંનેને અંદર લઈ ગઈ.

એક ખંડમાં ગયા પછી મગધેશ્વરે કહ્યું. 'દેવી શું કરે છે?'

'એ તો થોડી વાર પહેલાં જ બહાર ગયાં છે...'

'બહાર'

'હા મહારાજ...ક્ષત્રિયકુંડ ગ્રામના આર્ય સુદાસના નિમંત્રણના અંગે...'

'એટલે દેવી ક્ષત્રિકુંડ ગ્રામ તરફ ગયાં છે?'

'હા. ગામથી થોડે દૂર આર્ય સુદાસનુ ભવન છે...'

'દેવી પાછાં ક્યારે આવશે?'

'કદાચ આવતી કાલે સવારે..' વસંતિકાએ કહ્યું.

'ઓહ, ત્યારે તુ એક કામ કર...બે અશ્વો તૈયાર કરાવ અને એક દાસને સાથે મોકલ..જેથી અમે તત્કાળ આર્ય સુદાસના ભવન પર જઈ શકીએ.' બિંબિસારે કહ્યું

અને એકાદ ઘટિકા પછી એક દાસી સાથે મગધેશ્વર અને ધનંજય તેજસ્વી અશ્વો પર બેસીને આર્ય સુદાસના ભવન તરફ વિદાય થયા.

આ સમયે દેવી અમ્બપાલીનો રથ આર્ય સુદાસના ભવનમાં દાખલ થયો હતો. આર્ય સુદાસનાં દાસદાસીઓ ભારે ગભરાટમાં પડી ગયાં હતાં કારણ કે આર્ય સુદાસ એક રત્નહાર લેવા પોતાના જૂના ઘેર ગયો હતો...

મનોરમા ચતુર હતી. દેવી અમ્બપાલીનો રથ ઊભો રહ્યો કે તરત તેણે ઘણા જ ભાવ સાથે સત્કાર કર્યો.

માધ્વિકાએ પ્રશ્ન કર્યો. 'આર્ય સુદાસ...'

'મહાદેવી સંધ્યા સમયે આવવાનાં હતાં એટલે તેઓ દેવીના સત્કારની તૈયારી અર્થે કંઈક વસ્તુ લેવા ગામમાં ગયા છે...હમણા જ આવી પહોંચશે...' કહી મનોરમાએ મહાદેવી તરફ જોઈને કહ્યું : 'મહાદેવી, આપ ભવનમાં પધારો...'

અમ્બપાલી, માધ્વિકા અને પ્રજ્ઞા રથમાંથી નીચે ઊતર્યાં.

પદ્મસુંદરી નીચેના જ એક ખંડમાં બેઠી હતી. હજી તેણે અલંકારો ધારણ નહોતા કર્યા...માત્ર વસ્ત્રો જ બદલાવ્યાં હતાં.

અને તેની કલ્પનામાં પણ નહોતુ કે દેવી અમ્બપાલી આ રીતે બહુ વહેલાં આવી પહોંચશે!

મનોરમા સાથે દેવી અમ્બપાલીએ નીચેના ખંડમાં પ્રવેશ કર્યો ...એ ખંડમાં જ પદ્મરાણી એક આસન પર બેઠી હતી...અમ્બપાલીની નજર પદ્મરાણીના સ્વર્ગીય રૂપ પર પડી અને તેણે ધીરેથી મનોરમાને પ્રશ્ન કર્યો : 'કોણ છે?'

'આર્ય સુદાસનાં પત્ની.' મનોરમાએ કહ્યું.

અમ્બપાલી બે ડગલાં પાછી ખસી ગઈ...શું આર્ય સુદાસ આવી સર્વશ્રેષ્ઠ સુંદરીનો સ્વામી છે? અને આ નિમંત્રણ પાછળ મારા અપમાનનો જ હેતુ રાખ્યો છે? શું સુદાસ એમ બતાવવા માગે છે કે જનપદ કલ્યાણી જે રૂપનો ગર્વ ધારણ કરી રહી છે તે રૂપ તો કોઈ વિસાતમાં નથી. .એ રૂપ કરતાંયે અનંતગણું રૂપ મારા ભવનમાં છે!

આ કલ્પના મનમાં આવતાં જ અમ્બપાલી કંપી ઊઠી...અને તરત તે પાછી વળી...

મનોરમા દોડતી પાછળ ગઈ અને બોલી : 'દેવી...આપ બિરાજો..'

'સુદાસને આવવા દે ..ત્યાં સુધી હુ ભવનના ઉપવનમાં જ રહીશ .' દેવી અમ્બપાલીએ કહ્યું અને તે ખડ બહાર નીકળી ગઈ.

પદ્મસુદરી કશુ સમજી શકી નહોતી ..તે અવાક્ બનીને એમ ને એમ બેસી રહી હતી.

અમ્બપાલીના મનમાં આ રૂપ જોઈને અનેક વિચારો જ્વાળામુખી માફક ઊછળી રહ્યા હતા...તે પ્રાંગણમાં આવી. અને ઉપવન તરફ જવા માંડી

એ જ સમયે સુદાસનો રથ ઉપવનના મુખ્ય દ્વારમાં દાખલ થયો.

## પ્રકરણ ૩૫ મું : : બુદ્ધં શરણં ગચ્છામિ

ભવનની સોપાનશ્રેણી ઊતરીને જનપદ કલ્યાણી ઉપવન તરફ વળી. દેવીનો ચહેરો જોઈને માધ્વિકા કે પ્રજ્ઞા કશું કલ્પી શકી નહિ.. મનોરમા તો અવાક્ બનીને ઊભી જ રહી તેના મનમાં એમ જ થતું હતું કે દેવીનું કંઈ અપમાન થયું હશે? દેવીને જોઈને પદ્મરાણી ઊભાં જ નહોતાં થયા કે આદરભર્યું કશું બોલ્યાં નહોતાં. એથી તો દેવીને દુ:ખ નહિ થયું હોય ને?

સુદાસનો રથ જ્યારે નજીક આવ્યો અને તે રથમાંથી નીચે ઊતર્યો ત્યારે તેની નજર ઉપવન તરફ જઈ રહેલ સૌન્દર્યમૂર્તિ દેવી અમ્બપાલી તરફ ગઈ અને તે ભારે આશ્ચર્યમાં પડી ગયો દેવી એકલા ઉપવન તરફ કેમ જતાં હશે? તેઓ સંધ્યા વખતે આવવાનાં હતાં અને વહેલાં કેમ આવ્યાં હશે?

માધ્વિકા અને પ્રજ્ઞા કશો નિર્ણય ન કરી શકવાના કારણે દેવીની પાછળ પાછળ ચાલતાં થયાં...

મનોરમા અને અન્ય દાસદાસીઓ આશ્ચર્યવિમૂઢ બનીને ઊભાં હતાં.. સુદાસે મનોરમાને પ્રશ્ન કર્યો · 'દેવી અમ્બપાલી..'

વચ્ચે જ મનોરમા બોલી : 'શેઠજી, મેં એમનું સ્વાગત કર્યું હતું...ખંડમાં આવ્યા હતાં અને એકાએક પાછાં વળી ગયાં...'

'ઓહ્ !' કહીને સુદાસ ઉતાવળે પગલે ઉપવન તરફ ગયો.

અમ્બપાલીના મનમાં એક જ વાત વસી ગઈ હતી કે સુદાસે મને ઝાંખી પાડવા જ બોલાવી છે..જેના ભવનમાં આવી સુદર અર્ધાંગના હોય તે કોઈ કાળે અન્ય નારીમાં આસક્ત થઈ શકે નહિ. મારા રૂપનુ.. મારા ગૌરવનુ અને મારી ભાવનાનુ આવુ અપમાન કદી કોઈએ કર્યું નથી ચદ્ર કરતાંયે વધારે સુદર. સૂર્ય કરતાંયે તેજસ્વિની .જલધિ–કરતાયે ગભીર...ના ના મારા અપમાન સિવાય બીજુ કોઈ કારણ નથી .

આવા અનેક વિચારો વચ્ચે લગભગ ભાન ભૂલી ગયેલી જનપદ કલ્યાણી એક કદબ વૃક્ષ નીચે પહોંચી ગઈ..

થોડી જ વારમાં માધ્વિકા અને પ્રજ્ઞા ત્યાં પહોંચી ગયાં. અને માધ્વિકા કઈ પ્રશ્ન કરે તે પહેલાં જ ઉતાવળી ગતિએ આવી રહેલા સુદાસનો સ્વર અથડાયો . 'દેવી. મારા જીવનની આશા .'

અમ્બપાલીએ સુદાસ સામે નજર કરી...

સુદાસ નજીક આવ્યો અને બોલ્યો : 'દેવી, ક્ષમા કરજો...હુ જરા મારા જૂના ઘેર ગયો હતો...આપ ભવનમા પધારો...'

'સુદાસ, તે મને શા માટે નિમત્રણ આપ્યુ હતુ ?'

જનપદ કલ્યાણીનો અવાજ સાંભળીને સુદાસ કશુ ન સમજાય એવા ભાવે અમ્બપાલી સામે જોઈ રહ્યો.

'હવે હુ તારુ નિમત્રણ નહિ સાચવુ..'

'પરતુ, મારો અપરાધ ?' સુદાસના હૈયા પર જાણે વજ્ર પડ્યુ.

અમ્બપાલીએ કહ્યુ · 'અપરાધની ચર્ચા કરવાનો મારી પાસે સમય નથી '

'તો આપ ભવનમાં પધારો ..હું આપનુ સ્વાગત કરી શકું... આપની...'

'સુદાસ, હું તારા ભવનમાં નહિ આવી શકું...'

'દેવી, હુ તો બહાર ગયો હતો...મને કશી ખબર નથી...મારી દાસી મનોરમાએ ..'

'કોઈ દાસીએ મારુ અપમાન નથી કર્યું...'

'તો મારા પર કૃપા કરો...મારા હૈયામાં પ્રગટેલો આશાદીપ આ રીતે...'

વચ્ચે જ અમ્બપાલીએ કહ્યું : 'તુ શું ઇચ્છે છે?'

'આપ મારા ભવનમાં પધારો. .આપને સત્કારવાનો મને લહાવ લેવા દો...'

અમ્બપાલી વિચારમાં પડી ગઈ...એના મનમાં એક વિચિત્ર પ્રશ્ન જાગૃત થયો. સુદાસે કરેલા અપમાન પાછળ કેટલું સત્ય છે એ જાણવાના આશયથી તે બોલી :

'એક શરતે હુ તારા અતિથ્યનો સ્વીકાર કરી શકીશ.'

'આપની કોઈ પણ શરત મારે મન આજ્ઞારૂપ હશે...આપ ઇચ્છશો તો પાંચના બદલે દસ લાખ સુવર્ણ મુદ્રાઓ હું આપના ચરણમાં બિછાવીશ.' સુદાસે વિનમ્ર ભાવે કહ્યુ.

'સુવર્ણ મુદ્રાઓ ? સુદાસ, મારા ભંડારમાં કોટિકોટિ સુવર્ણ મુદ્રાઓ છે...મને એક પણ સુવર્ણ મુદ્રાની જરૂર નથી...'

'ત્યારે ?'

'તારી પત્ની અતિ રૂપવતી છે, કેમ?'

'આપની હરોળમાં ન આવી શકે, દેવી...છતાં, આપ એને જોઈ શકશો.'

'મે એને જોઈ છે...એને જોઈને જ હુ પાછી વળી છુ.'

'એણે આપનુ અપમાન તો નથી કર્યું ને?'

'એ પ્રશ્ન સાથે મારી શરતને કોઈ સબધ નથી.. જો તુ મને તારા ભવનમાં સત્કાર ઇચ્છતો હોય તો તારે એક કામ કરવુ પડશે ..'

'આજ્ઞા કરો...'

'તારી પત્નીનુ મસ્તક મારા ચરણમાં મૂકવુ પડશે.' અમ્બપાલીએ મક્કમ સ્વરે કહ્યું.

સુદાસ એ પળ માટે અસ્વસ્થ બની ગયો.

અમ્બપાલીએ આછા હાસ્ય સહિત કહ્યું. 'સુદાસ, તારાથી નહિ બને, હુ હવે જઈશ'

તરત સુદાસ મમતાભર્યા સ્વરે બોલી ઊઠ્યો .. 'આપની શરત મજૂર છે .. આપ ભવનમાં આવો...મારી પત્નીનુ મસ્તક આપનાં ચરણમાં મૂકીને હુ આપનુ સ્વાગત કરીશ.'

'એમ નહિ ..'

'ત્યારે?'

'તારી પત્નીને બહાર લાવ ..તારા હાથે જ એનુ મસ્તક અલગ થવુ જોઈએ પછી હુ તારી સાથે આવીશ.'

'બીજી કોઈ શરત?'

'આ શરત પસદ ન પડી?'

'આ શરત તો માન્ય કરુ છુ. એ સિવાય વધારાની કોઈ શરત.. ...'

'નહિ, પ્રિય સુદાસ. .આ સિવાય મારી બીજી કોઈ શરત નથી.'

તરત સુદાસ ભવન તરફ ગયો.

માધ્વિકા અને પ્રજ્ઞા અવાક્ બનીને આ વાત સાંભળી રહ્યાં હતાં..માધ્વિકાએ કહ્યુ. 'દેવી, સ્ત્રીહત્યાનુ આવુ ઘોર પાપ..'

'તું નહિ સમજે, માધુ...આજ મારા હૈયામાં મને પણ ન સમજાય એવી જવાળા પ્રગટી છે...જે નારી મારા ગૌરવને...મારા રૂપને અને મારા યૌવનને ઝાંખુ પાડે તે નારીને હુ આજ સહી શકુ એ સ્થિતિમા નથી.' અમ્બપાલીએ કહ્યું.

માધ્વિકા કાંઈ કહેવા જાય તે પહેલાં જ ભગવાન તથાગત સુદાસના ઉપવનમાં દાખલ થયા...એમની સાથે એમના પાંચ શિષ્યો હતા...માધ્વિકાની નજર એ તરફ જતાં જ તે પળભર માટે સ્થંભિત બની ગઈ...ત્યાર પછી બોલી: 'દેવી, આ તરફ જુઓ.. ભગવાન તથાગત પધારે છે...સાથે છે પ્રિય અભયજિત...'

'અભયજિત!' અમ્બપાલીના ચહેરા પર હર્ષનો પ્રકાશ ઉભરાઈ ગયો...તેણે શાંત ભાવે આ તરફ આવી રહેલા ભગવાન તથાગત સામે જોયુ...તેનુ મસ્તક આપોઆપ નમી પડ્યુ...તેના બને કોમળ હાથ બિડાયેલા કમળ માફક અંજલિબદ્ધ થઈ ગયા.

માધ્વિકા અને પ્રજ્ઞા તો ત્યા જ ધરતી પર મસ્તક મૂકીને ઢળી પડ્યા.

ભગવાન તથાગતે લગભગ પાસે આવીને કહ્યું. 'ધર્મ તારું રક્ષણ કરે, જનપદ કલ્યાણી! સાધુ અભયજિત મારી સાથે જ છે. પરંતુ, હવે તે તને કેવી રીતે મળી શકે?'

'કેમ, ભગવંત?'

'રૂપ, ઐશ્વર્ય, અજ્ઞાન અને ગર્વના કારણે આજ તુ શુ કરી રહી છે તે જાણે છે?'

અમ્બપાલી પ્રશ્નભરી નજરે ભગવાન બુદ્ધ સામે જોઈ રહી.

ભગવાન બુદ્ધે મૃદુ મધુર સ્વરે કહ્યું : ' કલ્યાણી, તુ જેનું મસ્તક પૂચ્છે છે તે કોણ છે ? સોળ વરસ પહેલાં માત્ર ત્રણ મહિનાની ત્યાગેલી, તારા ઉદરમાં પોષાયેલી તારી પ્રિય કન્યા છે...'

' મારી કન્યા ? ' પ્રશ્ન સાથે જ અમ્બપાલીનુ હૈયું ધ્રુજવા માંડ્યુ.

તેણે ભવન તરફ નજર કરી...સુદાસ એક હાથમાં તલવાર અને એક હાથમાં પત્નીનો હાથ પકડીને આ તરફ આવતો હતો.

અમ્બપાલીએ રાડ પાડી : ' સુદાસ ..તલવાર ફેંકી દે...પદ્મા .. મારી પદ્મા...માધુ...તુ સત્વર સુદાસ પાસે જા ..પદ્માને અહી લઈ આવ...ઓહૂ ! '

ભગવાન તથાગત તરત બોલ્યા : ' ભાગ્યશાલિની, સંસાર આવો જ છે અજ્ઞાનથી અંધ બનેલાં કશુ જોઈ શકતાં નથી...આ તારી પુત્રી છે...પરંતુ તારા હૈયામાં એ સત્ય ન વધ્યુ કે તુ પ્રત્યેકની માતા છે .'

' ભગવંત...ભગવંત ..મને પ્રાયશ્ચિત્ત આપો...મને આ અજ્ઞાનમાંથી બચાવો...મને...' કહેતાં કહેતાં અમ્બપાલીનો સ્વર રૂંધાઈ ગયો.

ભગવંતે પ્રસન્ન દૃષ્ટિએ જ અમ્બપાલી સામે નજર કરી...ત્યાં આશ્ચર્યથી અવાક્ બનેલો સુદાસ પદ્મરાણી સાથે આવી પહોંચ્યો. ભગવાન તથાગતને જોઈને તેના સઘળા ભાવો શમી ગયા...તે બે હાથ જોડીને ઊભો રહ્યો.

ભગવાન તથાગતે સુદાસ સામે જોઈને કહ્યું : ' સુદાસ, યૌવન, આવેશ, લક્ષ્મી અને સત્તા અતિ ચંચળ હોય છે. તારી પત્ની અન્ય કોઈ નથી, દેવી અમ્બપાલીની પુત્રી છે. તારિકાએ એનુ પાલન કર્યું હતુ. એક મહાઅપરાધમાંથી મા બચી ગઈ. તુ પણ બચી ગયો.. '

અમ્બપાલી કરુણ સ્વરે બોલી ઊઠી : ' કૃપાવતાર, મને પ્રાયશ્ચિત્ત આપો.'

' ભાગ્યવતી, તારાં અશ્રુમાં જ તારુ પ્રાયશ્ચિત્ત પડ્યુ છે...'

' નહિ પ્રભુ.. આ પાપિનીનો ઉદ્ધાર કરો. અજ્ઞાનના કાદવમાંથી મને મુક્ત કરો. ભગવંત, મને શરણુ આપો.. ' કહીને અમ્બપાલી ભગવાન તથાગતનાં ચરણોમાં ઢળી પડી. એના કેશમાં ભરાયેલું રક્તકમળનું એક પુષ્પ વિખૂટું પડીને ભગવંતનાં ચરણકમળ પર જઈ પડ્યુ.

પદ્મસુંદરી આશ્ચર્યભરી નજરે પોતાની મહાન માતા સામે જોઈ રહી હતી.

અમ્બપાલીએ અતિ કરુણ સ્વરે કહ્યું : ' ભગવંત, મને અભય આપો...આજ હું મારું જે કંઈ છે તે સઘળું આપનાં શ્રીચરણમાં સમર્પિત કરું છું.'

' મને વિશ્વાસ હતો. અભયજિતની માતા અસામાન્ય છે. ભદ્રે, તારું સમર્પણ સંઘનુ ગૌરવ બનશે. તારુ પ્રાયશ્ચિત સંસારની પ્રત્યેક નારી માટે વિજયધ્વજ સમું બનશે. આજથી અભયજિત તને મળી ગયો. તુ અભયજિતને મળી ગઈ...'

ભગવાન બુદ્ધના પાંચેય શિષ્યો બોલી ઊઠ્યા :

બુદ્ધં શરણં ગચ્છામિ.
ધમ્મં શરણં ગચ્છામિ.
સંઘં શરણં ગચ્છામિ.

આ મહાગાનમાં અભયજિતનો કોમળ મધુર સ્વર માતાના હૈયામાં નવી ચેતના બિછાવી રહ્યો હતો.

માતા અંતરના ઊંડાણમાં જાણે ઊતરીને એમ ને એમ પડી હતી...

અને એ જ વખતે એક દાસ સાથે મગધેશ્વર સેણિય બિંબિસાર અને ધનંજય આવી પહોંચ્યા

બિંબિસારે પ્રિયતમાને ધરતી પર ઢળી પડેલી જોઈને બૂમ મારી:
'પ્રિયે, આમ જો ..હું તારો પ્રિયતમ, જયકીર્તિ તને લેવા આવ્યો છું.'

અમ્બપાલીએ કશું ન સાંભળ્યું.

બિંબિસાર નજીક આવ્યો. તેજમૂર્તિ સમા ગૌતમ બુદ્ધને જોઈ ને નમી પડ્યો.

ભગવંતે કહ્યું 'રાજન, તારો પુત્ર અભયજિત મુક્તિ માર્ગનો પ્રવાસી બન્યો છે. તારી પ્રિયતમા દેવી અમ્બપાલીએ પણ ત્યાગમાર્ગ ધારણ કર્યો છે અને આ તારી પુત્રી પદ્મસુંદરી આશ્ચર્યથી અવાક્ બનીને ઊભી છે'

બિંબિસારે પદ્મસુંદરી સામે જોયું. પુત્રીને જોઈને બિંબિસારનું હૈયું અનંત વિચારોમાં વલોવાઈ રહ્યું.

પદ્મસુંદરી તરત પિતાનાં ચરણમાં નમી પડી.

ધરતી પર કાયા ઢાળીને પડેલી અમ્બપાલી સહજ સ્વરે બોલી ઊઠી:
'ભગવંત, ભગવંત...'

'પાલી, પશ્ચિમ ગગન તરફ દૃષ્ટિ કર ..સૂર્ય વિદાય થઈ ચૂક્યો છે તું તારા પ્રાસાદમાં જા, આવતી કાલે હું તારા ભવન પર આવીશ. તારી ભાવના સફળ થશે. તારા આગમનથી ભિખ્ખુણી સંઘ સમૃદ્ધ બનશે.' ભગવાન તથાગતે અભય આપ્યું.

'ભગવંત...હું ધન્ય બની ગઈ.' કહી અમ્બપાલી ધીરે ધીરે ઊભી થઈ એનું મસ્તક નમેલું હતું. એનાં નયનો ભગવાન તથાગતનાં ચરણ કમળમાં સ્થિર બન્યાં હતાં.

અને ભગવાન તથાગત પોતાના શિષ્યો સાથે વિદાય થયા.

ભાવ, તૃપ્તિ અને આનંદની પ્રતિમા સમી અમ્બપાલી પણ એમની પાછળ પાછળ ચાલવા માંડી.

આશ્ચર્યથી અવાક્ બનેલાં અન્ય સહુ દેવી અમ્બપાલીની પાછળ પાછળ ચાલવા માંડયાં.

ઉપવનના મુખ્ય દ્વાર પાસે સહુ ઊભા રહ્યા. ભગવાન તથાગત આમ્રકાનન તરફ ચાલવા માંડયા.

સુદાસના હાથમાંથી ચળકતી તલવાર ક્યારની નીચે પડી ગઇ હતી. આ નવા પરિચયથી તેના હૈયામાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો.

પદ્મસુંદરી સાક્ષાત્ કારુણ્યની પ્રતિમા સમી લાગતી માતાને ભેટી પડી.

અમ્બપાલી પુત્રીને લઈને પોતાના રથમાં બેસી ગઈ. બિંબિસારનું સ્વપ્ન વેરાઈ ગયું હતુ. અમ્બપાલીએ કેવળ એક જ વાર મગધેશ્વર સામે જોયું અને એ દૃષ્ટિ પારખ્યા પછી બિંબિસાર એક શબ્દ બોલી શકયો નહિ.

રથ વિદાય થયો.

ધનંજયે મગધેશ્વર સામે પ્રશ્નભરી નજરે જોયું. બિંબિસારે કહ્યું: 'ધનંજય, આપણે અહીંથી જ પ્રસ્થાન કરીએ.'

એમ જ થયું.

# ઉપસંહાર

જનપદ કલ્યાણી દેવી અમ્બપાલીએ પોતાની સમગ્ર સંપત્તિ શ્રી સંઘને અર્પણ કરી ..અને ભગવાન તથાગતની કૃપાથી તે ભિખ્ખુણી સંઘમાં જ્ઞાનની આરાધક બની ગઈ...

એકાદ સપ્તાહ પછી પદ્મસુંદરી સ્વામીના ભવન પર ન જતાં ચંપા તરફ ચાલી ગઈ.. દેવી અમ્બપાલીએ પોતાનો નીલપદ્મ પ્રાસાદ પદ્મસુંદરીને આપ્યો હતો પણ પદ્મસુંદરીએ તેનો સ્વીકાર ન કર્યો અને કહ્યું : ' મા, બંધન છોડ્યા વગર મુક્તિ મળી શકતી નથી. મારો પણ એ જ નિશ્ચય છે.'

સાધ્વી અમ્બપાલી અતિ પ્રસન્ન થઈ અને ચંપા પહોંચ્યા પછી પદ્મ સુંદરીએ ભગવાન પાર્શ્વનાથ પ્રભુની પરંપરાને શોભાવતા આર્ય સુદર્શી મુનિ પાસે સર્વત્યાગના માર્ગની પ્રાર્થના કરી.

'આર્ય સુદર્શી મુનિએ અતિ પ્રસન્ન ભાવે પદ્મસુંદરીને સર્વ ત્યાગના માર્ગ સમી દીક્ષા પ્રદાન કરી અને સાધ્વી વિજયશ્રીની નિશ્રામાં રહેવાની આજ્ઞા કરી

આર્ય સુદાસના જીવનમાં જબ્બર પરિવર્તન થઈ ગયુ...કેટલાક આંચકાઓ જીવનની શોભા બની જતા હોય છે. આર્ય સુદાસ પણ પોતાની સમગ્ર સંપત્તિનુ દાન કરીને મહામુનિ સુદર્શીના શરણે ગયો...

બિંબિસારના હૈયામાં સચવાયેલું સ્વપ્નમાધુર્ય નષ્ટ થાય તે

પહેલાં જ પુત્રની અભિલાષા સંતોષવા ખાતર મંદા ઉજ્જયનીથી અભયકુમાર સાથે આવી પહોંચી...

મગધેશ્વરે પત્ની અને પુત્રનો ઘણા જ આદર સાથે સત્કાર કર્યો.

કાળ ચાલ્યો જાય છે...ચાલતાં ચાલતાં તે અનેક સ્મરણોને પાતાળમાં ચાંપતો જાય છે, અનેકને ઉખેળતો જાય છે. અને અનેકને ઝીલતો જાય છે...એની ગતિમાં કોઈ રુકાવટ નથી...કોઈ અસ્થિરતા નથી...સ્પંદનનો કોઈ થડકારો પણ નથી...

કાળની લહરીઓ મહેકી ઊઠી હતી.

એક તરફ ભગવાન તથાગત લોકજીવનમાં સંકુચિત ભેદધારાને નષ્ટ કરી ધર્મના પ્રશસ્ત માર્ગની દિવ્ય રેખા અંકિત કરી રહ્યા હતા... અને બીજી તરફ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર શાશ્વત સુખનો નિશ્ચિત અને ભવ્ય માર્ગ દર્શાવીને લોકજીવનમાં અહિંસા, સર્વત્યાગ અને સમભાવનાં અમૃત બિછાવી રહ્યા હતા...જન્મ, જરા અને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવાની શાશ્વત સિદ્ધિ લોકજીવનમાં રેડી રહ્યા હતા...

સારાયે પૂર્વ ભારતમા સત્ય, અહિંસા અને મુક્તિની ગીતમાળા ગુંજી રહી હતી.

સમાપ્ત